# જૈન તીર્થ સર્વસંગ્રહ

## તીર્થ-મંદિર-મૂર્તિરચના અવલોકન

ભારતવર્ષના ધર્મોમાં જૈનધર્મ અને જૈનદર્શન પોતાનું અનોખું સ્થાન ધરાવે છે. એણે પોતાની આધ્યાત્મિક અને તાત્ત્વિક મૌલિક વિવેચનાઓથી આખા વિશ્વનું લક્ષ વર્ષોથી પોતાના તરફ ખેંચ્યું છે ને પોતાના આંગણે દૂરદૂરથી અભ્યાસીઓને નોતર્યા છે.

આ જૈનધર્મનો ભારતવર્ષમાં અનેકાંગી ફાળો છે. પોતાના તાત્ત્વિક અને વિશ્વબંધુત્વની સ્થાપનાને યોગ્ય ઉદાર સિદ્ધાંતો રજૂ કરતા આગમગ્રંથો દ્વારા તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં જેમ ભારતવર્ષના ધર્મોમાં એણે અમૂલ્ય ફાળો અર્પ્યો છે એમ એણે સર્જેલાં મંદિરાવલીઓથી શોભતાં ને અવેર-અહિંસાનો ઉપદેશ દેતી પ્રશમરસનિમગ્ન જિનપ્રતિમાઓથી ઓપતાં તીર્થધામો દ્વારા પણ સાંસ્કૃતિક પરંપરામાં પોતાનો હિસ્સો શોભીતી રીતે નોંધાવ્યો છે. ગાઢ અરણ્યો, ફળદ્રુપ ક્ષેત્રો, ગગનચુંબી પર્વતો, પુણ્યસલિલ સરિતાઓ ને નિર્મળ પ્રકૃતિક્ષેત્રો વચ્ચે રચેલી[1] આ મંદિરાવલી પુરાણ કાળથી પોતાના ઉપાસકોના ઐહિક અને પારલૌકિક કલ્યાણ કરવા સાથે, શિલ્પ-સ્થાપત્ય અને કળાવૈભવના વિકાસના નમૂનારૂપ બનેલ છે. પરમ કલ્યાણ ને પરમ કળાનાં આ સ્થાપત્યો નીચે દુનિયાના દેશો મુગ્ધ બની જાય એવો ઇતિહાસ કંડારેલો છે. કાળના હાથે અખંડિત રહેલાં ચૈત્યો ને જીર્ણોદ્ધાર પામેલાં ને પામતાં આ મંદિરોના પ્રત્યેક પાષાણમાં પુરાતત્ત્વવિદો અને ઇતિહાસકારો કોઈ મહાન યુગપરંપરા સજીવ થતી આજે પણ ઊકેલી રહ્યા છે.

આત્મકલ્યાણનાં આ જીવંત સ્મારકો કે તીર્થભાવનાનાં જે પ્રમાણો જૈન અનુશ્રુતિઓમાંથી મળી આવે છે[2] એ ઉપરથી તીર્થભાવના મૂળ જૈન સંઘને આભારી હોય અને જૈન સંસ્કૃતિમાંથી એ ભાવનાએ પોષણ મેળવી એના સંરક્ષણ અને સંવર્ધનની પરંપરાને આજ સુધી જીવિત રાખી હોય એમ લાગે છે.

જૈન ગ્રંથોના અધ્યયનથી જણાય છે કે જૈન મહાત્માઓ નગરની બહાર જંગલમાં કે પર્વતની ગુફાઓમાં આત્મસાક્ષાત્કાર કરવા યોગસમાધિ લગાવતા ને છેવટે કેવળજ્ઞાનની ઉચ્ચ દશા પ્રાપ્ત કરતા. એવા કેવળજ્ઞાની મહાત્માઓ પાસેથી આત્મજ્ઞાન મેળવવા જૈન સંઘ ત્યાં અવરજવર કરતો ને એવા જ્ઞાનીઓની પર્ષદા રચતો; જેને જૈન શાસ્ત્રોમાં 'સમવસરણ' કહેવામાં આવે છે. તેમનું એવા સ્થળે નિર્વાણ થતાં એ વિશ્વવંદ્ય પુરુષોની ચિરસ્મૃતિમાંથી આત્મકલ્યાણની પ્રેરણા મેળવવા જૈન સંઘ સદા ભક્તિપરાયણ રહેતો.

જૈન શાસ્ત્રોમાં '**तीर्यते अनेनेति तीर्थम्**' એવી તીર્થની વ્યુત્પત્તિ કરી છે. અર્થાત્—જેના વડે સંસારથી તરી

---

૧. "પ્રતિષ્ઠાસાર" ગ્રંથમાં જિનમંદિર બનાવવાનાં સ્થળોનો નિર્દેશ આ પ્રકારે મળે છે:—

"जन्म-निष्क्रमणस्थान-ज्ञान-निर्वाणभूमिषु । अन्येषु पुण्यदेशेषु, नदीकूले नगेषु च ॥
ग्रामादिसंनिवेशेषु, समुद्रपुलिनेषु च । अन्येषु वा मनोज्ञेषु, कारयेज्जिनमन्दिरम् ॥"

૨. પ્રાચીન આગમશાસ્ત્રોમાં તીર્થોની નોંધ આ રીતે મળે છે:

"अट्ठावय-उज्जिंते, गयग्गपए य धम्मचक्के य । पासरहावत्तनगं, चमरुप्पायं च वंदामि ॥"

—गजाग्रपदे दशार्णकूटवर्तिनि । तथा तक्षशिलायां धर्मचक्रे तथा अहिच्छत्रायां पार्श्वनाथस्य धरणेन्द्रमहिमास्थाने ॥ —"આચારાંગનિર્યુક્તિ"

"उत्तरावहे धम्मचक्कं, मथुराए देवणिम्मिओ थूभो। कोसलाए जियंतसामिपडिमा, तित्थंकराण वा जम्मभूमिओ ॥" —"નિશીથચૂર્ણિ"

ઉજ્જયંત-ગિરનાર સિવાયનાં અષ્ટાપદ, ગજાગ્રપદ, ધર્મચક્ર, રથાવર્ત નગ, ચમરોત્પાદ, મથુરાનો દેવનિર્મિત સ્તૂપ કોસલની જીવતસ્વામીની પ્રતિમા વગેરે તીર્થો આજે અજ્ઞાત છે—તેનો વિચ્છેદ થયો એમ સમજવું રહ્યું.

જવાય તે 'તીર્થ' કહેવાય. આ તીર્થ જંગમ અને સ્થાવર; એમ બે પ્રકારનાં માનવામાં આવ્યાં છે. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ સંઘને 'જંગમ તીર્થ' કહે છે: અને એ ચતુર્વિધ સંઘની સ્થાપના કરનારા 'તીર્થંકર' કહેવાય છે. એ તીર્થંકરોથી સંબંધિત સ્થાન 'સ્થાવર તીર્થ'રૂપે ખ્યાતિ પામ્યાં છે. વળી, તીર્થંકરોના જીવન સાથે સંબંધિત ન હોવા છતાં તેમની પ્રેરણાદાયક પ્રાભાવિક પ્રતિમાઓ જ્યાં સ્થાપન કરવામાં આવતી એ સ્થળો પણ પરંપરાથી તીર્થરૂપ મનાવા લાગ્યાં.

વસ્તુત: '**यद्यध्यासितमर्हद्भिस्तद्धि तीर्थं प्रचक्षते**' તીર્થંકરો અને મહાત્માઓએ પોતાના પાદવિહારથી જે ભૂમિને પવિત્ર કરી હોય અથવા તીર્થંકરોની કલ્યાણક જેવી ઘટનાઓથી જે ભૂમિ પાવન બની હોય ત્યાં ભક્તજનો એમનાં સ્તૂપ, નિષદ્યા વગેરે સ્મારકો ઊભાં કરતા તે 'તીર્થ' કહેવાતાં ને ભક્તજનો એ સ્થળે યાત્રાએ આવતા. પોતાના હૃદયમાં પણ એવા અરિહંતોનો અધ્યાસ કરવા માટે તેઓ યોગ્ય વાતાવરણ સર્જતા. આથી જ જૈનોનાં તીર્થો મોટે ભાગે પ્રકૃતિની ગોદમાં ગિરિશિખર ઉપર સર્જાયાં છે ને જૈનોએ પહાડોનો મહિમા વધુ ગાયો છે. વસ્તુત: પહાડની પ્રકૃતિ જૈન સિદ્ધાંતના સ્વરૂપને—તપ, ત્યાગની કઠોર ભૂમિકાને બરાબર મળતી આવે છે એ પણ એની વાસ્તવિક સાબિતીનું કુદરતી પ્રમાણ છે. આજનાં મંદિરોની રચનામાં પણ પાર્વતીય આકૃતિની તુલના થઈ આવે છે. મંદિરનું શિખર એ ગિરિશિખરની યાદ આપે છે, ગર્ભગૃહ એ ધ્યાનસ્થ મહાત્માની કલ્પનામાંથી ઊભું થયું હોય અને સભામંડપ એ મહાત્માની ઉપદેશવાણી સાંભળવાનું વ્યાખ્યાનપીઠ હોય એવી તુલનાત્મક કલ્પના સહજ થઈ આવે છે. બીજી દૃષ્ટિએ સમવસરણની રચનાનું તેમાં અનુકરણ હોય એમ પણ લાગે છે.

'બૃહત્કલ્પસૂત્ર'માં એ ચૈત્યોના શાશ્વત ચૈત્ય, સાધર્મિક ચૈત્ય, મંગલચૈત્ય અને ભક્તિચૈત્ય એવા ચાર પ્રકારો અને અવાંતર પ્રકારો બતાવવામાં આવ્યા છે. જિનાલયની રચના વિશે 'રાયપસેણઈય-સૂત્ર' 'જીવાજીવાભિગમસૂત્ર' વગેરેમાં ઘણી જાણવાયોગ્ય વિગતો સંગ્રહાયેલી છે. મધ્યયુગીન કાળનાં મંદિરો વિશે 'નિર્વાણકલિકા, 'વાસ્તુસાર' નામક ગ્રંથ(ત્રીજા અધ્યાય)માંથી વિસ્તૃત અને પદ્ધતિસરની અનેક બાબતોનું વર્ણન મળી આવે છે.[3]

જૈનોના કોઈ પણ તીર્થને નિહાળતાં એના ઇતિહાસના અધ્યયનથી સેંકડો ને હજારો વર્ષના કાળના પડદાઓ ચીરાઈ જાય છે ને એ કાળ, એ ભૂમિ ને એ ઘટનાઓનું મનોરમ દૃશ્ય આંખ સામે ખડું થઈ જાય છે. જૈનોનાં તીર્થો માત્ર વૈભવ કે કળાના નમૂના નથી પણ જૈન સંઘની જીવનકળા અને આત્મકલ્યાણનાં જીવંત પ્રતીકો તરીકે પંકાયાં છે. કાળના ઝંઝાવાતમાંયે જૈન સંસ્કૃતિનાં આ સદા ઉજ્જ્વળ પ્રતીકોએ પહાડના ખડક ઉપર ઊભેલા અડગ મૌન તપસ્વીની જેમ જૈન સંઘની રક્ષા કરી છે. ભારતના જુદા જુદા વિભાગમાં વસતા જૈનોના હોલવાતા ભાવનાદીપને આ પ્રતીકોએ —તીર્થોએ સંકોરી પ્રજ્વલિત બનાવી રાખ્યો છે ને જૈન સંઘને એકસાંકળે ગૂંથી રાખ્યો છે.

આવા દેવમંદિરોની પવિત્રતાની રક્ષામાં, કાળથી જર્જરિત થતાને ઉદ્ધારવામાં જૈન સંઘ પોતાના સર્વસ્વનો ભોગ આપે એમાં નવાઈ નથી. જૈન સંઘે પોતાની અઢળક સંપત્તિ એની પાછળ લગાવીને પોતાની ભક્તિ, ઉદારતા ને ભાવનાનો પરિચય આપ્યો છે. જૈન સંઘ આજે આટલા આત્મસમ્માન સાથે જીવંત રહી શક્યો છે એ એની તીર્થભાવના અને સરસ્વતીના અવતારસમા મુનિ-મહાત્માઓના ઉપદેશને આભારી છે. આવી દૂરંદેશી તીર્થભાવનાનો પ્રભાવ ઓછાવત્તા અંશે સઘળા ધર્મો ઉપર પડયો જ છે.

જીવનસાક્ષાત્કાર કરવા માટે ઉત્તુંગ ગિરિશિખરો પર નિર્માણ થયેલાં—જ્યાંના એક પથ્થરની ઢોળાઈ ને નકશી એક ચાંદીની પાટ જેટલી કિંમતની થઈ છે—એ સુંદર મંદિરો; એમાં વિરાજતી હીરા, પન્ના, નીલમ, સ્ફટિક, સુવર્ણ, રૌપ્ય ને ધાતુ-પાષાણની પ્રશમરસનિમગ્ન[4] ઉલ્લાસમયી મૂર્તિઓ; જેની સ્તંભાવલિમાં જીવનસત્યોનો આવિષ્કાર આલેખાયેલો છે ને જેના ગુંબજોમાં મૃત્યુંજયી મહાત્માઓની ભક્તિ કરતાં દેવ-દેવીઓનાં કમનીય અંગમરોડ સાથે નાટારંભ આલેખી નાટ્યશાસ્ત્રનો નિચોડ રજૂ કરી દીધો છે; જેના ટોડલે ટોડલે આત્મદર્શનની ઝલક આપતાં કમળો,

૩. "વાસ્તુસાર" વગેરે ગ્રંથોમાં જિનમંદિરના વિવિધ પ્રકારોના ૯૬૭૦ ભેદોનું વર્ણન મળે છે.

૪. મહાકવિ ધનપાલે જૈન મૂર્તિ વિશે સાચું જ કહ્યું છે:

**प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं, वदनकमलमङ्कः कामिनीसङ्गशून्यम् । करयुगमपि यत्ते शस्त्रसम्बन्धवन्ध्यं, तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥**

શંખ, દીપકો ને નંદ્યાવર્તની ચિત્રમાળા, લલિતકળાનાં આભૂષણો, વાજિંત્રો ને પશુ-પંખીઓની હારમાળા આલેખી છે ને ઉર્ધ્વગામી આદર્શોનું ઉદ્બોધન કરતી શિખરોની શ્રેણિઓ રચેલી જોવાય છે. આવા મંદિરો દ્વારા જૈનધર્મે પોતાની ભાવપ્રધાન કળાની પરંપરા, સૌંદર્યની પ્રણાલિકા અને ધર્મનું આભિજાત્ય વિશિષ્ટ પ્રકારે પ્રગટ કર્યું છે. જેઓનો ભૂતકાળ પવિત્ર અને ઉજ્જવળ હતો એવા વીતરાગ ભગવાનનાં મંદિરો દ્વારા આર્યાવર્તની પ્રજાને સાદાઈ, સદાચાર ને સંસ્કારી બની ભવિષ્યકાળ ઉજ્જવળ બનાવવાનો—તમસ્‌નો પરિત્યાગ, રજસ્‌નું દમન અને સત્ત્વગુણના પ્રાકટ્યનો આદેશ યુગોથી મળ્યા કર્યો છે ને એ દ્વારા જીવનના વિશુદ્ધ આનંદની રસલહાણ વહેતી કરી છે.

આવા વિભૂતિમાન પ્રત્યેક તીર્થ, પ્રત્યેક પહાડ ને પ્રત્યેક મંદિરાવલી એ જૈનધર્મની—જૈન સમાજની સભ્યતા, ધર્મભાવના ને વિચારપરંપરાનો ઇતિહાસ રજૂ કરે છે. જૈનોનાં ઉત્થાન ને વિકાસ ત્યાંના જ પથ્થરો પર, એની આસપાસની ભૂમિ પર, ત્યાંના ખંડેરો ને ઉદ્યાનો પર આલેખાયેલો પડ્યો છે. આંખ હોય તે નિહાળી શકે, શ્રુતિ હોય તે સમજી શકે, સ્મૃતિ હોય તે નાણી શકે.

આજે ભારતવર્ષની ચારે દિશામાં જૈન શ્વેતાંબર મંદિરોની લગભગ ૫૦૦૦ અનુપમ ઇમારતો ઊભી છે ને જે દેવમંદિરો ભૂગર્ભમાં ભળી ગયાં કે બીજાના હાથ તળે પડ્યાં છે એની તો આમાં ગણતરીયે નથી.

આ "**જૈન તીર્થ સર્વસંગ્રહ**" દ્વારા એ મહાન કાર્ય યત્કિંચિત્ પણ કરવાનો અભિલાષ છે. અલબત્ત, આ કાર્ય એટલું મહાન છે અને સાધનો એટલાં ટાંચાં છે કે એને સર્વાંગપૂર્ણ કહી ન શકાય. છતાં ટૂંકી મર્યાદામાં પણ એ માર્ગે એક નમ્ર પ્રયાસ છે; એટલું જ કહેવું બસ છે.



# ગૂર્જરભૂમિની મંદિરાવલી

**ભારતવર્ષમાં** ગુજરાત આજે ધર્મ, સંસ્કૃતિ ને કળાની બાબતમાં પોતાનું વિશિષ્ટ સ્થાન ધરાવે છે. એક કાળે મગધમાં જે જૈનધર્મનો પ્રચાર હશે એની ઝાંખી ગુજરાત આજે કરાવી રહ્યું છે.

ગુજરાત સદાકાળ એક છત્રછાયા નીચે રહ્યું નથી. ગુજરાત નામ તો ગૂર્જરોને રાજ્ય પ્રાપ્ત થયા પછી જ મળ્યું છે. ચાવડા તેમજ સોલંકીવંશના રાજત્વકાળમાં કચ્છ, કાઠિયાવાડ અને ભિન્નમાળ–આબુથી લઈને મહાનદી સુધીનો પ્રદેશ સામાન્યતઃ એક જ નામે ઓળખાતો હતો, પરંતુ તે પહેલાં પ્રાચીન કાળથી આ પ્રદેશના મુખ્ય ત્રણ ભાગ હતા; સૌરાષ્ટ્ર, લાટ અને આનર્તદેશ. આ ત્રણે પ્રદેશો આજે ગૂર્જરભૂમિનું એકમ બની રહ્યાં છે.

આ ગૂર્જરભૂમિ આજે જૈનધર્મનું પ્રધાન કેન્દ્રધામ છે. જૈનોએ પોતાની સમગ્ર શક્તિ એના ઉપાસનામંદિરો પાછળ રેલાવી દઈ ગૂર્જરભૂમિને નંદનવન સમી બનાવી મૂકી છે. કેટલાંક સ્થળો તો ઘટાભર્યા લતામંડપો જેવાં મંદિરોનાં ઝુમખાંની સુરભિથી એમનાં કળાભક્તિ અને અપૂર્વ ત્યાગનું ગૌરવ ધારી બેઠાં છે. નાનું ગામડું પણ એવા એકાદ મંદિરની રચનાથી નગરની શોભા દાખવી રહ્યું હોય એમ જણાઈ આવે છે.

અતિપ્રાચીન કાળથી આ ભૂમિમાં જૈનધર્મનો પ્રસાર હતો એવી નોંધ જૈન ગ્રંથોમાંથી મળી આવે છે. જે કાળના ઉલ્લેખો આપણને સાંપડે છે એ કાળનો લાંબો ગાળો, રાજક્રાંતિઓ, ભૌગોલિક પરિવર્તનો, અસલનાં લાકડાનાં મંદિરોની રચના સામે હવા, પાણી અને ગરમીનાં ભીષણ આક્રમણો, ઝનૂની હુમલાઓ તેમજ પ્રજાનાં થતાં સ્થળાંતરોના કારણે પ્રાચીન યુગનાં પ્રમાણ આપે એવું કોઈ અવશેષ બચી શકે તેની આશા રાખવી વધારે પડતી ગણાય. અલબત્ત, ઇતિહાસકાળની મળી આવતી પુરાતાત્ત્વિક સામગ્રી એની પ્રાચીન પરંપરાની કંઈક ઝાંખી કરાવે છે.

પુરાતત્ત્વજ્ઞો જેને ઇતિહાસકાળ પહેલાંનો યુગ કહે છે એ કાળમાં ભગવાન ઋષભદેવે શત્રુંજયગિરિની અનેકવાર સ્પર્શના કરી હતી. એમના પુત્ર ચક્રવર્તી ભરતરાજે પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવ ભગવાનનું રત્નમય રમણીય દેવમંદિર બંધાવ્યું હતું.[1] ભગવાન ઋષભદેવ પછી બીજા તીર્થંકરોએ અને મહાપુરુષોએ આ ભૂમિને પુનિત બનાવી હતી. એ જ

1. "શત્રુંજયમાહાત્મ્ય"

કારણ છે કે આ ગિરિની પવિત્રતાનો મહિમા પરંપરાએ આજ સુધી જૈનોના આબાલવૃદ્ધ હૃદય ઉપર ઊંચું આસન જમાવી બેઠો છે.

વીસમા તીર્થંકર મુનિસુવ્રતસ્વામીના વારામાં ભૃગુકચ્છ(ભરૂચ)માં જૈનધર્મે દેવ કે મનુષ્ય જ નહિ પરંતુ તિર્યંચો માટે પણ જૈનધર્મનાં સિંહદ્વાર અભંગ હોવાની પ્રતીતિ કરાવતાં તેમજ વિશ્વબંધુત્વની સચરાચરની મુક્તિની વાતને તાદૃશ કરતાં 'અશ્વાવબોધ' અને 'શકુનિકાવિહાર'ની ઘટનાના સ્મરણીય દેવપ્રાસાદો ઊભા કર્યા હતા. કાળથી જીર્ણ બનેલા એ મંદિરનો છેલ્લો ઉદ્ધાર મંત્રીશ્વર ઉદયનના પુત્ર મંત્રી આંબડે (આમ્રભટ્ટે) સં. ૧૨૨૧–૨૨ માં કરાવ્યો હતો, એના ગ્રંથસ્થ પુરાવાઓ જડી આવે છે[૨]

એ પછી યાદવકાળ જેટલા પ્રાચીન કાળમાં શ્રીકૃષ્ણના પિતરાઈ ભાઈ બાવીશમા તીર્થંકર શ્રીઅરિષ્ટનેમિ ભગવાનનો સંબંધ દ્વારકા અને ગિરનાર સાથે હતો એવો ઉલ્લેખ પ્રાચીન ગ્રંથો કરે છે.[૩] ભગવાન અરિષ્ટનેમિએ ગિરનારમાં પોતાની સાધના આરંભી હતી ને તેમનાં દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણ: એમ ત્રણ કલ્યાણકોથી એ ભૂમિ પૂજનીય બની હતી.[૪] એ સમયે ભક્તોએ જે સ્મારકો રચ્યાં તે કેટકેટલાયે ઉદ્ધારો પામ્યા પછી સિદ્ધરાજ જયસિંહના મંત્રી ને સોરઠના દંડનાયક સજ્જન શ્રેષ્ઠીએ સં. ૧૧૩૫ માં લાકડાના મંદિરના સ્થાને આરસનું મંદિર બંધાવ્યાના શિલાલેખીય અને ગ્રંથસ્થ પ્રમાણો સાંપડે છે.[૫]

જૈન ગ્રંથોમાં જેનાં નામો જૈન ધામ તરીકે ઓળખાય છે તે મુજબ દ્વારકા જેનું બીજું નામ કુશસ્થલી હતું તેનું વર્ણન જૈનસૂત્રોમાં આવે છે. દ્વીપાયન ઋષિએ દ્વારકાનો વિનાશ કર્યો હોવાના ઉલ્લેખો બ્રાહ્મણ અને જૈનગ્રંથોમાં મળી આવે છે. આજે આ સ્થાન વૈષ્ણવોના ધામ તરીકે મનાય છે. 'આવશ્યકચૂર્ણિ'માં પ્રભાસને જૈન તીર્થરૂપે ઓળખાવ્યું છે. આજે આ સ્થાન શૈવોનું ધામ બનેલું છે. એ સિવાય હસ્તકલ્પ નગર જેને આજે હાથબ નામે ઓળખવામાં આવે છે તેનો ઉલ્લેખ જૈન સૂત્રોમાં આવે છે. શ્રીપાર્શ્વનાથના તીર્થ તરીકે મધુમતી–મહુવા પણ ખૂબ પ્રસિદ્ધ હતું. મોઢેરાનો ઉલ્લેખ 'સૂત્રકૃતાંગ'ની ચૂર્ણિમાં આવે છે. સિદ્ધસેનાચાર્યે આ સ્થાનને પાદવિહારથી પવિત્ર બનાવ્યું હતું. આનર્તપુર–આનંદપુરમાં સહુ પહેલી 'કલ્પસૂત્ર'ની વાચના થઇ હતી. આવી બીજી કેટલીયે હકીકતો અહીં ઊમેરી શકાય, પણ એને અહીં અવકાશ નથી.

મૌર્ય સમ્રાટ સંપ્રતિરાજે જૈનધર્મના પ્રચારનાં જે યશસ્વી કાર્યો કર્યાં છે એનાથી એણે જૈનોના ઇતિહાસમાં મોખરાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ઇતિહાસ કહે છે કે, બીજા દેશોની માફક એણે ગુજરાતની ભૂમિને અસંખ્ય જિન–મંદિરોથી શણગારી દીધી હતી. એ જ કારણ છે કે એમના સમયની પ્રાચીન જિનમૂર્તિઓ આજે પણ ભૂગર્ભમાંથી મળી આવે છે ને તેમાંની કેટલીક મૂર્તિઓના કારણે તો નવાં તીર્થોની સ્થાપના પણ થઇ છે.

ગિરનાર પર્વતની એક ગુફામાંથી મળી આવેલા ક્ષત્રપકાલીન (બીજી સદીના) શિલાલેખથી એ જૈન ભૂમિની ઐતિહાસિક પ્રાચીનતા પુરવાર થાય છે.[૬] ઢાંક, અંધાઉ, મહુડી,[૭] આકોટક,[૮] ઘૂમલી વગેરેમાંથી સહજ રીતે મળી આવેલાં શિલ્પોએ સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં જૈનત્વના બહોળા પ્રસારની પ્રામાણિકતા ઇતિહાસવિજ્ઞોમાં સિદ્ધ કરી આપી છે.

---

૨. "વિવિધતીર્થકલ્પ"માં 'અશ્વાવબોધતીર્થકલ્પ' પૃ૦ ૨૦–૨૨ પ્રકાશક: સિંઘી જૈન ગ્રંથમાળા.

૩. "ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત" અને "વસુદેવહિંડી"

૪. उज्जितसेलसिहरे, दिक्खा-नाण निसिहिया जस्स । त धम्मचक्कवट्टिं, अरिट्ठनेमिं नमसामि ॥

૫. "Antiquities of Kathiawar" P. 159 અને "વિવિધતીર્થકલ્પ"માં 'રૈવતગિરિકલ્પ' પૃ૦ ૯, પ્રકા૦ સિં. ગ્રં.

૬. "The Archaeology of Gujarat" (Bombay 1941)માં ગિરનારની ગુફાના એક શિલાલેખનો પરિચય.

૭. "Bulletin of the Deccan College Research Institute" Vol. I. nos. 2–4, March 1940.
મહુડીની મૂર્તિ પર આલેખાયેલો શિલાલેખ—
"नम[:] सिद्ध[ नम् ]विरिगणस्स...उव[रि]का आर्यसंघ-श्रावक ॥"

૮. "જૈન સત્ય પ્રકાશ" વર્ષ: ૧૬, અંક: ૧૦ માં 'વડોદરામાં પ્રગટ થયેલી એક હજાર વર્ષ પહેલાંની શ્વેતાંબર જૈન પ્રતિમાઓ'

સૂર્યવંશી પ્રથમ શિલાદિત્ય રાજવીના સમયે વલભી જૈનધર્મનું કેંદ્ર હતું. એ સમયે ૮૪ જિનમંદિરો પોતાની વિજયપતાકા અહીં ફરકાવી રહ્યાં હતાં. મહાશ્રુતધર શ્રી. દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે આ ભૂમિમાં જ વીર નિ૦ સં૦ ૯૮૦માં શ્રમણસંઘને એકઠો કરી જૈન આગમસાહિત્યને પુસ્તકારૂઢ કર્યું હતું.[૯] એ દૃષ્ટિએ વિદ્યાતીર્થ તરીકે વલભીનું સ્થાન નોંધપાત્ર ગણાય. પ્રસિદ્ધ તાર્કિક મલ્લવાદી આચાર્યે[૧૦] અને પ્રકાંડ આગમરહસ્યવેત્તા શ્રી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે[૧૧] પોતાની પ્રવચનપ્રતિભાને અક્ષરદેહ આપ્યો તે આ જ પુણ્યભૂમિ હતી.

વલભી ભાંગ્યું ને ભિન્નમાળે એ સંસ્કારો ઝીલ્યા. ભિન્નમાલ (શ્રીમાલ) એ સમયે ગૂર્જરભૂમિનું મુખ્ય નગર હતું. પ્રભાવશાળી શ્રુતધર આચાર્યોએ એ પ્રદેશમાં ભગવાન મહાવીરની વાણીનો સંદેશધ્વજ રોપ્યો ને એ ભૂમિને દેવગૃહોથી રમ્ય બનાવી દીધી. શ્રી. વટેશ્વર નામના મહાન આચાર્યે આકાશવપ્ર નગરમાં રમ્ય જિનમંદિર બંધાવ્યાની નોંધ એક પ્રશસ્તિમાંથી મળે છે.[૧૨] એ પછી લગભગ આઠમા—નવમા સૈકામાં તાર્કિકશિરોમણિ શ્રી. હરિભદ્રસૂરિ અને દાક્ષિણ્યચિહ્ન શ્રી. ઉદ્દ્યોતનસૂરિ જેવા વિદ્યાસ્વામીઓએ જૈન સંસ્કારોથી આ ભૂમિને મઘમઘતી પુણ્યમયી બનાવી દીધી.

ભિન્નમાલ પણ ભાંગ્યું ને પંચાસરની ભૂમિ ઉપર વનરાજ ચાવડાએ ગુજરાતના રાજ્યનું શિલારોપણ કર્યું. શ્રી શીલગુણસૂરિએ તેને આશ્રય આપ્યો હતો. શ્રીદેવી નામની શ્રાવિકાએ તેને રાજતિલક કર્યું હતું ને ચાંપા નામના જૈન વણિકે તેનું મંત્રીપદ શોભાવ્યું હતું. જૈન સંસ્કૃતિના વૃદ્ધિગત મહાવૃક્ષનું આ બીજારોપણ કોઈ સુવર્ણ ઘડીનું ભાન કરાવે છે.[૧૩] વનરાજે જૈનધર્મના ઉત્કર્ષમાં સાથ આપ્યો હતો એટલું જ નહિ; એણે પંચાસરાનું જિનમંદિર બંધાવી જૈનધર્મ તરફ પોતાની અભિરુચિનું ને જૈન સંતાનોના ઉપકારનું ઋણ એ રીતે અદા કર્યાનું પ્રમાણ પૂરું પાડયું છે. એ સમયથી જૈનમંત્રીઓએ રાજ્યના અધિકારપદે રહી જૈન સંસ્કૃતિને સંપન્ન બનાવવા બધી રીતે ભગીરથ પ્રયાસ કર્યાનો ઇતિહાસ સુવર્ણાક્ષરોમાં અંકિત છે.[૧૪]

ચૌલુક્યકાળનો ઇતિહાસ બહુ સ્પષ્ટ અને સર્વવિદિત છે. એ કાળમાં કે તે પછીના સમયની નગરીઓમાં અને ગામડામાં પણ જૈનોનો પ્રતાપ ગાજતો હતો. વિસ્તારભયે એની લાંબી વિગતોમાં અમારે ઊતરવું નથી; ટૂંકમાં એ સમયે રાજવીઓએ જૈનાચાર્યો, જૈન મંત્રીઓ અને શ્રેષ્ઠીઓના પ્રભાવ તળે આવી જઈ જૈનધર્મના ઉત્કર્ષમાં ઉદાર આશ્રય આપ્યો એટલું જ નહિ; પોતાની હૃદયગત ભક્તિ અને ઔદાર્યને મૂર્તિમંત બનાવતી ઠેર ઠેર મંદિરાવલીઓ ઊભી કરી કે સાથ પુરાવ્યો. એ સમયે ભાગ્યે જ એવું કોઈ ગામડું હશે જેમાં જૈનમંદિર એના અલંકારસમું શોભી ન રહ્યું હોય! નવા નગરની સ્થાપનામાં જૈન વણિકોને પ્રથમ સ્થાન મળતું એનું કારણ પણ એ જ હતું.

આ રીતે જૈનોના સામર્થ્ય, ભક્તિ અને ઉદારતાથી ઊભાં થયેલાં અસંખ્ય જિનમંદિરોથી ગુજરાતની ભૂમિ નંદનવન સમી શોભા ધરાવે એમાં નવાઈ નથી. પરંતુ રાજક્રાંતિ અને ધાર્મિક હુમલાઓથી ગુજરાતની વાડી વેરાન બની સુકાવા લાગી. એ અસંખ્ય મંદિરોનો બહુ મોટો ભાગ આજે નાશ પામ્યો છે, છતાં જૈનાચાર્યોના તપસ્તેજ અને વાણીપ્રભાવથી તેમજ વણિકોએ પોતાના વાણિજ્ય કુનેહથી મેળવેલી મહાજન તરીકેની ખ્યાતિ સામે ગમે તે સત્તાને ઝૂકવું પડતું હતું ને એથી જ મુસલમાન, મરાઠા અને અંગ્રેજ અમલ દરમિયાન જાણે એ વિનાશની પ્રતિક્રિયા થઈ આવી હોય એમ બમણા વેગથી જૈનોએ મંદિરોની રચના કર્યે જ રાખી જેથી આજે પણ સેંકડો મંદિરો આ ભૂમિ ઉપર જોઈ શકાય છે. કેટલાક પર્વતો અને નગરો તો જૈન મંદિરોના નગરની ખ્યાતિને વરી ચૂક્યાં છે એ સર્વવિદિત છે.

આબુનો પ્રદેશ આજે ગુજરાતની સીમામાં આવેલો છે. પરમારોના સમયે તે પ્રદેશ ગુજરાતના રાજાઓને આધીન હતો.

---

૯. वलहिपुरम्मि नयरे, देवड्ढिपमुहसयलसंघेहिं । पुव्वे आगम लिहिउ, नवसय असीआणु वीराओ ॥

૧૦. "પ્રભાવકચરિત"માં 'શ્રી મલ્લવાદિચરિત' પૃ૦ ૭૭. પ્રકા૦ સિં. ગ્રં.

૧૧. "વિશેષાવશ્યક ભાષ્ય"ની જેસલમેરીય તાડપ્રતિ. જેમાં નીચે મુજબનો ઉલ્લેખ છે—

"पंच सता इगतीसा, सगणिवकालस्स वट्टमाणस्स । तो चेत्तपुण्णिमाए, बुधदिणसातिम्मि णक्खत्ते ॥
रज्जे णु पालणपरे, सी[लाइ]चम्मि णरवरिंदम्मि । वलभीणगरीए इमं, महवि......मि जिणभवणे ॥"

૧૨. "કુવલયમાલા"ની પ્રશસ્તિ

૧૩. गौर्जरात्रमिदं राज्यं, वनराजप्रभृत्यभूत् । स्थापितं जैनमन्त्रीभिस्तद्द्वेषी नैव नन्दति ॥

એવા સમયે ગૂર્જરનૃપતિ ભીમદેવના કુશળ મંત્રીશ્વર વિમળશાહે સં. ૧૦૮૮ માં આબુ પર[૧૪] અને ધોળકાના વીરધવલ રાજવીના મુત્સદ્દી મહામાત્ય બંધુબેલડી વસ્તુપાળ–તેજપાળે સં. ૧૨૮૭–૮ માં આબુ અને ગિરનાર[૧૫] વગેરે સ્થળોમાં કળામય મંદિરો બંધાવી જૈનોની કળારસિકતા અને ઓદાર્યનો પરિચય કરાવ્યો; જે કારણે આજ સુધીમાં એ જોનાર કોઈ પણ માનવી મંત્રમુગ્ધ બની જાય છે. કળામર્મજ્ઞો તો કહે છે કે દેલવાડાનાં દહેરાં એ કેવળ જૈન મંદિરો જ નથી, એ ગુજરાતના અમાપ ગૌરવની પ્રતિમા છે. એનાં એકેક તોરણ, ઘૂમટ, સ્તંભ ને ગોખમાં ગુજરાતની અપૂર્વ કળા, શોખ અને લક્ષ્મી ઊભરાઈ રહ્યાં છે.

ગૂર્જરનરેશ કુમારપાલે તો જૈનધર્મના ઉન્નત શિખર પર કળશારોપણ કરી પરમાર્હતની નામના મેળવી છે. ગુજરાતનાં કેટલાંયે નગરો ને પહાડો પર એમણે જિનપ્રાસાદો રચાવ્યાના ગ્રંથસ્થ અને શિલાલેખીય પ્રમાણો મળે છે. આબુ, ગિરનાર, ઈડર, તારંગા વગેરે પહાડો પર એની ઉદારતાનાં પ્રતીકો ઊભાં છે. તારંગાનો અજિતજિન-પ્રાસાદ એની બેનમૂન ઉત્તુંગ રચનાની યશોગાથા આજે પણ સાંભળાવી રહ્યો છે.[૧૬]

આ રીતે શત્રુંજયની પવિત્રતા, ગિરનારની પ્રાચીનતા, આબુની કળામયતા અને તારંગાની ઉત્તુંગતાની વિશેષતાઓથી કળાપ્રેમીઓનાં હૃદય ભક્તિભીનાં બની જાય છે એ સિવાય ઈડર, પાવાગઢ, તળાજા, શિહોરની ટેકરી વગેરે પહાડીઓનાં શિખરો જૈનોનાં દેવમહાલયોથી ઓપતાં તીર્થધામ બન્યાં છે. કહી શકાય એમ છે કે ગુજરાતના લગભગ બધા નાના–મોટા પહાડો પર જૈનોએ પોતાની સંસ્કૃતિનો ઉર્ધ્વગામી ગૌરવ ધ્વજ ફરકતો રાખી વન્યભૂમિને સંસ્કારી–ઉજાળી જંગલમાં મંગલમય સમૃદ્ધિ સર્જી દીધી છે. મંદિરોનું આકર્ષણ ન હોત તો એ પર્વતોને કોણ પૂછવાનું હતું! મંદિરો ન હોત તો કળાદેવીની ઉપાસના કોણ કરવાનું હતું!! અને ભક્તિપરાયણ ઉદાત્ત ભાવના ન હોત તો આવા સમર્થ ત્યાગની સંભાવનાયે ક્યાંથી હોત!!! શ્રી. સુરેશ દીક્ષિતનું એ કથન સાચું છે કે–'મૂર્તિપૂજાના ખોળામાં જ શિલ્પકળા સચવાઈ છે. મૂર્તિ અને મંદિરની વિવિધ રચનાઓમાં આપણા રાષ્ટ્ર અને ધર્મની વિવિધ રેખાઓ પડી છે. પુરાણોની અસંખ્ય કલ્પનાઓને પથ્થરરૂપે સાકાર કરવાની પ્રતિષ્ઠા મૂર્તિઓ અને મંદિરોને વરે છે. મૂર્તિઓ પ્રજાની મનોભાવના, આશા-નિરાશા અને કલ્પનારૂપે છે. સંસ્કારોનું એ નવનીત છે.'

કોણ કહી શકે એમ છે કે જૈનોની સંસ્કારસમૃદ્ધિ અને જીવંત ભાવનાનો પડઘો આમાંથી નથી સંભળાતો?

આટલી આછી નોંધ લીધા પછી હવે આપણે ગુજરાતનાં તીર્થો અને નગરોના રમણીય મંદિરપ્રદેશ ઉપર નજર ફેરવીએ.



---

૧૪. "અર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ" લેખાંક ૧, શ્લોક: ૧૧—

श्रीविक्रमादित्यनृपाद् व्यतीतेऽष्टाशीतियाते शरदां सहस्रे । श्रीआदिदेवं शिखरेऽर्बुदस्य निवेशितं श्रीविमलेन वंदे ॥

૧૫. "પ્રાચીન જૈન લેખસંગ્રહ" ભા. ૨. લેખાંક : ૬૪ અને લેખાંક : ૩૮

૧૬. यस्तारणक्षितिधरे कृतचैत्यचैत्ये । चैत्ये कुमारनृपतेर्नृपतेर्महोभिः ॥

—(જૈન સ્તોત્રસંગ્રહ—ભા. ૨ માં "તારણદુર્ગાલંકારઅજિતસ્વામિસ્તોત્ર")

# ૧. અમદાવાદ

( કોઠા નંબર : ૧–૨૮૪ )

ગુજરાતના પાટનગર તરીકે સુપ્રસિદ્ધ અમદાવાદનું બીજું નામ રાજનગર છે અને જૂના વખતમાં તેમજ આજે એ 'જૈનપુરી' એવા નામથી ઘણે સ્થળે પ્રસિદ્ધ છે. એનું કારણ જેમ ગુજરાતના સાંસ્કૃતિક અને ઔદ્યોગિક વિકાસમાં જૈનોનો મોટો ફાળો છે તેમ આ નગરના વિકાસમાં, વેપાર-ઉદ્યોગમાં ને વિખ્યાતિમાં જૈન પ્રજાનો; એના ધર્મવીર, દાનવીર ને કર્મવીર જૈન શ્રેષ્ઠીઓનો ને સુચરિત સરસ્વતીના અવતારસમા નિર્ગ્રંથ જૈન આચાર્યમહારાજોનો મોટો હિસ્સો છે.

સાબરમતીના ડાબા કાંઠે આ નગરી આ રૂપમાં પંદરમા સૈકા( સં. ૧૪૬૮ )માં નિર્માણ થઈ હતી;[૧] એમ ઇતિહાસ કહે છે પરંતુ જૂના રૂપમાં તો તેનું અસ્તિત્વ દશમા સૈકા પહેલાંનું કેટલાક પુરાતત્ત્વવેત્તાઓએ સ્વીકાર્યું છે. આજના અમદાવાદના ત્રણ અવતારસમા—આશાવલ, કર્ણાવતી ને અમદાવાદ—ત્રણેમાં જૈનોનો પ્રતાપ ગૂંજતો દેખાય છે.

**આશાવલ:**

આશાવલ—આશાપલ્લી જે દશમા સૈકા પહેલાનું છે તેમાં "પ્રભાવકચરિત"કારના કથન મુજબ: અહીં ૮૪ મોટા શ્રીમંત શ્રાવકો વસતા હતા.[૨] જૈન અને હિંદુઓનાં અનેક મંદિરો હતાં. અહીં ભાભા પાર્શ્વનાથનું વિશાળ મંદિર હોવાનું શ્રી. સમયસુંદર ઉપાધ્યાય નોંધે છે.[૩] ઉદયન મંત્રીએ બંધાવેલો બોંતેર દેવકુલિકાવાળો ભવ્ય 'ઉદયન-વિહાર' નામે જિનપ્રાસાદ હતો.[૪] ચાચ નામના શ્રેષ્ઠીએ પણ અહીં જૈન દેવાલય બંધાવ્યું હતું.[૫] શ્રીવાસુપૂજ્યસ્વામીનું એક મંદિર હતું.[૬] આ સિવાય બીજાં દેવાલયો ઉપરાંત જૈન ભંડારો અને અનેક ગ્રંથો લખાયાની નોંધ પ્રશસ્તિઓમાંથી મળી આવે છે. જૈન શ્રેષ્ઠી અભયડ નામનો દંડનાયક અહીં જ વસતો હતો.[૭]

**કર્ણાવતી:**

અગિયારમી સદીમાં આશાવલના સ્વામી ભીલપતિ આશાને કર્ણદેવે હરાવી આશાવલને પોતાના નામ ઉપરથી 'કર્ણાવતી' નામ આપ્યું. "ગુજરાતના ઐતિહાસિક સાધનો" નામના પુસ્તકમાં જણાવ્યું છે કે—"કર્ણાવતી થોડા વખતમાં જૈનધર્મનું કેંદ્ર બની ગયું." સોલંકી સિદ્ધરાજના સમયમાં પ્રસિદ્ધ વાદિપુંગવ શ્રી. દેવસૂરિ આવ્યા ત્યારે 'અરિષ્ટનેમિપ્રાસાદ'માં પોતાની પ્રવચનધારા વહાવતા હતા.[૮] સાંતૂ મંત્રીએ અહીં વિશાળ મંદિર બંધાવ્યું હતું. અહમદશાહ બાદશાહનું ફરમાન મેળવી શત્રુંજયનો મોટો સંઘ કાઢનાર સંઘવી ગુણરાજનો પૂર્વજ ચાચો કર્ણાવતીનું ભૂષણ ગણાતો હતો. શ્રી. હેમચંદ્રાચાર્યે અહીં જ પ્રાથમિક શિક્ષણ લીધું હતું. મંત્રી પેથડે અહીં

---

૧. જૈન ભંડારોમાંના એક હસ્તલિખિત પત્રમાં આપેલી રાજાવલી મુજબ—

સંવત્ ૧૪૬૮ વર્ષે વૈશાખ વદિ ૭ રવૌ પુષ્યે અહિમદાવાદસ્થાપના ॥

૨. "પ્રભાવકચરિત" પૃ૦ ૧૬૫, શ્લો. ૧૨૬ પ્રકા૦ સિં. ગ્રં.

૩. "ભાભઉ પારસનાથ મઇ ભેટ્યો, આસાઉલીમાંહિ આજ રે;"

—'તીર્થભાસ છત્તીસી', "જૈન ગૂર્જર કવિઓ" ભા. ૩, પૃ૦ ૮૭૪

૪. "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" પૃ૦ ૩૩૫.

૫. એજન. પૃ૦ ૪૫૪.

૬. "પુરાતન પ્રબંધસંગ્રહ" પૃ૦ ૨૭

૭. "જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ" પૃ. ૧૧૩.

૮. "પ્રભાવકચરિત" પૃ. ૧૭૪, શ્લો. ૮૧–૮૩.

એક ગ્રંથભંડાર સ્થાપ્યો હતો. કર્નલ ટૉડે અહીં ૬૪ જિનમંદિરોનાં ખંડિયેરો હોવાનું જણાવ્યું છે, જેમાંનું આજે એકે હયાત નથી.

**અમદાવાદ:**

આ આછી નોંધ અમદાવાદની સ્થાપના પહેલાંના ભૂતકાળની સમૃદ્ધ ભૂમિકાની યાદ આપે છે અને આજે અમદાવાદની ભૂમિ ઉપર સ્થાપિત થયેલાં ૨૦૪ થીયે વધુ જૈન મંદિરોમાંથી કેટલાંક મંદિરોનો ઇતિહાસ તો ગુજરાતના ઇતિહાસ જેટલો જૂનો છે. આજનાં આશરે દશ હજારથીયે વધુ જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક કોમનાં ઘરોનો ઇતિહાસ પ્રતાપ, સેવા ને સ્વાર્પણથી સુવાસિત બનેલો છે. અહીંના મહાજનોની શાખ ઠેઠ દિલ્હી દરબાર સુધી હતી. જૈન પ્રજાનું મન દુખાવતાં ઔરંગઝેબ જેવા બાદશાહો પણ ખચકાતા. દિલ્હી દરબારમાં અમદાવાદનો બોલ સૌ પહેલાં ઝીલાતો. અહીંના શરાફો સાથે બાદશાહો અને ઉમરાવોનો મીઠો સંબંધ હતો. મરાઠા સમય અને અંગ્રેજ અમલ દરમ્યાન પણ જૈન શ્રેષ્ઠીઓએ પોતાની સંપત્તિ, સત્તા અને લાગવગથી પોતાનું વર્ચસ્વ જાળવી રાખ્યું હતું.

કળાપ્રેમી બાદશાહો અને શ્રીમંતોએ સજાવેલું આ શહેર સત્તરમી સદીમાં સર્વશ્રેષ્ઠ નગર બની ચૂક્યું હતું. મુસલમાનોએ ગુજરાત જીત્યું ત્યારથી તેઓ ગુજરાતની કળા અને સંસ્કૃતિના ભક્ત બન્યા હતા. આ પ્રકારની કળાભક્તિ અમદાવાદની ઘણીખરી બાદશાહી ઇમારતોમાં દેખાઈ આવે છે. ઇ. સ. ૧૬૩૮માં મૅંડેલ્સ્લોક નામનો જર્મન પ્રવાસી અમદાવાદનું વર્ણન કરતાં લખે છે: "મુસલમાની મસ્જિદોમાં મોટે ભાગે જૈન મંદિરોનો માલ વપરાયો છે. અહમદશાહની મસ્જિદમાં અંદરનો ગુંબજ જૈન છે અને બીજો સામાન પણ એવા જ કોઈ મંદિરનો છે. કૈબતખાંની મસ્જિદમાં પણ અંદરનો ગુંબજ જૈન છે. સૈયદ આલમની મસ્જિદમાં થાંભલા જૈનોના છે. કુંભા રાણાએ જ્યારે સાદડીમાં જૈન મંદિર બનાવરાવ્યું એ જ અરસામાં અહમદશાહે જુમ્મામસ્જિદ બાંધાવી હતી. એ જૈન મંદિરમાં ૨૪૦ થાંભલા છે એ જ પ્રમાણે આ મસ્જિદમાં તેવા અને તેટલા જ થાંભલા જોઈ શકાય છે." આ ઉપરથી જાણી શકાય છે કે જૈનોના સ્થાપત્યકળાના શોખથી મુસ્લિમ બાદશાહો કેવા અંજાઈ ગયા હતા!

વસ્તુત: એ કળા ગુજરાતના જૈનોની જ હતી. જૈનોની સ્થાપત્યકળા માટે મશહૂર કળામર્મજ્ઞ વિદ્વાન ફેરગ્યુસન કહે છે: "હિંદુ સમયમાં જૈન સ્થાપત્ય ઊંચી ટોચે પહોંચ્યું હતું અને મુસલમાન સમયમાં કેટલાંક મિશ્રણોથી એ વધારે શુદ્ધ બન્યું હતું."

આવા ભવ્ય અને મનોહર શહેરને મુસલમાન અને મરાઠાઓના વિગ્રહકાળમાં ખૂબ સહન કરવું પડયું. અઢારમી સદીમાં તો એ ઘસાતું ઘસાતું જીર્ણ થવા લાગ્યું. પ્રાચીન કળા ઓસરવા માંડી. જ્યારે ઈ. સ. ૧૮૧૮ થી અંગ્રેજોએ અહીંનો અમલ શરૂ કર્યો ત્યારે જૂના જૈન મહાજનો, નગરશેઠો અને ઉદ્યોગપતિઓએ આગળ આવી અમદાવાદને ટકાવી રાખી ખીલવવાનો અથાક પ્રયત્ન કર્યો. કુદરતી આફતોના પ્રસંગમાં પણ જૈન દાનવીરોનાં આંગણાં નરી માનવતાથી ઓપી ઊઠતાં. સં. ૧૭૧૭ના દુકાળમાં શેઠ શાંતિદાસના પુત્રો—રતનશાહ, લખમીચંદ, માણેકચંદ અને હેમજી શાહે જગડૂશાહની માફક લોકોના સંકટનું નિવારણ કર્યું હતું. ઇ. સ. ૧૭૨૫માં જ્યારે મરાઠાઓએ શહેરને લૂંટવા માંડ્યું ત્યારે જૈન આગેવાન ખુશાલશાહ શેઠે વચમાં પડી, પોતાના તરફથી ઘણી દોલત આપીને તેમને રોકયા હતા.

આવા અનેક પ્રસંગોમાં જૈન શેઠિયાઓએ પોતાના પ્રાણ અને ધનના ભોગે ચિરસ્મરણીય સેવાઓ અર્પી છે, જેની નોંધ ઇતિહાસકાર ઉવેખી શકનો નથી. અમદાવાદના જાહેરકામોમાં પણ તેમની દીલાવરી સખાવતો આજે પણ નોંધપાત્ર બની રહી છે.

શ્રુતદેવીના અવતારસમા આપણા પૂર્વાચાર્યોએ વારસામાં આપેલી જ્ઞાનસંપત્તિના પ્રાચીન ગ્રંથભંડારો પણ અહીં ઘણા છે. આપણી સંસ્કારસાધનાની પગદંડીની આસપાસ ગ્રંથોની જ્ઞાનજ્યોતિ અખંડ ઝળહળતી રહે એ માટે પૂર્વાચાર્યોએ ગ્રંથોને દેવમંદિર કે મૂર્તિ જેટલું જ મહત્ત્વ આપ્યું છે અને તેથી જ ગુજરાતમાં જેટલા ને જેવા ગ્રંથભંડારોની વિપુલતા જોવાય છે તેટલી બીજા કોઈ પ્રાંતમાં નથી. એટલું જ નહીં; ગુજરાતના ઇતિહાસની જેટલી સામગ્રી આ ગ્રંથભંડારોમાં જૈનાચાર્યોના હાથે લખાયેલી મળી આવે છે એટલી બીજે કયાંયથી પ્રાપ્ત થતી નથી. બારમી સદીથી લઈને ઠેઠ નવીન યુગના પ્રારંભ સુધીનાં ચિત્રકળાનાં પ્રતીકો આ ગ્રંથભંડારો સિવાય બીજે સુલભ નથી. વળી, પ્રાકૃત ભાષા જે આપણા દેશની બધી આર્યભાષાઓની માતામહી છે એની વિપુલ સંપત્તિ આ ભંડારોમાં જ ભરી પડી છે.

ગુજરાતી અપભ્રંશનું સાહિત્ય જે આપણા ભંડારોમાં છે તે જૈન રચનાઓ સિવાયનું અન્યત્ર સાંપડતું નથી. મહારાજા કુમારપાલ, મહામંત્રી વસ્તુપાલ-તેજપાલ, મંત્રી પેથડ વગેરે શ્રેષ્ઠીઓએ ઠેર ઠેર સ્થાપેલા ગ્રંથભંડારો અને તેમની નિશ્રામાં લખાયેલા અનેક ગ્રંથોની નોંધ મળે છે. અહીં પણ એવા કેટલાક પ્રાચીન ભંડારોમાંથી દોશીવાડાની પોળમાં આવેલા ડેલાના ઉપાશ્રયમાં, જૈન વિદ્યાશાળામાં, લુહારની પોળના ઉપાશ્રયમાં, દેવસાના પાડે વિમલગચ્છના ઉપાશ્રયમાં, હાજાપટેલની પોળના પગથિયાના ઉપાશ્રયમાં, પાંજરાપોળની જ્ઞાનશાળામાં તથા બીજે મળીને હજારો ગ્રંથો સંઘરેલા સાંપડે છે. કેવળ ડેલાના ઉપાશ્રયમાં જ આ લેખકે તેનું વિગતવાર 'સૂચિપત્ર' બનાવતાં ૧૭–૧૮ હજાર જેટલા પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો સંગ્રહાયેલા હોવાની ગણુતરી કરી છે.

લગભગ ૨૫૦ વર્ષ પહેલાંના અમદાવાદની ઝાંખી કરાવતા પં. શીલવિજયજીએ સં. ૧૭૪૬માં રચેલી 'તીર્થમાળા'માં અહીંની જાતમાહિતીનું વર્ણન આપતાં તેઓ કહે છે–" અમદાવાદ ત્રણ યોજનના વિસ્તારમાં છે. અહીં પચાસ હજાર શ્રાવકોનાં ઘરોની વસ્તી છે અને ૧૭૮ જેટલાં જિનમંદિરો છે. ઓશવાલ રતન અને સૂરા નામના જૈન શ્રેષ્ઠીઓ ધર્મક્ષેત્રમાં ઘણું દ્રવ્ય વાપરે છે. મનીઆનો પુત્ર દોશી શાંતિદાસ રાજા ભોજના બીજા અવતારસમો દાનવીર છે, તેવો જ જ્ઞાની પણ છે. ઓશવાલ શેઠ શાંતિદાસે શ્રીચિંતામણિપાર્શ્વનાથનું વિશાળ મંદિર બંધાવ્યું છે અને તેમની લોકસેવાથી દિલ્હીશ્વર પણ તેમને માન આપે છે.[૯]

પરંતુ આ ભવ્ય મંદિર વિગ્રહકાળના પંજામાં સપડાઈ જતાં નામશેષ બન્યું છે. એનો ઇતિહાસ જાણવાજેવો છે. અમદાવાદના સરસપુરમાં શ્રી. શાંતિદાસ નગરશેઠે સં. ૧૬૯૪ માં શિખરબંધી બાવન જિનાલયવાળું મંદિર બંધાવ્યું હતું. એ સમયે ઔરંગઝેબ ગુજરાતનો સૂબો હતો. તેણે સં. ૧૭૦૦ માં એ મંદિરને મસ્જિદમાં ફેરવી નાખ્યું. આથી આખા ગુજરાતમાં હિંદુ અને મુસલમાનોનું મોટું બંડ થયું. દિલ્હીદરબારમાં પોતાની લાગવગ ધરાવનારા શાંતિદાસ શેઠે શાહજહાં બાદશાહને અરજ કરી તેથી તેમણે એ મંદિરને ફરી બાદશાહી ખરચે નવું કરાવી આપવા હુકમ કર્યો. ફરમાનમાં જણાવ્યું છે કે–"તે દેરામાં જે જે નવું કરાવ્યું હોય અને મહેરાબો તે પર કરેલ છે તે કઢાવી નાખવી અને મકાન મજકુર શેઠને હવાલે કરવું. તેમજ પ્રથમના દસ્તુર–રિવાજ મુજબ તે મકાન તેમના કબજામાં રહે અને હરેક રીતે તે પોતાની મરજી પ્રમાણે પોતાના ધર્માનુસાર વાપરી તેમાં પરમેશ્વરનું ભજન કરે. તેમાં કોઈ આદમી ઈજા કરે નહીં તથા બીજા ફકીર લોકો તે જગામાં મકાન કરી રહ્યા છે તેમને ત્યાંથી કાઢી મૂકવા; બીજા વહોરા લોકો જે આ દેવલની ઈમારત ઊઠાવી ગયા છે, તો તેમની પાસેથી તે ચીજો લઈ એમને પહોંચાડજો. અગર એમણે સામાનનો ખરચ કર્યો હોય તેની કિંમત તેમની પાસેથી લઈ શાંતિદાસને પહોંચાડજો. આ બાબતમાં તમામ તાકીદ જાણીને હુકમ ફેરવશો "[૧૦]

"અમદાવાદના ઇતિહાસ"માં સ્વ. મગનલાલ વખતચંદે ઉપર્યુક્ત ઘટનાનું વર્ણન વિસ્તારથી કર્યું છે. તેમણે આ મંદિરની રચના વિષે પણ જાણવાજેવી હકીકત નોંધી છે: "આ બાવન જિનાલયવાળું શિખરબંધી દેરું સરસપુર નામના પરાથી પશ્ચિમે આશરે ખેતરવા એકને છેટે આવેલું છે. આ દેરા વિષે એમ કહેવાય છે કે નગરશેઠ શાંતિદાસે પાંચ-સાત લાખ રૂપિયા ખરચીને બંધાવ્યું હતું. એ દેરાનો ઘાટ તમામ હઠીસિંહના દેરા જેવો છે. તફાવત એટલો જ છે કે હઠીસિંહનું દેરું પશ્ચિમાભિમુખ છે અને આ દેરું ઉત્તરાભિમુખ છે. આ દેરામાં મોટાં મોટાં ભોંયરાં છે. તે ભોંયરાંમાં પૂર્વે મોટો ચૌમુખ હતો. એ દેરાથી તે અમદાવાદના ઝવેરીવાડમાં નગરશેઠની હવેલી સુધી એક ગાડું જાય એવી મોટી સુરંગ હતી; આવું લોકોમાં કહેવાય છે. એનું કારણ એવું સંભળાય છે કે મુસલમાન વખતમાં અમદાવાદના મુસલમાન અમલદારે એક દહાડો એ દેરું વટાળી તેમાં નમાઝ પઢવાનું ધાર્યું. એ વાતની નગરશેઠને જાણ થઈ, પણ તે વખતમાં ધર્મનો જૂલમ ઘણો હતો, તેથી સમજીને નગરશેઠે આ સુરંગ ખોદાવી રાખી હતી. એટલે તરત ગાડાં સુરંગમાં ઉતારીને આ દેરાના ચૌમુખની ચાર પ્રતિમાઓ ગાડામાં બેસાડી ઝવેરીવાડમાં લાવ્યા, તેમાંની ત્રણ મૂર્તિઓ, જેને આદીશ્વરનું ભોંયરું કહે છે તે ભોંયરામાં બેસાડી તથા મૂળનાયકની મૂર્તિ નાની શ્યામલી ચિંતામણિ પાર્શ્વનાથની હતી, તે લાવીને ઝવેરીવાડમાં સૂરજમલના દેરામાં પધરાવી. તે મૂર્તિઓ હાલ પણ મોજુદ છે.

---

૯. "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ" ભા. ૧, પૃ૦ ૧૨૪–૧૨૫.

૧૦. "The Journal of the University of Bombay" માં એસ. એમ. કોમીસરીએટનો લેખ 'The Imperial Mughal Farmans in Gujrat'–તેમાંનું એક ફરમાન.

"પછી ઔરંગઝેબ દિલ્હીના તખ્ત પર બેઠો ત્યારે તે દેરાને તોડી પાડવામાં આવ્યું. રંગમંડપ વગેરેના ઘૂમટની અંદરની તરફ ઊંચા પથ્થરની પૂતળીઓ વગેરે છૂંદી નાખી છે. તેમજ ચૂનાથી લીંપી દીધી છે. એ સિવાય બીજી પણ ઘણી ભાંગફોડ કરી છે, છતાં પણ એ દેરાના ખંડેર ઉપરથી જણાય છે કે દેરાનું કામ ઘણું સારું હશે. એના પથરા વગેરે સરસામાન નગરશેઠે કઢાવી લઈ બીજા દેરાના કામમાં વાપર્યા."

આજે તો ગભારાના પાછલા ભાગની નિશાની સિવાય બીજું કાંઈ જ બચ્યું નથી. આ રીતે એક ભવ્ય અને ઉત્તમ કોરણીવાળા મંદિરનો કરુણ અંત આવ્યો; છતાં આવા આક્રમણોથી જરાયે નાસીપાસ થયા વિના જૈનોએ ઉત્સાહના વેગથી નવાં મંદિરો બંધાવ્યે જ રાખ્યાં છે અને જૈનપુરી તરીકે ઓળખાતા આ નગરના સૌંદર્યમાં જરાયે ઓછપ આવવા દીધી નથી.

'બાદશાહો ગયા પણ શાહ તો છે જ' એવી સર્વ પ્રજાને આશ્વાસનદાયક જૂની પ્રચલિત કહેવત મુજબ આ નગરી 'જૈનપુરી' કેમ કહેવાય છે એનો મર્મ ખુલ્લો કરે છે. આવી મનોહર નગરીના અલંકારરૂપ તો જૈન મંદિરો જ છે. અહીંના જૈન મંદિરોનો ઇતિહાસ એક રીતે જૈનોના ઈતિહાસ જેવો જ ભવ્ય, વિવિધતાભર્યો ને સાધનાસંપન્ન છે. આ મંદિરો પૈકી વિશિષ્ટ મંદિરોની હકીકત જાણવાજેવી છે. દરેક મંદિરોના વિવિધ ઘાટ, કોરણી, તેમાંનાં પ્રાચીન-અર્વાચીન શિલ્પો, રંગચિત્રો, આરસ અને લાકડાંની ઝીણી નકશીના વિવિધ પ્રકારોની વિપુલતા, ખાસ કરીને બહારની રચના કરતાંયે અંદરના વૈવિધ્યની વિશેષતા સહુને હેરત પમાડે એવી છે. આપણે તે પર થોડું અવલોકન કરી લઈએ.

૧. શામળાની પોળમાં શામળાના ખાંચામાં આવેલું શ્રી. પાર્શ્વનાથ ભગવાનનું દેરાસર મંત્રીશ્વર વસ્તુપાલના વંશજ સંઘવી સોમજી તથા તેમના ભાઇ શિવાએ સં. ૧૬૫૩માં બંધાવ્યું છે. આમાં લાકડામાં કરેલી સુંદર કોરણી દર્શનીય છે. ભીંત પર આરસમાં કોતરેલો લેખ છે. મેડા ઉપર સફેદ આરસની કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમા મનોહર છે. તેની સામે લાકડામાં કોતરેલાં તીર્થંકરોના જન્મ-મહોત્સવાદિ દૃશ્યો; તેમાં આજે પણ ચાલતી-ફરતી પૂતળીઓ અને મંદિરની બહાર જડેલા લાકડાના ટેકાઓ કળામય છે. લાકડાની પ્રાચીન કારીગરીના નમૂના તરીકે આ મંદિર દર્શનીય છે. (જુઓ: કોઠા નંબર: ૮)

૨. શામળાની પોળના વચલા ખાંચામાં આવેલા શ્રી. શ્રેયાંસનાથ ભગવાનના મંદિરમાં કાચનું સુંદર જડિત કામ કરેલું છે. ચક્રવર્તી ભરતરાજના કૈવલ્યભાવનો વુડકટનો દેખાવ, તથા ગભારામાં સફેદ આરસનાં શિલ્પો જોવાલાયક છે. (કોઠા નંબર: ૯)

૩-૪. માંડવીની પોળમાં આવેલી નાગજી ભૂધરની પોળમાં શ્રી. સંભવનાથ અને શ્રી. શાંતિનાથ ભગવાનનાં દેરાસરો એક સાથે આવેલાં છે. ભોંયરામાંની મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની આરસની પ્રતિમા પ્રાચીન છે અને તેમના પબાસનમાં આબુની ખ્યાતિ પામેલી કોરણી કરેલી હતી, જે આજે ઘણીખરી ઘસાઈ જવા પામી છે. મેડા ઉપર મૂ. ના. શ્રી. ધર્મનાથ અને શ્રી. પાર્શ્વનાથ ભગવાનના બે ગભારાઓ આવેલા છે. એમાં કરેલું રંગબેરંગી આરસનું જડિત કામ પ્રેક્ષણીય છે. આ દેરાસરની ૩૧૦ ધાતુપ્રતિમાઓ પૈકી કેટલીક તો અગિયારમા-બારમા સૈકાની છે. બારણામાં પીળા આરસના ઇંદ્ર-ઈંદ્રાણી સુંદર રીતે ઘડેલા છે. કહેવાય છે કે આ મંદિર ફરી બંધાયું તે પહેલાં આખુંયે દેરાસર લાકડાની સુંદર કોરણીવાળું હતું. (કોઠા નંબર: ૩૮-૩૯)

૫. સમેતશિખરની પોળમાં આવેલા ઘૂમટબંધી શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિરમાંની કારીગરી અસાધારણ અને અમૂલ છે. એને ન જોઇએ-જાણીએ તો કળાના ઉત્તમ નમૂનાથી વંચિત જ રહી જવાય. આમાં વિશેષતા એ છે કે, પાષાણને બદલે લાકડામાંથી જ કોરી કાઢેલું ભવ્ય શિલ્પ છે. નાચતા-ગાતા દેવતાઓ અને હાથીઓના મસ્તકની પંક્તિઓ ભીંતો ઉપર ને છજામાં રહેલી સમચોરસ આકૃતિવાળી બારીની આસપાસ શોભે છે. સહસ્રફણા પાર્શ્વનાથ ભગવાનની એક સફેદ આરસની મૂર્તિ પણ મનોહર છે. તેમાં ફણાની રચના તો શિલ્પની દૃષ્ટિએ ઉત્તમ ગણાય એવી છે. પરંતુ લાકડામાં કોતરેલો સમેતશિખરનો પહાડ; જે શ્રાવક, શ્રાવિકા, સાધુ, દેવ, દેવીઓ, પશુઓ અને વનસ્પતિથી ભરચક છે તેમજ જેના જુદા જુદા ભાગો હલાવી ચલાવી શકાય છે તે તો આખા અમદાવાદનું મોટું આશ્ચર્ય છે; એમ કહીએ તો ખોટું નથી. પાટણના પ્રસિદ્ધ વાડી પાર્શ્વનાથના મંદિરની એ યાદ આપે છે. આ

મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૮૯૩માં શ્રી. રૂપવિજયજી મહારાજે કરી હતી. તેમના ગુરુદેવની ચરણપાદુકા નીચે લેખ પણ કોતરેલો છે. (કો. નં. ૪૨)

૬. શેખના પાડામાં શ્રી. પાર્શ્વનાથ ભગવાનનું દેરાસર છે. આ મંદિર સં. ૧૮૦૦ લગભગમાં અંચલગચ્છીય શ્રીસંઘે બંધાવેલું છે. આમાં દશમા સૈકાની શ્યામ આરસની પ્રાચીન ચોવિશી છે. લાકડાનાં તોરણો અને થાંભલાનું કામ સુંદર નકશીવાળું છે. (કો. નં. ૮૨)

૭–૮. ઝવેરીવાડમાં આવેલી નીશાપોળમાં જગવલ્લભ પાર્શ્વનાથ ભગવાનનું પ્રાચીન મંદિર છે. આ મંદિર સં. ૧૬૦૦ લગભગમાં શ્રીસંઘે બંધાવેલું છે. ઉપરના ભાગમાં મૂ૦ ના૦ શ્રીચિંતામણિ પાર્શ્વનાથની સહસ્રફણાવાળી કાયોત્સર્ગસ્થ એક અસાધારણ ભવ્ય મૂર્તિ શોભે છે. એમના બંને ચરણોને એક મનુષ્ય કે દેવ વળગીને પકડી રાખતો હોય એમ લાગે છે. શિલ્પકૃતિમાં અને મૂર્તિવિધાનની શાસ્ત્રીય દૃષ્ટિએ આ મૂર્તિનો જોટો જડવો મુશ્કેલ છે. બીજા ગર્ભદ્વારમાં શ્રી. ચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનની નાની શ્યામળી પ્રતિમા કોરણીવાળા પરિકરમાં પદ્માસને વિરાજમાન છે. આ મૂર્તિની સામે હસ્તિઆરૂઢ ધાતુની એક જિનપ્રતિમા શોભીતી રીતે ગોઠવેલાં છે. આ ત્રણે મૂર્તિઓ કળાવિધાનના અત્યુત્તમ નમૂના છે.

નીચે ઊંડા ભોંયરામાં જગતવલ્લભ શ્રી. પાર્શ્વનાથ ભગવાનની સફેદ આરસની છ ફીટ ઊંચી ચમત્કૃતિપૂર્ણ પદ્માસનસ્થ પ્રતિમા પ્રતિષ્ઠિત છે. પરિકરમાં શોભતી આ પ્રતિમાની મુખમુદ્રામાંથી નિર્મળ હાસ્ય નીતર્યા કરતું હોય ને દર્શકના હૃદયને અહ્લાદિત બનાવી મૂકે એવું લાગે છે. પબાસણનું કોતરકામ તો નમૂનેદાર છે. આ મૂર્તિ સં. ૧૬૫૯ માં પ્રતિષ્ઠિત કર્યાનો તેના ઉપર લેખ છે. આનાં દર્શન કરવા માટે એક જમાનામાં એક સોનામહોર આપવી પડતી એવી વાયકા લોકમાં પ્રચલિત છે.

નીચે ગર્ભદ્વારમાં ઊતરતાં છત ઉપર આલેખેલ ભક્ત શ્રાવકો પૂજાની ઝાંઝ–પખાજ વગાડતા નજરે પડે છે મોગલકાલીન કળાનું આ પ્રતીક આ મંદિરની એ સમયની રચનાનો ખ્યાલ આપે છે. (કો. નં. ૮૫–૮૬)

૯. ઝવેરીવાડમાં સોદાગરની પોળમાં શ્રી. શાંતિનાથ ભગવાનનું ઘૂમટબંધી દેરાસર છે. તેમાં એક સુખડની પ્રતિમા છે ને સં. ૧૧૧૬ ની સાલની ધાતુની પ્રાચીન મૂર્તિ છે. શેઠ–શેઠાણીની આરસની મૂર્તિ પણ છે. (કો. નં. ૯૫)

૧૦. ઝવેરીવાડમાં સંભવનાથની ખડકીમાં શ્રીસંભવનાથ ભગવાનનું મંદિર આવેલું છે. એના બંધાયાની ચોક્કસ મિતિની ખબર નથી. પણ આ મંદિર શહેરમાં સૌથી પ્રાચીન મનાય છે. મૂ૦ ના૦ ઉપર સંવત ૧૬૫૯ નો લેખ છે. આ મંદિરમાં સ્થાપત્ય મુજબ સભામંડપો અને ગભારો મળીને ત્રણ ભાગ છે. નીચે ભોંયરું છે. તેમાં પણ એ જ પ્રમાણે છે. કસોટીના પથ્થરમાંથી કોરી કાઢેલી એક ચતુર્મુખ જિનપ્રતિમા અને ભોંયરામાં શ્વેત આરસની વિશાળકાય ત્રણ પ્રતિમાઓ પ્રભાવશાળી છે. આવી વિશાળ પ્રતિમાઓ ભારતવર્ષનાં બીજાં જિનમંદિરોમાં બહુ ઓછી જોવા મળે છે. મૂળનાયકનું પરિકર પણ દર્શનીય છે. (કો. નં. ૯૯)

૧૧. ઝવેરીવાડની વાઘણપોળમાં શેઠ વખતચંદ ખુશાલચંદે બંધાવેલું શ્રી. અજિતનાથ ભગવાનનું ભવ્ય દેરાસર છે. ભમતીમાં બાવન જિનાલયની દેરીઓ છે. તેમાં પ્રવેશતાં જ શ્રીઅજિતનાથ ભગવાનની ધાતુની કાઉસગ્ગિયા મૂર્તિ ઉપર સં. ૧૧૧૨ ની સાલનો લેખ છે. આનું મૂર્તિવિધાન શાસ્ત્રીય દૃષ્ટિએ આબેહૂબ છે. આની સરખામણીની બીજી પ્રતિમાનો નમૂનો ક્યાંયથી મેળવવો દુર્લભ ગણાય. આમાં શેઠ–શેઠાણીની આરસની ત્રણ મૂર્તિઓ છે. આ મંદિરમાં લાકડામાં કોરેલો સુંદર નારીકુંજર છે, જે જૈનોના વરઘોડામાં ફેરવવામાં આવતો હતો. રંગમંડપની લાકડાની થાંભલી અને પાટડી ઉપર સુંદર કારીગરી નજરે પડે છે. (કો. નં. ૧૦૩)

૧૨. દોશીવાડાની પોળમાં અષ્ટાપદજીના નામે ઓળખાતો મંદિરનો જૂમખો છે. તેમાં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાન છે. આ મંદિર શેઠ મગનલાલ કરમચંદે સં. ૧૯૯૧ માં બંધાવેલું છે. મંદિરમાં પેસતાં ભીંતોમાં નંદીશ્વરદ્વીપની રચનાના રંગીન નકશાઓ ચીતરેલા ચોડયા છે. તેની પાછળના ભાગમાં શ્રીઅષ્ટાપદની મોટા મોટા પથ્થરની સુંદર રીતે રચના કરેલી છે. સિવાય શ્રીહીરવિજયસૂરીશ્વરની એક કાષ્ટમયી પ્રતિમા પણ વિરાજે છે. એક શેઠ–શેઠાણીની મૂર્તિ પણ છે. (કો. નં. ૧૩૦)

૧૩. દોશીવાડાની પોળમાં ગોંસાઈજીની પોળમાં શ્રીસીમંધરસ્વામીના દેરાસરના ભોંયરામાં કેટલીક પ્રાચીન પ્રતિમાઓ સંઘરી રાખવામાં આવી છે. કેટલીક મૂર્તિઓ ખંડિત છે. પરંતુ કેટલીક પ્રતિમાઓ જેવી પ્રાચીન છે તેવી જ મૂર્તિ સ્થાપત્યકળાની દૃષ્ટિએ બેનમૂન છે. (૧) એક ધાતુપ્રતિમાની ઊંચાઈ ૧૦૧/૪ ઈંચની છે અને યક્ષ-યક્ષિણી સહિત પહોળાઈ ૧૦૧/૨ ઇંચની છે. આમાં પલાંઠી નીચે બેઠકમાં આઠ ગ્રહો કોતરેલા છે. વળી, તેના ઉપર આલેખાયેલ અક્ષરો દશમા સૈકાની લિપિનો ખ્યાલ આપે છે અને એની રચનાશૈલી પણ એ સમયની પ્રતીત થાય છે. પરિકર વિનાની આ એકલમલ શ્રી. ઋષભદેવની પ્રતિમાના ખભા ઉપર વાળની ત્રણ લટો સુંદર રીતે કોતરેલી છે. પલાંઠી નીચે બેઠકના બંને છેડે એકેક સિંહની આકૃતિઓ જોવાય છે. તેની બાજુમાં કમળઆસનવાળી આકૃતિઓમાં જમણી તરફ બે હાથવાળો યક્ષ; જેના એક હાથમાં ફળ અને બીજા હાથમાં રૂપિયાની થેલી છે; તેમજ ડાબી તરફ બે હાથવાળી અંબિકાદેવી; જેના એક હાથમાં આમ્રલુંબ છે ને ડાબો હાથ ખોળામાં બેઠેલા બાળક પર હોય એવું સ્પષ્ટ આલેખન છે. (૨) બીજી મૂર્તિ ભગવાન શ્રીપાર્શ્વનાથની ત્રિતીર્થીની છે. તેની ઊંચાઈ ૧૦૧/૪ ઇંચ અને પહોળાઈ ૭૧/૨ ઇંચની છે, વચ્ચે મૂ. ના. શ્રીપાર્શ્વનાથ ભગવાનની પદ્માસનસ્થ અને માથે ફણાવાળી આકૃતિ અંકાયેલી છે. ફણાઓ ઉપર ત્રણ છત્ર છે ને છત્રની આજુબાજુમાં એકેક ગાંધર્વ હાથમાં ફૂલની માળા સાથે ઊંચેથી અવતરણ કરી રહ્યા હોય એવો આબેહૂબ દેખાવ કરેલો છે. પલાંઠી નીચે કમળની રજૂઆત છે. આ મૂર્તિની બંને બાજુમાં એકેક ચામરધર ઊભા છે. બેઠકની નીચે નવ ગ્રહો આલેખ્યા છે. જમણી બાજુએ બે હાથવાળો યક્ષ અને ડાબી બાજુએ અંબિકાદેવી છે. લેખ નથી, પરંતુ મૂર્તિવિધાનની દૃષ્ટિએ આ મૂર્તિ દશમા સૈકા લગભગની પ્રતીત થાય છે. (૩) ત્રીજી એક પ્રતિમા સહજી નામની શ્રાવિકાએ સં. ૧૧૨૧માં ભરાવ્યાના લેખવાળી છે. (૪) ચોથી મૂર્તિ જો કે પરિકરવાળી ખંડિત બનેલી છે; છતાં તેના ઉપર સં. ૧૧૨૯ ના લેખમાં સુમતિધરની પુત્રીએ આ બિંબ કરાવ્યાનો ઉલ્લેખ છે. ટૂંકમાં-આ ચારે પ્રાચીન પ્રતિમાઓ શિલ્પકળાની દૃષ્ટિએ દર્શનીય છે. વળી, આ મંદિરની અંદર અને બહારની ભીંતો રાજપૂત સમયની ચિત્રકળાનાં ઉત્તમ દૃશ્યોથી ભરચક બનાવેલી છે.

૧૪. શેઠ હઠીસિંહનું મંદિર—આ મંદિર દિલ્હી દરવાજા બહાર શેઠ હઠીસિંહની વાડીમાં આવેલું છે; જે શિખરબંધી, ભવ્ય અને વિશાળ છે. આ મંદિર અમદાવાદના હિંદુ મંદિરોમાં સ્થાપત્ય અને કળાના નમૂના તરીકે સર્વોત્તમ ગણાય છે. એની પ્રતિષ્ઠા સં. ૧૯૦૩માં શ્રી. શાંતિસાગરસૂરિએ કરી હતી. તેમાં મૂ. ના. શ્રીધર્મનાથ ભગવાન વિરાજમાન છે. શ્રી. હઠીસિંહ શેઠ અને તેમના વંશજો તેમજ પ્રતિષ્ઠાના અઠ્ઠાઈ-મહોત્સવના દિવસોના કાર્યોનું વર્ણન મંદિરમાં લગાડેલા પ્રશસ્તિ લેખમાં આપેલું છે. પ્રેમચંદ નામના સ્થપતિ પાસે આ મંદિર બંધાવ્યું હતું. આ મંદિર પૂરું બંધાઈ રહે એ પહેલાં જ હઠીસિંહ શેઠ પંચત્વ પામ્યા તેથી તેમનાં ધર્મપત્ની શેઠાણી હરકોરબાઈએ બાકીનું કામ પૂરું કરાવી પ્રતિષ્ઠા કરાવી હતી એની હકીકત પણ એ શિલાલેખમાં આપી છે.[૧૧]

આ મંદિરની બાંધણી નગરશેઠ શાંતિદાસે સરસપુરમાં બંધાવેલા શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિર જેવી છે; એમ કહેવાય છે. આબુનાં જગવિખ્યાત મંદિરોના સફળ અનુકરણરૂપે આની રચના થયેલી છે. મંદિરમાં એક માળવાળો સુંદર મંડપ છે. વચલા મંડપ અને ગભારાની કોરણી ઉત્તમ પ્રકારની છે. ઉપર માળ છે ને નીચે ભોંયરું છે. વિમાનનું કામ પણ ઘણું કળામય છે. મૂળ મંદિરને ફરતી બાવન જિનાલયની શિખરબંધી દેરીઓ છે. બંને વચ્ચે ફરતો ચોક છે. મંદિરની ઉત્તર-દક્ષિણ પહોળાઈ ૧૨૬ ફીટ અને બહારની શૃંગારચોકી સિવાય પૂર્વ-પશ્ચિમ લંબાઈ ૧૬૦ ફીટ છે. મંદિરની બહારની દેવકુલિકાઓના ફરતા છજાના ટોડલે ટોડલે મૂકેલી આકૃતિઓ સુંદર અને લાવણ્યમયી છે. શિલ્પમાંની નૃત્યપૂતળીઓમાં થનગનાટભર્યા અંગમરોડની વહેતી રેખાઓ ઉલ્લાસભરી જોવાય છે. એમના મુખ ઉપર કમળ જેવી સુકુમારતા જણાય છે. ગુજરાતની સ્ત્રીઓનું આબેહૂબ સૌંદર્ય એમાં ઉતારેલું પ્રતીત થાય છે. એક બીજાથી તદ્દન ભિન્ન આકૃતિઓ વાદ્ય સામગ્રી સાથે અવનવો ભાવ પ્રદર્શિત કરી રહી છે. ઠસ્સાદાર અલંકારો, સૌષ્ઠવ આકારો, નીતરતું સૌંદર્ય અને વૈવિધ્યભરી ભાતોની વિપુલતા અહીં જ્યાં-ત્યાં નિહાળાય છે. જાળીઓના વિવિધ પ્રકારો અહીં પુષ્કળ પ્રમાણમાં દેખાય છે. ખરેખર, ઉચ્ચ સંસ્કાર અને સુરુચિભરી કોરણીનો તો અહીં પાર નથી. ભરતના 'નાટ્યશાસ્ત્ર'માં ઉલ્લેખેલા નૃત્યપ્રકારોનું દર્શન આ પૂતળીઓમાં થાય છે. મંદિરની ભિટ્ટ અને શિખર સુધીના ભાગમાં કળામય આકૃતિઓ કંડારી આ મંદિરને મનોહર બનાવી મૂક્યું છે. બર્જેસ અને ફરગ્યુસન લખે છે કે-"આ આખાયે મંદિરની બાંધણી અનુપમ સૌંદર્યવાળી અને દરેક ભાગ એક બીજા સાથે

૧૧. આ શિલાલેખ "પ્રાચીન જૈન લેખ સંગ્રહ" ભા. ૨ માં લેખાંક: ૫૫૬ અને તેનું વિવેચન પૃ૦ ૩૪૨ ઉપર પ્રગટ થયું છે.

બંધબેસતા છે." જેમ્સ સેમ્યુલસન–"આ આખા મંદિરની રચના સંપૂર્ણ છે" એમ કહે છે. આનંદકુમાર-સ્વામી જણાવે છે કે–"આ મંદિર નાગર બાંધણીનું છે." શ્રી. રત્નમણિરાવ નોંધે છે કે–"આ મંદિર એકંદરે અમદાવાદના સ્થાપત્યના ગૌરવરૂપ છે. (કો. નં. ૧૮૬)



## ૨. માતર

(કોઠા નંબર : ૨૩૦)

**નડિયાદ** સ્ટેશનથી મોટરમાર્ગે **માતર** જવાય છે. અહીં બાવન જિનાલયથી શોભતું મૂળનાયક શ્રીસુમતિનાથ ભગવાનનું શિખરબંધી આલીશાન મંદિર છે. આ મંદિર સાચાદેવને નામે તીર્થ તરીકે પ્રસિદ્ધ છે. શ્રીસુમતિનાથ ભગવાન વગેરેની મૂર્તિઓ મહુધા પાસે આવેલા સહુંજ ગામના બારોટના વાડામાંથી નીકળી હતી, જેની પ્રતિષ્ઠા સહુંજમાં જ થઈ હતી. એનું પ્રમાણ આપતો મૂળનાયક ઉપર આ પ્રમાણે લેખ છે:—

"संवत् १५२३ वर्षे वैशाख वदि ७ रवौ प्राग्वाटज्ञातीय सा गोनाभार्या० रत्नू पुत्र समधरभार्या जासी धर्म्मादिपुत्री लाला प्रमुखकुटुंबयुतेन....श्रेयसे सुमतिनाथबिंबं कारितं प्रतिष्टि(ष्ठ)तं तपागच्छनायकश्रीसोमसुंदरसूरिपट्टप्रभाकरश्रीमुनिसुंदरसूरिपट्टनभस्तल-दिनकरतरणिश्रीरत्नशेखरसूरिपट्टपूर्वाचलसहस्रांकुरस..........लक्ष्मीसागरसूरिभिः सीहुजग्रामे कल्याणमस्तु कारयितुः ॥ श्रीः ॥"

બીજી ચારેક મૂર્તિઓ ઉપર પણ સંવત ૧૫૨૩ના લેખો છે. તેમાં બે મૂર્તિઓ બીજા શ્રેષ્ઠીએ ભરાવી છે પણ પ્રતિષ્ઠા તે જ સંવત મિતિએ કરાવી છે.

આ બધી મૂર્તિઓનો સં. ૧૮૩૩ ના શ્રાવણ માસમાં માતરમાં પ્રવેશ થયો છે. પહેલાં જૂના મંદિરમાં આ મૂર્તિઓ પધરાવવામાં આવી હતી પણ નવું મંદિર બાંધવાનો વિચાર થતાં સં. ૧૮૪૨–૪૩ માં અમદાવાદના નગરશેઠ ખુશાલચંદ લક્ષ્મીચંદ શત્રુંજયનો સંઘ લઈ માતર આવ્યા ત્યારે તેમણે શિખરબંધી ભવ્ય જિનાલય બંધાવવાનો શ્રીસંઘને આદેશ કર્યો. મંદિર તૈયાર થતાં સં. ૧૯૮૫ ના જેઠ સુદિ ૩ ને ગુરુવારે એ જ નગરશેઠે પ્રતિષ્ઠા મહોત્સવ કર્યો. પછી બાવન જિનાલય બંધાવવાનો વિચાર થતાં અમદાવાદના નગરશેઠ હેમાભાઈ વખતચંદ, શેઠ હઠીસિંહ કેસરીસિંહ તથા માતરવાસી શેઠ હકમચંદ દેવચંદ અને અનોપચંદ જાદવજી—આ ચાર જણે મળી દેરીઓ બંધાવી. સં. ૧૮૯૩ ના મહાસુદિ ૧૦ ને બુધવારે ભમતીની દેરીઓની પ્રતિષ્ઠા કરવામાં આવી.

સં. ૧૯૩૯ ના શ્રાવણ સુદિ ૪ ના રોજ આ મંદિરનું શિખર અચાનક તૂટી પડ્યું. સં. ૧૯૪૫ના જેઠ વદિ ૧૦ ના દિવસે શિખર ફરીથી ચણાવવામાં આવ્યું. દેરીઓનો જીર્ણોદ્ધાર શેઠ જમનાભાઈ ભગુભાઈનાં ધર્મપત્ની શેઠાણી માણેકબાઈએ ખૂબ દ્રવ્ય ખરચીને કરાવ્યો.

શ્રીસુપાર્શ્વનાથ ભગવાન, જેમની સ્થાપના ભમતીની મોટી દેરીમાં કરવામાં આવી છે તે મૂર્તિ ખેડા જિલ્લાના બરોડા ગામે વાત્રક નદીમાંથી કાંકરી કાઢતાં એક વણકરને હાથ લાગી હતી. માતરના શ્રેષ્ઠીઓ તેને સમજાવી એ મૂર્તિ લઈ આવ્યા અને શેઠ બેચરદાસ મોતીલાલનાં ધર્મપત્ની વિધવા પાર્વતીબાઈએ ઉજમણા પ્રસંગે એ મૂર્તિને રંગમંડપમાં તેમણે કરાવેલા નવા ગોખલામાં પધરાવી હતી પણ જીર્ણોદ્ધાર પ્રસંગે શેઠ માણેકલાલ મનસુખભાઈએ એ મૂર્તિને ભમતીની મોટી દેરીમાં પધરાવી પ્રતિષ્ઠિત કરાવી છે.

સ્થાપત્યની દૃષ્ટિએ આ મંદિર માટે કેટલાક વાંધાઓ જણાતા હતા અને લોકમાં વહેમ પણ ફેલાયેલો હતો તેથી હાલમાં જ આ મંદિરને પાડી નાખી નવેસર બંધાવવામાં આવ્યું છે. સં. ૨૦૦૭ ના વૈશાખ સુદિ ૫ ના રોજ આચાર્ય શ્રી. વિજયસિદ્ધિસૂરિજીના હાથે મંદિરની પ્રતિષ્ઠા થઈ છે. આ મંદિરમાં બારમા–તેરમા સૈકાની એક દેવીની પ્રાચીન મૂર્તિ પણ બિરાજમાન છે.



# ૩. ખંભાત

## ( કોઠા નંબર : ૩૦૧-૩૬૪ )

પ્રાચીન કાળથી ત્રંબાવતી નગરીના નામે પ્રસિદ્ધિ પામેલું ખંભાત ગુજરાતમાં જળમાર્ગના સિંહદ્વાર સમા બંદરથી જાણીતું છે. એક કાળે એનો બંદરી વેપાર ખીલતો હતો. વેપાર સાથે વણિકોનો સંબંધ કાળજૂનો છે. એક હાથે મેળવી બીજા હાથે દેવાની ઔદાર્યપૂર્ણ ધાર્મિક કળાથી એણે મહાજન તરીકેની નામના મેળવી છે. આ નગરની જાહોજલાલીમાં એવા દાનવીર નગરશ્રેષ્ઠીઓનો ફાળો કંઇ નાનોસૂનો નથી. તેમણે આજસુધીમાં ૬૪ જેટલાં જિનમંદિરોની રચના કરી આ નગરને ઉત્તરોત્તર રળિયામણું બનાવી મૂક્યું છે. કવીશ્વર શ્રી. ઋષભદાસે સં. ૧૬૮૫માં ખંભાતનું જે વર્ણન કર્યું છે,[1] તે એના ભૂતકાલીન વૈભવની ઝાંખી કરાવે છે. તેની બે કડીઓમાંયે એ હકીકતનો સારસમુચ્ચય મળી રહે છે:

" સકલ નગર નગરીમાં જોય, ત્રંબાવટી તે અધિકી હોય; સકલ દેશતણો શણગાર, ગુજ્જર દેશ નરપંડિત સાર.
પંચાસિ જિનના પ્રાસાદ, ધ્વજ તોરણ તિહાં ઘંટાનાદ; પિસ્તાલીસ તિહાં પૌષધશાળ, કરે વખાણ મુનિવાચાળ. "

આ હકીકતથીયે કંઇક પહેલાંના ભૂતકાળ તરફ દૃષ્ટિ દોડાવીએ:

અબુલહસન ( મઉસદી ) નામનો એક મુસ્લિમ પ્રવાસી હિ. સં. ૩૦૩. ( વિ. સં. ૯૪૦ )માં ખંભાત આવ્યો ત્યારે ' અહીંનો અધિકારી એક વાણિયો હતો જે દક્ષિણના વલ્લભરાયની હકુમત નીચે હકુમત ચલાવતો હતો ' એવી વિગત તેણે પોતાના ' કિતાબુલ્ તમ્બીહ વલ્ અશરફ ' નામના ફારસી ગ્રંથમાં આલેખી છે, પણ આ વણિક્ કોણ હતો એ જાણવામાં આવ્યું નથી.

નવાંગીવૃત્તિકાર તરીકે ખ્યાતિ પામેલા શ્રી. અભયદેવસૂરિએ સં. ૧૧૧૧માં થાંભણા ગામમાં સેઢી નદીના કાંઠેથી એક દિવ્યમૂર્તિ 'જયતિહુયણ ' સ્તોત્રદ્વારા પ્રગટ કરી હતી, જે મૂર્તિનો ઇતિહાસ ઘણો જૂનો છે. જૈનોની પરંપરા પ્રમાણે આંધ્રવંશીય રાજા સાતવાહનના સમયમાં આ મૂર્તિનું માહાત્મ્ય પ્રસિદ્ધિમાં આવેલું પણ વચ્ચે એ મૂર્તિ લુપ્ત થઇ ગઇ હતી, જેનું પુનઃ પ્રગટીકરણ શ્રી. અભયદેવસૂરિએ કર્યું. સં. ૧૩૬૦ની આસપાસ એ મૂર્તિ ખંભાતમાં લાવવામાં આવી,[2] જેણે આ નગરને તીર્થનું ગૌરવ અર્પ્યું[3] ને આ સ્તંભન પાર્શ્વનાથ તીર્થની પ્રતિષ્ઠા થઈ. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે અહીંની ઉગાળવસહિકામાં સં. ૧૧૫૦માં દીક્ષા લીધી હતી ને વિદ્યાની સાધના અહીં જ આરંભી હતી. એમના સમયમાં અહીં સો જેટલા કોટ્યાધીશો વસતા હતા. તેમણે અહીં કેટલાંયે જિનમંદિરો બંધાવ્યાનું કહેવાય છે. સિદ્ધરાજ અને કુમારપાલના સમયમાં આ નગર ઉપર અધિકારીઓની મીઠી નજર હતી. મંત્રીશ્વર ઉદયન અહીં નિવાસ કરતા હતા. તેમણે અહીં ઉદયનવસહી નામનું જિનાલય અને આલિગ નામના મંત્રીએ શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર બંધાવ્યું હતું એવી નોંધ મળે છે.[4]

સં. ૧૧૬૫માં મોઢવંશીય બેલા શ્રેષ્ઠીની ધર્મપત્ની બાઈ બીદડાએ સ્તંભન પાર્શ્વનાથનું ભવ્ય મંદિર બંધાવ્યું હતું. આજે વિદ્યમાન એ મંદિરની એક શિલા ઉપર એ સંબંધી લેખ ઉત્કીર્ણ છે.[5] એમાં એમના પરિવારનું અને કેટલાક રાજવીઓનું વર્ણન આપેલું છે. અહીંથી મળી આવતા લેખોમાં આ લેખ પ્રાચીન છે.

સં. ૧૧૯૩માં શ્રી. ચંદ્રસૂરિરચિત ' મુનિસુવ્રતજિનચરિત 'ની પ્રશસ્તિમાં અહીંના નામાંકિત શેઠ નાગિલનો ઉલ્લેખ મળે છે.

---

૧. " શ્રી હીરવિજયસૂરિ રાસ "

૨. શ્રી મેરુતુંગરચિત ' સ્થંભનક પાર્શ્વનાથ ચરિત ' ની અપૂર્ણ પ્રતિ પાટણના ભંડારમાં છે, તેની વિગત ઉપરથી.

૩. "કેતલે વરિસે દેસ ગુજ્જર, અમલ મ્લેચ્છાયણુ થયઉ; ભલઉ ઠામ જાણી બિંબ આણી, નયર ખંભાઈત રચ્યઉ. —શ્રી. કુશલલાભ-કૃત "થંભણા પાર્શ્વનાથ બૃહત્ સ્તવન" હસ્તલિખિત ગુટકા ઉપરથી.

૪. ડુંગર કવિકૃત ' ખંભાયત ચૈત્ય પરિપાટી '

૫. ' પ્રાચીન જૈન લેખસંગ્રહ ' ભા. ૨; પૃ. ૩૧૬ થી ૩૨૦ સુધીનું વિવેચન.

શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં સં. ૧૩૬૫ના શિલાલેખોમાં જણાવ્યું છે કે, "ઉકેશવંશીય શ્રેષ્ઠી જેસલે એક પૌષધશાળા સહિત શ્રીઅજિતનાથ ભગવાનનું વિશાળ મંદિર બંધાવ્યું.[૬]

સં. ૧૨૭૭માં મહામાત્ય વસ્તુપાલ અહીંનો દંડનાયક નિમાયો હતો. તેણે આ નગરને સમૃદ્ધ બનાવવા અથાક પ્રયત્ન કર્યો હતો. અહીંના મુસ્લિમ વેપારી સૈયદ જેવા કાંટાઓને તેણે દૂર કરી પ્રજાને સદા માટે નિર્ભય બનાવી હતી. તે પછી શ્રી. વસ્તુપાલનો પુત્ર જૈત્રસિંહ અહીંનો અધિકારી બન્યો હતો. તેની પ્રેરણાથી શ્રી. જયસિંહસૂરિ નામના આચાર્યે 'હમીરમદમર્દન' નામના ઐતિહાસિક નાટક ગ્રંથની રચના કરી. અને ભીમેશ્વરના ઉત્સવ પ્રસંગે (જૈત્રસિંહ)ના પ્રમુખપણા હેઠળ એ નાટક ભજવવામાં આવ્યું હતું.

આ સમયમાં અનેક ગ્રંથો તાડપત્ર પર લખાયાની પ્રશસ્તિઓ મળે છે.[૭] એ અરસામાં શ્રી. જગચ્ચંદ્રસૂરિના શિષ્યો શ્રી. દેવેન્દ્રસૂરિ અને શ્રી. વિજયચંદ્રસૂરિ વચ્ચે પડેલા મતભેદો વડીપોષાળ અને લઘુપોષાળ નામે અહીંજ ખ્યાતિ પામ્યા હતા.

શ્રીશત્રુંજય તીર્થના ઉદ્ધારક શ્રેષ્ઠી સમરસિંહના કુટુંબીઓએ ભરાવેલાં બિંબો અને પટ્ટો અહીંનાં મંદિરોમાં હયાત છે. સમરાશાહના પુત્રરત્ન સાજણસિંહ ખંભાતના નિવાસી બન્યા હતા. રાજદરબારમાં એમને 'ઓસવાલ-ભૂપાલ' તરીકેનું માનવંતું સ્થાન હતું. તેમણે કોચર નામના વેપારીને સંખપુરનો અધિકારી બનાવી બહુચરાજીમાં અપાતાં પશુબલિદાનો બંધ કરાવ્યાં હતાં.[૮]

સં. ૧૪૬૮માં ભયંકર દુકાળ પડ્યો ત્યારે અહીંના રહેવાસી મોઢજ્ઞાતીય શેઠ રામ અને પર્વત નામના બે બંધુઓએ ત્રણ મોટાં સત્રાગારો (દાનશાળાઓ) પ્રવર્તાવ્યાં હતાં અને તીર્થોમાં અનેક સુકૃત કાર્યો કર્યાં હતાં. આ બંને ભાઈઓમાંથી પર્વત ગૃહસ્થ હોવા છતાં ધર્મક્રિયામાં શ્રમણયોગી જેવો તત્પર રહેતો. તેણે શ્રી. સોમસુંદરસૂરિના ઉપદેશથી સં. ૧૪૭૨માં અહીં અગિયાર અંગો લખાવ્યાં હતાં, જેમાંની 'જ્ઞાતાસૂત્ર' વગેરે પોથીઓ પાટણમાં મો. મોદીના જૈન ભંડારમાં વિદ્યમાન છે. તેની અંતિમ ૨૨ શ્લોકવાળી પ્રશસ્તિથી આ હકીકત જાણવા મળે છે.[૯] સં. ૧૫૨૭ની એક પ્રશસ્તિમાં ગોધા નામના શ્રેષ્ઠીએ અહીં વિશાળ મંદિર બંધાવ્યાની નોંધ મળે છે

જગદ્‌ગુરુ શ્રી. હીરવિજયસૂરિના જમાનામાં તો કેટકેટલાયે દાનવીરોએ જૈન મંદિરો બંધાવી પોતાના ધર્મપ્રેમ અને કળાભક્તિનો પરિચય આપ્યો છે. સં. ૧૬૩૮માં સંઘવી ઉદયકરણે ભ. ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા શ્રી. હીરવિજયસૂરિજી હસ્તક કરાવી હતી. ધનાઢ્ય શ્રેષ્ઠી સોની તેજપાળે સં. ૧૬૪૬માં એ જ સૂરિજી પાસે શ્રીઅનંતનાથ ભ. ની પ્રતિષ્ઠા કરાવી લગભગ પાંત્રીશ હજાર રૂપિયાનો ખર્ચ કર્યો હતો. વળી, માણેકચોકમાં શ્રીવિજયચિંતામણિ પાર્શ્વનાથ ભગવાન નામનો દેવપ્રાસાદ પણ એમણે જ બંધાવ્યો હતો. તેનો પરિચય શ્રી. ઋષભદાસ કવિ આપણને આ રીતે કરાવે છે.[૧૦]

"ઇંદ્ર ભુવન જિસ્યું દેહરૂં કરાવ્યું, ચિત્તલલિત અભિરામ; ત્રેવીશમા તીર્થંકર થાપ્યો, વિજય ચિંતામણિ નામ હો.
ઋષભતણી તેણે મૂરતિ ભરાવી, અત્યંત મોટી સોય; ભુંઈરામાં જઇને જુહારો, સમકિત નિરમલ હો.
અનેક બિંબ જેણે જિનનાં ભરાવ્યાં, રૂપક કનક મણિ કેરાં; આરાસંગ જેણે ઉજ્જવલ કરીઓ, કરણી તાસ ભલેરા હો."

આ હકીકતનો પુરાવો એ મંદિરની ભીંતમાં લાગેલા સં. ૧૬૬૧ ના શિલાલેખથી મળી રહે છે.

આ સિવાય શ્રેષ્ઠી રામજી, જશુ ઠક્કર, ગાંધી કુંઅરજી ને મૂળા શેઠે તૈયાર કરાવેલાં જૈનમંદિરોને શ્રીહીરવિજય-સૂરિજીએ પ્રતિષ્ઠિત કર્યાં હતાં. શ્રેષ્ઠી શ્રીમલ્લ, ઠીકા અને વાઘજીએ ખંભાતના શક્કરપરામાં જિનાલય અને પૌષધશાળાઓ બંધાવી હતી. ઠક્કર લહિયાએ ખંભાતના અકબરપુરમાં એક દેરાસર અને ઉપાશ્રય બંધાવ્યો હતો.

૬. એજન; પૃ. ૩૧૫–૧૬
૭. 'જૈન પુસ્તક પ્રશસ્તિ સંગ્રહ'
૮. 'ઐતિહાસિક રાસમાળા સંગ્રહ' ભા. ૧ માં 'કોચર વ્યવહારી રાસ.'
૯. 'એક ઐતિહાસિક પ્રશસ્તિ' શીર્ષક લેખ 'પુરાતત્ત્વ'
૧૦. 'શ્રી. હીરવિજયસૂરિરાસ'

શ્રીવિજયસેનસૂરિ સં. ૧૬૭૨ માં અકબરપુરમાં કાળધર્મ પામ્યા ત્યારે તેમનો સ્તૂપ બંધાવવા માટે બાદશાહ જહાંગીરે દશ વીઘા જમીન ભેટ આપી હતી. ત્યાં કુલ ત્રણ જિનમંદિરો અને સ્તૂપ હતાં; જેમાંનું આજે કંઈ જ હયાત નથી.

ગંધારના વતની શેઠ વાજિયા-રાજિયા નામે બંધુબેલડી ખંભાતમાં આવીને વસી. અહીં તેમણે અઢળક કમાણી કરી હતી. સં. ૧૬૬૧ માં પડેલા દુકાળ સમયે તેમણે હજારો મણ અનાજ ખરીદીને ભૂખ્યાંને ભોજન આપ્યાં હતાં અને શરીર ઢાંકવા વસ્ત્ર આપ્યાં હતાં. આ રીતે એક જ વર્ષમાં તેમણે તેવીસ લાખ રૂપિયા ખરચી લાખો માનવીઓને ઉગાર્યાં હતાં. આવી લોકસેવાથી આ બંને ભાઈઓની પ્રતિષ્ઠા એટલી બધી વધી હતી કે ફાંસીની સજા પામેલા માનવીઓ પણ તેમનું નામ લેતા કે તરત જ સજા ફરમાવનાર રાજા કે અમલદારને અભયદાન આપવું પડતું.[11]

પં. શીલવિજયજીએ રચેલી "તીર્થમાલા"માં એ બંધુઓની કીર્તિ ગાતાં કહ્યું છે—

"પારેખ વાજિયા ને રાજિયા, શ્રીવંશે બહુ ગાજિયા; પાંચ પ્રાસાદ કરાવ્યા ચંગ, સંઘ પ્રતિષ્ઠા મનને રંગ.
જેની ગાદી ગોઆ બંદરે, સોવન છત્ર સોહે ઉપરે; કોઈ ન લોપે તેહની લાજ, નામે શીશ ફિરંગી રાજ."

આ દાનવીર ને ધર્મવીર બંધુઓએ પાંચ જિનાલયો બંધાવ્યાં હતાં તે પૈકી ખંભાત પાસેના નેજા ગામમાં શ્રીઋષભદેવ ભ. નું અને નજીકના વરડોલા ગામમાં શ્રીકુરેડા પાર્શ્વનાથ ભ., શ્રી નેમિનાથ ભ. અને બીજું એક-એમ ચાર મંદિરો તેમજ ખંભાતમાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ. નું મંદિર બંધાવ્યું હતું. સં. ૧૬૪૪ના એક મોટા શિલાલેખમાં આ મંદિરની ભવ્ય બાંધણીનું સુંદર વર્ણન મળે છે. એનો સાર આ છેઃ—[12]

"શ્રી. વિજયસેનસૂરિજીએ પ્રતિષ્ઠિત કરેલા આ મંદિરમાં શ્રીપાર્શ્વનાથની પ્રતિમાને 'શ્રીચિંતામણિ પાર્શ્વનાથ' નામે સ્થાપન કરી છે. એ પ્રતિમા ૪૧ આંગળ ઊંચી અને શેષનાગથી સેવિત હતી. મસ્તક ઉપર સર્પની સાત ફણાઓ કોતરેલી હતી. આ મંદિરમાં બાર સ્તંભો અને છ દ્વાર હતાં નાની નાની સાત દેવકુલિકાઓ અને બે દ્વારપાલોની મૂર્તિઓ હતી. મૂળનાયકની આસપાસ બીજી પચીસ ઉત્તમ મૂર્તિઓ સ્થાપન કરવામાં આવી હતી. એ મંદિરમાં વળી એક ભવ્ય ભૂમિગૃહ (ભોંયરું) હતું; જેને પચીસ પગથિયાં હતાં. એ સોપાનની સામે જ સુંદરાકૃતિ ગણેશની મૂર્તિ બેસાડેલી હતી. એ ભૂમિગૃહ સમચતુરસ્ર (ચોરસ) હતું અને દશ હાથ જેટલું ઊંચું હતું. એની અંદર નાની નાની ૨૬ દેવકુલિકાઓ હતી. એને પાંચ દ્વાર હતાં. એ ભૂમિગૃહમાં પણ બે દ્વારપાલો હતા. તેમજ ચાર ચામરધારકો હતા. એની વેદિકા ઉપર ૩૭ આંગળપ્રમાણ શ્રીઆદિનાથ ભ. ની, ૩૩ આંગળપ્રમાણ શ્રીમહાવીરદેવની અને ૨૭ આંગળપ્રમાણ શ્રીશાંતિનાથ ભ. ની પ્રતિમાઓ સ્થાપિત હતી. વળી, એ ભૂમિગૃહમાં ૧૮ હાથીઓ અને ૮ સિંહો કોરેલા હતા. આવી રીતે સ્તંભતીર્થમાં ભૂષણ સમાન અને જોવાલાયક એ મંદિર વાજિયા રાજિયા નામના બે બંધુઓએ બંધાવ્યું હતું."

પ્રસિદ્ધ કવિવર શ્રી. ઋષભદાસે આ ભૂમિમાં જન્મ લીધો હતો ને કેટલાયે રાસગ્રંથોની રચનામાં તેમણે આ ભૂમિમાંથી જ પ્રેરણા મેળવી હતી. જૈનાચાર્યોએ પણ અહીં સ્થિરતા કરી અનેક ગ્રંથોથી આપણો સાહિત્યિક ભંડાર ભરી દીધો છે. એનો ખ્યાલ આપતા અહીં છ ગ્રંથભંડારો આજે પણ મોજુદ છે. તેમાં સેંકડો ગ્રંથો કાગળ પર લખાયેલી હાથપોથીઓમાં છે, જ્યારે શ્રીશાંતિનાથના જ્ઞાનભંડારમાં ૧૫૦ જેટલા તાડપત્રીય ગ્રંથો સુરક્ષિત રહેલા આજે પણ મળે છે.

સત્તરમા સૈકા પછી કેટલાયે ધર્મપ્રેમી શ્રાવકોએ અહીં જિનમંદિરો બંધાવ્યાં છે, એની વિગતમાં ન ઊતરતાં માત્ર અહીંના એક વિશાળ મંદિરની આછી ઝાંખી કરી લઈએ:

આ મંદિર ભાટવાડાના રસ્તા ઉપર આવેલું છે. એમાં મૂ. ના. શ્રીચિંતામણિ પાર્શ્વનાથ પ્રભુની પ્રશાંત મુદ્રાવાળી, મધ્યમ કદની, શ્વેત આરસની પ્રતિમા બિરાજે છે. ખંભાતના તિલકસમું આ મંદિર પાંચ ઉત્તુંગ શિખરોવાળું છે. આખાયે મંદિરમાં લાલ પથ્થર અને આરસ વપરાયો છે. ત્રણ માળ અને બાવન દેવકુલિકાઓથી મંડિત છે. ખંભાતનાં પ્રાચીન બિંબો ધરાવતા લગભગ વીશ મંદિરોનો આમાં સમાવેશ છે. ભોંયતળિયે પાછલા ભાગમાં નીલવર્ણી શ્રીઅરિષ્ટનેમિ ભગવાનની આબેહૂબ મૂર્તિ બિરાજમાન છે. ઉપા. શ્રી. વીરવિજયજી મહારાજની મૂર્તિવાળી એક દેરી પણ આમાં છે.

---

૧૧. 'પ્રાચીન જૈન લેખ સંગ્રહ' ભા. ૨; ૩૨૧-૨૭; અને 'શ્રી હીરવિજયસૂરિરાસ' પૃ. ૧૫૨-૫૭.

૧૨. 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' ભા. ૨; પૃ. ૩૨૩.

ખંભાતનાં મંદિરો વિશે પ્રાચીન સાહિત્યમાં ઉલ્લેખનીય વર્ણન મળે છે. તેમાં સં. ૧૩૮૯માં શ્રી. જિનપ્રભસૂરિએ રચેલા 'વિવિધતીર્થકલ્પ'માં આ તીર્થની પ્રાચીન કથા આલેખી છે.[૧૩] પંદરમા સૈકામાં થયેલા શ્રી. જિનતિલકસૂરિજીએ રચેલી 'ખંભાત ચૈત્યપરિપાટી'માં અહીં ૩૬ જિનાલયો હોવાની વિગત આપી છે.[૧૪] એ પછી સોળમા સૈકામાં થયેલા શ્રાવક ડુંગર કવિએ રચેલી એવી જ 'ચૈત્યપરિપાટી'માં જો કે મંદિરોની કુલ સંખ્યા આપી નથી પરંતુ જુદા જુદા વાસમાં જે જે શ્રેષ્ઠીઓએ જે મૂળનાયકોના નામે મંદિરો રચ્યાં તેની સવિસ્તર માહિતી આપી છે. સત્તરમા સૈકાના કવિવર શ્રી. ઋષભદાસે અહીં ૮૫ મંદિરો હતાં એવી નોંધ આપી છે જે અગાઉ ઉલ્લેખ્યું છે. પં. શીલવિજયજીએ અઢારમા સૈકામાં રચેલી 'તીર્થમાલા'માં મંદિરની સંખ્યા આપી નથી પણ વિશિષ્ટ જૈન દેવળો અને શ્રેષ્ઠીઓનો પરિચય કરાવ્યો છે.[૧૫]

આજે અહીં ૬૪ જિનમંદિરો ઊભાં છે. ખંડિયેરોની આમાં ગણતરી નથી. મુનિરાજ શ્રી. ન્યાયવિજયજી (ત્રિપુટી)એ તેમના 'જૈન તીર્થોનો ઇતિહાસ'માં અહીં ૭૬ મંદિરો હોવાનું લખ્યું છે, જ્યારે 'ખંભાતનો ઇતિહાસ' અને 'ચૈત્ય-પરિપાટી' નામના પુસ્તકમાં અહીંના ૫૨ મંદિરોની વિગતવાર નોંધ આપી છે.

અહીં દરિયા તરફના કોટ પાસે એક જામી મસ્જિદ આવેલી છે. તે સને ૧૩૨૫માં મહમ્મદ અલખુતમારીએ બંધાવ્યાનો ઉલ્લેખ એમાંના એક શિલાલેખમાં કોતરાયેલો છે. આ મસ્જિદ ૨૧૨ ફીટ લાંબી અને ૨૫૨ ફીટ પહોળી બેઠા ઘાટની છે. એનો દક્ષિણ તરફનો દરવાજો અને અંદરની રચના જોતાં, એની અંદરની પરસાલો, થાંભલાઓની ગોઠવણી, જાળીઓ, શૃંગારચોકીઓ, ઘુમટો અને તેમાંનું શિલ્પ બોલી ઊઠે છે કે આ મસ્જિદ અસલ જૈન મંદિર હોવું જોઈએ. એમાં પાછળથી કરેલા સાદા ફેરફારો અછતા રહી શકે એમ નથી. તેમાં આરસનો એક પથ્થર મસ્જિદના ઉપલા ભાગમાંથી તૂટી પડયો છે. તેના ઉપર આલેખેલી જૈનોની ઐતિહાસિક બીના પ્રગટ થાય છે. પૂર્વકાળમાં જૈનાચાર્યો કેવી ઢબથી વ્યાખ્યાન કરતા હતા તેની આબેહૂબ નમૂનેદાર એક જૈનાચાર્યની કોતરેલી મૂર્તિ જોવામાં આવે છે. એ મૂર્તિ નીચે 'શાલિભદ્રસૂરિ' એવા અક્ષરો કોતરેલા છે. સૂરિજી આગળ ઠવણીનું એક સુંદર ચિત્ર છે. તેમની આગલી બાજુમાં આચાર્ય મહારાજ સન્મુખ બેઠેલા પાંચ મુનિવરોની આકૃતિઓ છે. તેના ઉપર અનુક્રમે ભાવદેવ, મ. હરિશ્ચંદ, ભ. વસ્તુદેવ, ધનદેવ મહત્તર, વા૦ શુભચંદ્રગણિ; આ પ્રમાણે નામો કોતરેલાં છે. છઠ્ઠી સાધુની આકૃતિ અર્ધ છે, તેના ઉપર બે ત્રણ અક્ષરો નજરે પડે છે. તે પછી કેટલી આકૃતિઓ હશે તે કહી શકાય એમ નથી. વળી, આચાર્યશ્રીની પાછળ એક મુનિની આકૃતિ છે, તેના પર અભયકુમાર એવા અક્ષરો છે. આ બધી આકૃતિઓના હાથમાં ઓઘો અને મુહપત્તિ છે. બીજા આરસના એક થાંભલા ઉપર 'સં. ૧૪૫૯ ફાગણ સુદિ ૧ ભોમ' એવા લખેલા અક્ષરો ઘસાયેલી હાલતમાં પણ વાંચી શકાય છે.[૧૬]

આ ઉપરથી જાણી શકાશે કે આ મંદિર કેવું સુંદર અને વિશાળ હતું. કહેવાય છે કે આમાં કેટલાંયે ભોંયરાં છે. પરંતુ આજે એ બધું જાણી શકાય એમ નથી.



## ૪. વડોદરા

( કોઠા નંબર : ૩૭૯–૪૧૩ )

આજના વડોદરાનું પ્રાચીન નામ વટપદ્ર હતું. આ નગર ઘણું પ્રાચીન ગણાય છે. વાગડ પ્રદેશમાં આવેલું વટપદ્ર નામનું ગામ પણ પ્રાચીન છે. મળી આવતા ઉલ્લેખો આ બેમાંના કયા ગામનો નિર્દેશ કરે છે એ જાણવાનું રહે છે. પ્રાચીન ઉલ્લેખ મુજબ શ્રી. હરિભદ્રસૂરિએ રચેલા "ઉપદેશપદ" નામના ગ્રંથમાં વટપદ્રના સત્યવાદી

---

૧૩. એ ગ્રંથમાં 'પાર્શ્વસ્થંભનક કલ્પ' અને 'સ્થંભનક કલ્પશિલોંછ'

૧૪. "ખંભાયતિ થંભણાપીશ દેવ, જાણૂં નિતુ નિતુ કરું સેવ; સખિ આલીન ચૈત્રપ્રવાડો હેવ, છત્રીશ દેવલાં વાંદિ દેવ."

૧૫. 'પ્રાચીન તીર્થમાલા સંગ્રહ' પૃ. ૧૨૨–૨૩

૧૬. મુનિ શ્રીહંસવિજયજીએ 'જૈન' તા. ૮–૫–૨૫માં આ વિશે માહિતી નોંધી છે.

સત્ય નામના વણિક શ્રાવકની કથા[1] ઉપરથી તેમજ સં. ૮૯૯ માં લખાયેલા દાનપત્રમાં વટપદ્ર ગામ એક બ્રાહ્મણને દાનમાં આપ્યાની હકીકતો પરથી આ નગર આઠમા સૈકા પહેલાંનું પુરવાર થાય છે.

બારમા સૈકામાં થયેલા સમર્થ વિદ્વાન વીરગણિનો જન્મ સંભવતઃ આ નગરમાં થયો હતો. સિદ્ધરાજ જયસિંહના મંત્રીશ્વર સંતુક જ્યારે લાટદેશના દંડનાયક હતા ત્યારે તેમનું નિવાસસ્થળ આ ભૂમિમાં હતું અને આ નગરમાં તેમણે અને સજ્જન મંત્રીએ શ્રી. ભદ્રેશ્વરાચાર્યના ઉપદેશથી મોટી રથયાત્રા કઢાવી હતી.[2] અનેક જૈનાચાર્યોએ આ ભૂમિને પોતાના પાદવિહારથી પવિત્ર કરી હતી; એટલું જ નહિ આ સ્થળે અનેક ગ્રંથો રચાયા હતા એવી હકીકત સાંપડે છે.

શ્રી. કુમારપાળે રાજ્ય હાથમાં લીધા પછી પોતાના ઉપકારી કટુક નામના વાણિયાને આ વડોદરા દાનમાં આપ્યું હતું.

શ્રીહેમચંદ્રાચાર્ય પાસે અંજનશલાકા કરાવવા માટે કુમારપાલે પાટણમાં મોટો ઉત્સવ ઊજવ્યો ત્યારે વટપદ્રના રહેવાસી શેઠ કાન્હાએ પોતાના મંદિરના મૂળનાયકની અંજનશલાકા આ મહોત્સવમાં શ્રીહેમચંદ્રસૂરિ હસ્તક કરાવી હતી.

મંત્રી વસ્તુપાલે અહીંના શ્રીપાર્શ્વનાથ ભગવાનના પ્રાચીન જીર્ણ પ્રસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેમજ વડોદરા પાસેના ઉત્કોટ—અંકોટકપુર ( આકોટા )માં જિનમંદિર કરાવ્યું હતું.

**આકોટા :**

હાલમાં જ ( સં. ૨૦૦૭ના જેઠ માસમાં ) વડોદરાની આસપાસની ભૂમિમાંથી ૫૦–૬૦ જેટલી ધાતુમૂર્તિઓ મળી આવી છે. તેમાંની નવ મૂર્તિઓ અને ધૂપધાણું તેમજ એક ધાતુનું આમ્રફળ મળી આવ્યાં છે, તેનો પરિચય પં. લાલચંદ્ર ભ. ગાંધીએ 'જૈનસત્યપ્રકાશ' વર્ષ : ૧૬, અંક : ૧૦ માં કરાવ્યો છે. એની લાંબી વિગતોમાં ઊતરવાને અહીં અવકાશ નથી પરંતુ જે મૂર્તિઓ પ્રાચીનતમ લેખવાળી છે તેનો નિર્દેશ માત્ર કરવો અવસરપ્રાપ્ત છે. એક મૂર્તિ ઉપરના લેખમાં અંકોટક—આકોટા ગામના પ્રાચીન મંદિરનો નિર્દેશ છે.

લાંછન વિનાની એક ધાતુમય પ્રતિમા જેમના બંને ખભા ઉપર કેશવલ્લરીની નિશાની છે, એ ઉપરથી એ શ્રીઆદિનાથ ભગવાનની મૂર્તિ હોવાનું જણાય છે. નીચે નવગ્રહોના સ્થાનમાં આઠ ઊભી આકૃતિઓ છે અને તેનો પરિકર જુદો છે, જેમાં દેવદુંદુભિ વગાડતા દેવો અને માલા ધરી રહેલા બે દેવોનાં સ્વરૂપો અંકિત છે. મૂર્તિની પાછળ નાગરી લિપિમાં આ પ્રકારે લેખ વંચાયો છે—

" श्रीमदा..............चार्यैः अंकोटकवसतिकायां सालापतिगोष्ठिकैः कारितो देवधर्मोयं ॥ "

બીજી મૂર્તિ પણ પ્રાચીન મૂર્તિવિધાન અને શિલાલેખની દૃષ્ટિએ મહત્ત્વની છે. મધ્યમાં સાત ફણાવાળા નાગેન્દ્રથી શોભતા શ્રીપાર્શ્વનાથ ભગવાન પદ્માસને બિરાજમાન છે. તેમની બંને બાજુએ કાઉસગ્ગિયાની પ્રતિમાઓ કૌપીનધારી છે, જે શ્વેતાંબર મૂર્તિઓ હોવાનું સ્પષ્ટ કરે છે. તેની આસપાસના બીજા પરિકરમાં એક તરફ યક્ષ અને બીજી તરફ અંબિકા છે. સિંહાસન નીચે બે બાજુએ બે સિંહો, તેની નીચે ધર્મચક્ર અને બાજુમાં બે હરણો દર્શાવ્યાં છે. તેની નીચે નવગ્રહો બતાવ્યા છે ને મૂર્તિની પાછળ બે પંક્તિમાં આ પ્રકારે લેખ ઉત્કીર્ણ છે—

" देवधर्मोयं निर्वृतिकुले श्रीद्रोणाचार्यैः कारितो जिनत्रयः । संवत १००६ ॥ "

આ બીજી મૂર્તિના સંવતવાળા લેખ ઉપરથી એ બંનેમાં વાપરેલા 'દેવધર્મ' શબ્દ ઉપરથી બંને મૂર્તિઓ એક જ સમયની હોય એમ જણાય છે. એક હજાર વર્ષ પહેલાંની આ કલાકૃતિઓ લાટ—ગુજરાતની શિલ્પકળા અને જૈન શ્વેતાંબર સંપ્રદાયના મૂર્તિ-વિધાનની દૃષ્ટિએ ધ્યાનખેંચે એવી છે.

આ સિવાય બીજી કેટલીયે મૂર્તિઓ મળી આવી છે, તેમાં કેટલીક મૂર્તિઓ ઉપર તો ઉપર્યુક્ત પ્રતિમાલેખ કરતાંયે પ્રાચીન લિપિના લેખો હોવાનું અમે નજરે જોયું છે. એ બધી મૂર્તિઓ વડોદરાના વિશ્વવિદ્યાલયના પુરાતત્ત્વ વિભાગમાં નિર્ણય માટે આવેલી છે, તેની વિગત હજી પ્રકાશમાં આવી નથી.

---

૧. वडवद्दे सच्चो खलु, वणियसुओ सावगो त्ति विक्खाओ । माहणम पारसउलं, गंतुं आगच्छमाणाणं ॥

૨. जस्स य आएसेणं, संतुयसचिवेण सज्जणेणं व । वडउदयम्मि विहिया, सवित्थरा भव्व रहयत्ता ॥

આમ હોવા છતાં પહેલી મૂર્તિના લેખમાં અંકોટક નગરનો નિર્દેશ છે, તે હાલનું આકોટા છે, જે એક સમયે સમૃદ્ધ નગર હતું. વિક્રમની નવમી સદીમાં લાટેશ્વર સુવર્ણવર્ષ કર્કરાજના રાજ્યસમયમાં અહીં આસપાસ ૮૪ ગામોમાં અંકોટક મુખ્ય નગર હતું. એમાં આવેલા આ વટપદ્રક—વડોદરાનું દાન કર્કરાજે કર્યા અંગેનું શક-સંવત્ ૭૩૪ (વિ. સં. ૮૬૯)નું દાનપત્ર પ્રસિદ્ધ થયેલું છે.

અહીં આજે ૧૮ જિનમંદિરો છે. આ પૈકી નરસિંહજીની પોળમાં આવેલું દાદા પાર્શ્વનાથનું ભવ્ય દેરાસર કુમારપાલના સમયમાં બંધાયું હોવાનું કહેવાય છે[3] મૂળનાયકની મૂર્તિ કકરા—ભૂખરા પથ્થરમાંથી સાંગોપાંગ ઉપસાવી કાઢેલી છે. પદ્માસનસ્થ આ મૂર્તિની મુખાકૃતિ બેઠી અને પેટ દબાયેલું છે. ૪II—૫ ફીટની ઊંચાઈ છે. મસ્તક ઉપર નવ ફણાઓ વિસ્તારેલી છે. પ્રભુની નીચેથી એક ગૂંચળું વળેલી સર્પાકૃતિ પ્રભુને વીંટાળીને ઉપર ચડતી હોય અને તેમના ઉપર ફણાઓનું છત્ર વિસ્તારતી હોય એવો ભવ્ય દેખાવ આમાં કોર્યો છે. પ્રભુની પાછળ ફણાધર સર્પનાં વર્તુલો બંને બાજુએ ત્રણ—ચાર ગૂંચળું વળેલાં બતાવ્યાં છે. પ્રભુની એક પડખે ધરણેન્દ્ર અને બીજી બાજુએ પદ્માવતીનું અર્ધ ઉપસાવેલું રૂપ છે. બંને ખભા ઉપર એકેક મુકુટધારી પુરુષ છે, જેની પાછળ એક સ્ત્રી છે, સ્ત્રીનો ડાબો પગ વાળેલો છે.

આ પોળમાં જ શ્રી. હંસવિજયજી મહારાજના શાસ્ત્રભંડારનું મકાન પથ્થરથી બાંધેલું બે માળનું છે. આ ભંડાર અને પ્રાચ્ય વિદ્યામંદિરનો શાસ્ત્રસંગ્રહ દર્શનીય છે.

પાવાગઢ ઉપર બાવન જિનાલય હતું તેમાં જીરાવલા પાર્શ્વનાથ વગેરે મૂર્તિઓની પ્રતિષ્ઠા સં. ૧૧૧૨ના વૈશાખ સુદિ ૫ ને ગુરુવારના રોજ શ્રી. ગુણસાગરસૂરિએ કરી હતી. જે મૂર્તિને પાવાગઢના પતન સમયે છુપાવી રાખી હતી તે મૂર્તિ સં. ૧૮૮૯માં પ્રગટ થયા પછી સાત વર્ષે મામાની પોળમાં ઊંચું શિખરબંધી મનોહર મંદિર બંધાવી સં. ૧૮૯૬ના માઘ સુદિ ૧૩ના દિવસે પ્રતિષ્ઠા કરી છે. મંદિરનું નામ 'કલ્યાણ પાર્શ્વનાથ' રાખવામાં આવ્યું છે. આ મંદિરનો શતાબ્દી ઉત્સવ સં. ૧૯૯૬માં ઉજવાયો છે.

**પાવાગઢ :**

અઢારમી સદીના કવિવર શ્રી લક્ષ્મીરત્નજી કહે છે:

"ગુર્જર દેશ છે ગુણનીલો, પાવા નામે ગઢ બેસણો; મોટા શ્રી જિનતણા પ્રાસાદ, સરગ સરીશું માંડે વાદ."

પાવાગઢ ઉપર અગાઉ શ્વેતાંબરીય ૧૦ જિનમંદિરો હતાં એવો ઉલ્લેખ મળે છે પણ આજે તેમાંનું એકે હયાત નથી. ગઢ ઉપર પડેલાં અવશેષો એની ખાતરી કરાવે છે. આ મંદિરો પૈકી એક મંત્રીશ્વર તેજપાલે 'સર્વતોભદ્ર' નામનું કળામય મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી હતી: એમ 'વસ્તુપાલચરિત્ર' ઉલ્લેખે છે.

શ્રી. મુનિસુંદરસૂરિના ગુરુભાઈ ભુવનસુંદરસૂરિએ પાવાગઢ ઉપર સંભવનાથ ભગવાનની સ્તુતિ કરતાં શ્રીશત્રુંજય પર્વતના અવતારરૂપે તેની ગણના કરાવી છે. 'ગુરુગુણરત્નાકર કાવ્ય'ના ઉલ્લેખથી જણાય છે કે માંડવગઢવાસી વેલાકે જે તીર્થોની યાત્રા કરી તેમાં પાવાગઢના શ્રીસંભવનાથ ભગવાનને વાંદ્યાનો ઉલ્લેખ મળે છે. શેઠ મેઘાએ આમાં ૮ દેવકુલિકાઓ બનાવી હતી.

પાટણના વતની વીસા પોરવાડ સંઘવી ખીમસિંહ અને સહસાએ પાવાગઢ ઉપર એક જિનમંદિર બંધાવી સં. ૧૫૨૭ના પોષ વદિ ૭ ના રોજ પ્રતિષ્ઠા કરાવી હતી; એવી નોંધ એક પ્રશસ્તિ કરે છે.[4]

શ્રી. વિજયસેનસૂરિ સં. ૧૬૩૨માં અહીં આવ્યા ત્યારે શ્રી. જયવંત શેઠે મોટો પ્રતિષ્ઠામહોત્સવ કર્યો હતો. સં. ૧૭૪૬માં પં. શ્રી. શીલવિજયજીએ અહીંના નેમિજિણંદનો ઉલ્લેખ કર્યો છે. ઓગણીસમી સદીના શ્રી. દીપવિજયજીએ રચેલા 'જીરાવલી પાર્શ્વનાથ સ્તવન'માં એક મંદિરનું વર્ણન આ પ્રકારે કરેલું છે—

---

૩. શ્રી. જયસિંહસૂરિકૃત "કુમારપાલ ચરિત" સર્ગ : ૩, શ્લો. ૨૨૧, ૫૨૭.
૪. "જૈન સત્ય પ્રકાશ" વર્ષ : ૧૧, અંક: ૧૦—૧૧, પૃષ્ઠ: ૨૭૪, શ્લોક: ૧૪.

"પાવા ઉપર સંઘે કીધો, દેવલ જગ મનોહારો રે; બાવન જિનાલય ફરતી દેહરી, જગજનને હિતકારી રે,
જ્ઞાનરસીલા રે અભિનંદન દેવ દયાલ ગાંન, પ્રભુ જીરાવલી જગનાથ ધ્યાન.
સંવત ઇગ્યારસેં હે બાર વરસે, દેવ પ્રતિષ્ઠા થાવે રે; અભિનંદન જીરાવલિ પારસ, અંજનશલાક સોહાવે રે."

આ ઉલ્લેખ ઉપરથી અહીં શ્વેતાંબરીય મંદિરો ઓગણીસમા સૈકા સુધી હયાત હતાં.

સને ૧૮૯૫માં અહીં આવેલા વિદેશી વિદ્વાન બર્જેસ કહે છે—"પાવાગઢના શિખર ઉપર રહેલાં કાલિકામાતાના મંદિરના નીચેના ભાગમાં અતિપ્રાચીન જૈન મંદિરોનું જૂથ છે."

અહીંની એક જુમ્મા મસ્જિદનો પરિચય કરાવતા એક વિદ્વાન કહે છે— "આ મસ્જિદની બારીઓ અને ઘુમટોમાં જે કોતરકામ અને શિલ્પકળા દર્શાવી છે તે અજાયબી પમાડે એવી છે. આબુના પહાડ પર આવેલાં દેલવાડાનાં જૈન મંદિરોમાં જે પ્રકારની અષ્ટપાંદડીવાળા કમળની રચના કોરવામાં આવી છે, તેવા જ પ્રકારની આકૃતિઓ અહીં પણ જોવામાં આવે છે." સંભવત: 'સર્વતોભદ્ર' નામનું જૈન મંદિર આ હોય એમ જણાય છે.

કેટલાંક મંદિરોને દિગંબરોએ હાથ કરી પોતાના મંદિરોમાં પરિવર્તન કરી નાખ્યાં છે.

**ચાંપાનેર:**

પાવાગઢની તળેટીમાં વસેલું **ચાંપાનેર** વનરાજ ચાવડાના સમયે તેમના મંત્રી **ચાંપા** નામના શ્રાવકના નામે અસ્તિત્વમાં આવ્યું; એ ઐતિહાસિક બીના છે. એ સમયથી લઈને મહમ્મુદ બેગડાના સમય સુધી આ ગામની જાહોજલાલી હતી. એ સમયે અનેક શ્રીમંતોએ અહીં મંદિરો બંધાવ્યાં હતાં.

**ચાંપાનેર** સંઘે એક બાવન જિનાલયવાળું બંધાવેલું મંદિર, જેમાં શ્રીઅભિનંદન પ્રભુ અને જીરાવલા પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાઓ મુખ્ય હતી, તે શ્રીઅભિનંદનસ્વામીની અધિષ્ઠાયિકા દેવી તરીકે કાલિકાદેવીની સ્થાપના થઈ છે. તે દેવી જ ગુજરાતના લોકહૃદયમાં કોરાયેલા ગરબામાં પ્રતિષ્ઠા પામી છે.

★

## ૫. ડભોઈ

### (કોઠા નંબર ૪૩૬–૪૬૩)

**પ્રાચીન કાળનું** દર્ભાવતી આજે ડભોઇના નામે ઓળખાય છે. સિદ્ધરાજ જયસિંહના સમયમાં આ ગામ વસ્યું હતું. તેણે બંધાવેલો પ્રસિદ્ધ હીરા ભાગોળના દરવાજાવાળો કિલ્લો ગુજરાતની શાસ્ત્રીય શિલ્પકળાનો ઉત્કૃષ્ટ નમૂનો ગણાય છે.

શ્રી. વાદી દેવસૂરિના ગુરુ શ્રી. મુનિચંદ્રસૂરિના જન્મથી[1] અને તાર્કિકશિરોમણિ ઉપાધ્યાય શ્રી. યશોવિજયજીના સં. ૧૭૪૩માં થયેલા સ્વર્ગવાસથી આ ભૂમિ પવિત્ર બની છે. આ દૃષ્ટિએ આ ભૂમિને તીર્થનો મહિમા વરે છે.

ગુર્જરેશ શ્રી. વીરધવલના મંત્રી તેજપાલે ગોધરાના ઘૂઘલ નરેશને મહાત કર્યા પછી ડભોઈમાં ઉન્નત, વિશાળ અને ભવ્ય કિલ્લાનો જીર્ણોદ્ધાર કરાવ્યો, તેની સાથે જ આ મંત્રીરાજે અહીં શ્રીપાર્શ્વનાથનો રમણીય દેવપ્રાસાદ રચાવ્યો હતો. એની ચોતરફ ૧૭૦ જિનની દેવકુલિકાઓની શિખર–ધજાઓ પવનને પડકારતી જયઘોષણાના નાદથી ગાજતી હતી. સુવર્ણકળશો અને તોરણોનો શણગાર એના અંબારમાં વધારો કરતો હતો. મંત્રીશ્વરના પૂર્વજોની મૂર્તિઓ એમાં કંડારેલી હતી. મંદિરના બલાનકમાં તેમનાં માતા કુમારદેવી, મરુદેવા માતાની જેમ હસ્તિઆરૂઢ થઈ રૂપાનાં ફૂલોથી પ્રભુને વધાવી રહ્યાં હોય એવું ભાવનામય મૂર્તિસર્જન અને બીજી શિલ્પકૃતિઓ આ મંદિરમાં અજબ રે ભરી હતી. ટૂંકમાં એને જોતાં જાણે નાનો કૈલાસ પર્વત ખડો થયો હોય એવું ભાન થઈ આવતું.

આ સિવાય એ મંત્રીશ્વરે વૈદ્યનાથ મહાદેવના ગર્ભગૃહ આગળ બીજું એક જિનાલય બંધાવ્યું હતું. તેમાં તેમણે પોતાની અને તેમના જ્યેષ્ઠ–લઘુ ભ્રાતાઓની મૂર્તિઓ કોરાવી મૂકી હતી. કિલ્લાના પશ્ચિમ દ્વાર પર તેમની ૧૧૯

---

૧. "પ્રભાવક ચરિતાન્તર્ગત–શ્રીવાદી દેવસૂરિપ્રબંધ."

શ્લોકની કીર્તિગાથાનો વિસ્તૃત આલેખ બે પ્રશસ્તિઓમાં ઉત્કીર્ણ છે.[2] તે આજે જીર્ણ અવસ્થામાં પણ તેમનું ગીત સંભળાવી રહ્યો છે. ત્રીજું **માંડવગઢના શ્રેષ્ઠી પેથડશાહે** સં. ૧૩૨૦ લગભગમાં અહીં શ્રીચંદ્રપ્રભુનું એક મંદિર કરાવ્યાનો ઉલ્લેખ મળે[3] છે. આપણા કમનસીબે ઉપર્યુક્ત ત્રણે મંદિરોમાંથી આજે એકે હયાત નથી.

આજે અહીં આઠ મંદિરો વિદ્યમાન છે. એ પૈકી (૧) લોઢણ[4] પાર્શ્વનાથ પ્રભુનું મંદિર પ્રાચીનતમ ગણાય છે. એના લોઢણ નામ પાછળ એક કિંવદંતી પ્રચલિત છે. વસ્તુતઃ મૂળનાયકની મૂર્તિ વેળુ–રેતીની બનાવેલી હતી. એને કૂવામાં પધરાવવા છતાં કેટલાય કાળ સુધી એનો એક કણ પણ ઓગળ્યો નહિ, ખર્યો નહીં. એ વેળુપિંડ લોઢ જેવો બની રહ્યો. કહેવાય છે કે મૂર્તિમાં આવું દિવ્ય તેજ જોઇ સાગરદત્ત નામના સાર્થવાહે વિશાળ મંદિર બંધાવી તેમાં એ મૂર્તિને પધરાવી હતી. આ મંદિરનો છેલ્લો ઉદ્ધાર સં. ૧૯૬૦માં થયો ને નવેસરની રચનાથી આજે દેવવિમાન જેવું એ દીપી રહ્યું છે.

આ મંદિરને બે માળ છે. નીચેના ભાગમાં શ્યામવર્ણી લોઢણ પાર્શ્વનાથની પ્રતિમા મૂ. ના. તરીકે વિરાજે છે. તેમની જમણી ને ડાબી બાજુએ શ્રીશાંતિનાથ ભગવાન અને શ્રીઆદિનાથ ભ. શોભી રહ્યા છે. ઉપરના ભાગમાં મૂ. ના. શ્રીશીતલનાથ પ્રભુની મૂર્તિ છે. આ મંદિરમાં ૬૭ પાષાણની મૂર્તિઓ છે. દીવાલમાં જડેલો આરસનો સિદ્ધચક્રપટ્ટ મનોહર દેખાય છે.

સિવાય બીજાં મંદિરોમાં શામળા શ્રીપાર્શ્વનાથ ભ. નું મંદિર ભોંયરાવાળું છે. યદ્યપિ આ મંદિરની રચનાશૈલી પ્રાચીન છે પણ એની ઐતિહાસિક માહિતી મળી શકતી નથી. લોકો એને 'ગંધારવાળાનું મંદિર' કહે છે. આજે પણ ગંધારિયાના કુટુંબવાળાને જ ધ્વજા–દંડ ચડાવવાનો હક મનાય છે. ગભારા બહાર શ્રી. **યશોવિજયજી** મહારાજની મૂર્તિ સં. ૧૯૮૫માં પ્રતિષ્ઠિત થયેલી છે. ત્રીજું મંદિર શ્રીશાંતિનાથ ભ. નું ત્રણ ગભારાવાળું છે. આમાં વિવિધ પ્રતિમાઓ સાથે ચક્રો ને યંત્રો પાષાણ, ધાતુ અને ચાંદીનાં પણ છે. ખાસ ઉલ્લેખનીય તો આ મંદિરની ભીંતોમાં આલેખેલા (૧) સમેતશિખર, (૨) શ્રી **શત્રુંજયની** ટૂંક, (૩) **તારંગાની** ટૂંક, (૪) **અષ્ટાપદ**, (૫) **નંદીશ્વરદ્વીપ** અને (૬) **ગિરનાર** પર્વત વગેરે મુખ્ય મુખ્ય તીર્થોના સુંદર પટ્ટો છે. **શત્રુંજયનો** એક ચીતરેલો પટ્ટ પણ અહીં છે. ચોથું શ્રીશાંતિનાથ ભ. નું મંદિર છે, તેમાં પાંચ તીર્થોના પટ્ટો કોરેલા જોવાય છે. પાંચમું શ્રીચંદ્રપ્રભુનું મંદિર છે, તેમાં બે તીર્થોના પટ્ટો શિલામાં કંડાર્યા છે. બાકીનાં ત્રણ મંદિરોમાં જુદી જુદી પ્રતિમાઓ છે એની વિગત કોઠામાંથી મળી રહે છે.

ગામથી પશ્ચિમ દિશાએ કેટલીક દેરીઓની રચના કરેલી છે. સં. ૧૭૪૫ના લેખવાળી ઉપા. શ્રી. **યશોવિજયજી** મ. ની પાદુકા એક સ્તૂપમાં પ્રતિષ્ઠિત છે. એ સિવાય અહીં બીજી પંદર દેરીઓમાં જુદા જુદા આચાર્યોની પાદુકાઓ વિરાજમાન છે. એ બધાના લેખો પણ તે તે દેરીઓમાં લગાડેલા જોવાય છે.[5]



## ૬. કાવી

**( કોઠા નંબર : ૪૬૨–૪૬૩ )**

**ખંભાતના** અખાતમાં સંગમ પામતી **મહીનદીના** કાંઠે આવેલું **કાવી** બંદર જૈન તીર્થસ્થળ છે. એનું પ્રાચીન નામ કંકાવતી. એના સામા કિનારે **ખંભાતનું** રમણીય દૃશ્ય જોવાય છે. અહીં બે વિશાળ જિનમંદિરો છે. એકનું નામ '**સર્વજિતપ્રાસાદ**' અને બીજાનું નામ '**રત્નતિલકપ્રાસાદ**'.

---

૨. 'ડભોઈનાં પુરાતન કામો"

૩. 'श्रीदर्भावतिकापुरेऽष्टमजिनः'— "ગુર્વાવલી" શ્લોક. ૧૯૬

૪. નિરીક્ષણથી એ વાત પ્રસિદ્ધ થાય તેવી છે કે પ્રાચીન તીર્થરૂપ સેરીસા સ્થિત શ્યામલેપન વડે સુશોભિત બનેલી ત્રણ મૂર્તિઓ તેમજ આ લોઢણ પાર્શ્વનાથની મૂર્તિ તથા વડોદરાના નરસિંહજીની પોળમાં આવેલા ઉદ્ધરણ પામેલા નૂતનચૈત્યમાં વિરાજિત **દાદાપાર્શ્વનાથની મૂર્તિ**–આ પાંચે મૂર્તિઓનું માપ અને શિલ્પવિધાન સમાન લાગે છે. તે સર્વ એક જ કાળે એક જ શિલ્પીએ અને એક જ ધનદે બનાવરાવેલી મૂર્તિઓ હોય. મૂર્તિનું નામ લોઢણપાર્શ્વનાથ કહેવાનું કારણ શિલ્પકારે અર્ધ-પદ્માસન કરીને એક જમણો પગ છૂટો આલેખ્યો છે.

૫. 'શ્રી જૈન સત્યપ્રકાશ' વર્ષઃ ૭, અંકઃ ૬ માં "પ્રાચીન તીર્થ દર્ભાવતી (ડભોઇ)" નામનો લેખ.

અહીં પ્રાચીન કાળનું એક જિનમંદિર તો હતું અને તેની શત્રુંજયની સ્થાપનારૂપે તીર્થ તરીકે પ્રસિદ્ધિ હતી જ; પરંતુ એ મંદિર કાષ્ઠ અને ઈંટોનું બનેલું હોવાથી એને પથ્થરમય પાકું બનાવવાનો શ્રેષ્ઠી બહુઆ ગાંધીને વિચાર થયો. એના પૂર્વજોએ ખંભાતમાં આવી કોટિ ધન ઉપાર્જન કર્યું હતું ને એ લક્ષ્મીની ચંચલતાનો અનુભવ કર્યો હોય એમ તેણે પોતાના હાથે આવા સુકૃતનો લહાવો લેવા પોતાના વિચારને મૂર્તરૂપ આપ્યું. પરિણામે તેણે પથ્થરનું શિખરબંધી ભવ્ય મંદિર બંધાવ્યું અને સં. ૧૬૪૯ માં શ્રી. વિજયસેનસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી એ જ 'સર્વજિતપ્રાસાદ' નામે ખ્યાતિ પામ્યું.

આ મંદિર પૂર્વ–પશ્ચિમ ૯૦ ફીટ અને ઉત્તર–દક્ષિણ ૬૧ ફીટ લાંબુ–પહોળું છે. તેમાં મૂ. ના. શ્રીઋષભદેવ ભગવાન વિરાજે છે. મંદિરના બહાર ઈશાનખૂણે રાયણવૃક્ષ છે તે અત્યારે પડી ગયું છે. તેની નીચે શ્રીઆદીશ્વર ભગવાનનાં પગલાં સ્થાપન કરેલાં છે. વળી, આ મંદિરને મુસલમાનોથી બચાવવા માટે મસ્જિદના બે મિનારાઓ ઊભા કરવામાં આવ્યા છે તે આજે પણ જોઈ શકાય છે.

બીજા મંદિર માટે ઉપર્યુક્ત શ્રેષ્ઠી બહુઆ ગાંધીનો પરિચય કરવો જરૂરી છે. કવિવર શ્રી. દીપવિજયજી મહારાજે સં. ૧૮૮૬ માં રચેલી 'કાવી તીર્થમાળા'માં એની માહિતી આપેલી છે. 'વડનગરનો રહેવાસી નાગરજ્ઞાતીય ભદ્ર સિવાણગોત્રીય દેપાલ શેઠ ખંભાતમાં આવીને રહેવા લાગ્યો. વેપાર કરતાં કોટિ દ્રવ્ય તેણે પેદા કર્યું. તેનો પુત્ર ગાંધી અલુઓ, તેનો પુત્ર ગાંધી લાડકો ને તેના બે પુત્રોમાં એકનું નામ વહુઓ અને બીજાનું નામ ગંગાધર હતું. વહુઆને બે પત્નીઓ હતી. એક પોપટી અને બીજી હીરાબાઈ. હીરાબાઇને ત્રણ પુત્રો થયા. કુંઅરજી, ધર્મદાસ અને સુવીર. તેમાં કુંઅરજીની પત્નીનું નામ વીરાંબાઈ હતું.'

વીરાંબાઈ ગર્ભશ્રીમંતની પુત્રી હતી. એનું હૃદય ધર્મસંસ્કારી હતું. એક દિવસે વીરાંબાઈ અને સાસુ હીરાબાઈ 'સર્વજિતપ્રાસાદ'ના દર્શને સાથે થયાં. વીરાંબાઈ ઊંચી હોવાથી એનું મસ્તક બારણે અડક્યું હોય કે નીચું નમવું પડ્યું હોય તેથી એણે સાસુને હળવે રહીને કહ્યું: "બાઈજી, મંદિરનું શિખર તો બહુ ઊંચું કરાવ્યું પણ બારણું બહુ નીચું કર્યું છે." વહુના આ વચનને કટાક્ષ સમજીને સાસુએ ટોંણો માર્યો: "વહુજી, તમને હોંશ હોય તો પિયેરથી દ્રવ્ય મંગાવી મોટા શિખરવાળું મંદિર બનાવો અને તેમાં બારણું ઊંચું કરાવજો." વહુ તો એ સમયે સમસમી ગઈ પણ મેંણું ગળી જાય એવી એ નહોતી. એણે તો એ મેંણું સાચું કરી દેખાડવાનો નિર્ણય કરી લીધો. વીરાંબાઈએ તરત પિયેરથી દ્રવ્ય મંગાવ્યું ને સં. ૧૬૫૦ માં મંદિરનું ખાતમુહૂર્ત કર્યું. પાંચ વર્ષે તૈયાર થયેલા એ મંદિરનું નામ 'રત્નતિલક-પ્રાસાદ' રાખ્યું ને સં. ૧૬૫૫ માં શ્રીવિજયસેનસૂરિજીએ તેની પ્રતિષ્ઠા કરાવી.

આ મંદિર ઉક્ત મંદિર જેવું જ શિખરબંધી ને બાવન દેવકુલિકાવાળું છે. તેમાં મૂ. ના. શ્રીધર્મનાથ ભગવાન વિરાજે છે. આ દેવકુલિકાઓમાં મૂર્તિઓ પ્રતિષ્ઠિત છે.

બસ, આ કારણે આ મંદિરો 'સાસુ–વહુનાં મંદિરો'ના નામે પણ ઓળખાય છે. અત્યારે બંને મંદિરો એમની કીર્તિગાથા સંભળાવતાં તેની ઉત્પત્તિમાં કેવી સામાન્ય ઘટનાનું ફળ સૂચવી રહ્યાં છે એ વિશે કવિવર શ્રી. દીપવિજયજી ઉલ્લાસમય પ્રેરણાભરી વાણીમાં ઉપદેશે કે, "સાસુ વહુ વચ્ચેના બીજા વિવાદો માત્ર વિખવાદ છે પણ આવો વાદ જ ધર્મ્ય છે, જે પુણ્યના માર્ગ તરફ આંગળી ચીંધે છે. સાસુ–વહુ વાદ કરો તો આવા જ કરજો."

આવાં તીર્થોના સંઘ કાઢનારાઓએ પણ સંઘપતિનું બિરૂદ મેળવ્યું છે. એમ એ જ કવિ એના મહિમાનો ઉપસંહાર કરતાં કહે છે.

આ બંને દેરાસરોના બનાવનારાઓનો પૂર્ણ પરિચય આપનારા શિલાલેખો એ મંદિરોમાં વિદ્યમાન છે. પરંતુ સાસુ–વહુ સંબંધે આવી કોઈ વાતનો ઈશારો સરખોયે તેમાં નથી. સંભવ છે કે તીર્થમાળામાં ગૂંથેલી આ હકીકતને લોકવાયકાનો આધાર હોય.

શિલાલેખમાંથી જે વધારાની કે તારતમ્યવાળી હકીકતો મળે છે તે આ છે:—

(૧) ગાંધી દેપાલ મિથ્યાત્વી હતા પરંતુ શ્રી. હીરવિજયસૂરિના ઉપદેશથી તેઓ જિનેશ્વરના ઉપાસક બન્યા હતા.

વડનગરથી તેઓ ખંભાત આવી વસ્યા ને તેમણે કોટિ દ્રવ્ય ઉપાર્જન કર્યું. 'તીર્થમાળા'માં નોંધ્યા મુજબ દેપાલે નહિ.

(૨) બહુઆની પત્ની પોપટી અને હીરાબાઈ; તેમાં કુંઅરજી પોપટીનો પુત્ર હતો. 'તીર્થમાળા'માં નોંધ્યા મુજબ હીરાબાઈનો નહિ, અને કુંઅરજીની પત્નીનું નામ આમાં ઉલ્લેખ્યું નથી.

(૩) રત્નતિલકપ્રાસાદના બંધાવનાર તરીકે બહુઆના ત્રણે પુત્રોનાં નામો શિલાલેખમાં સ્પષ્ટ આપેલાં છે. એમણે મળીને સ્વોપાર્જિત ધનથી આ મંદિર બંધાવ્યું હતું.

(૪) 'તીર્થમાળા'માં રત્નતિલકપ્રાસાદનો સં. ૧૬૫૫માં પ્રતિષ્ઠા કર્યાનો નિર્દેશ છે જ્યારે શિલાલેખમાં સં. ૧૬૫૪માં શ્રી. વિજયસેનસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ છે. વળી, સર્વજિતપ્રાસાદની પ્રતિષ્ઠા સં. ૧૬૪૯માં કર્યાનો ઉલ્લેખ 'તીર્થમાળા' અને શિલાલેખમાં છે.

જો કે સં. ૧૬૪૯માં શ્રી. વિજયસેનસૂરિજી અહીંથી લાહોર તરફ વિહાર કરી ગયા હતા. છતાં તેમના નામે તેમના શિષ્યોએ પ્રતિષ્ઠા કરાવી હોય એ બનવાજોગ છે. વળી, સં. ૧૬૫૫ના માગશર સુદિ ૫ ને ગુરુવારના રોજ અમદાવાદના શકંદરપરામાં શેઠ લહુઆએ શ્રીશાંતિનાથ પ્રભુની અંજનશલાકા શ્રી. વિજયસેનસૂરિ હસ્તક કરાવી એ સમયે કાવીના આ મૂ૦ ના૦ ની પ્રતિમા પણ અહીં અંજનશલાકા માટે લાવવામાં આવી હતી. એ પછી શ્રી. વિજયસેનસૂરિ ખંભાતમાં સં. ૧૬૫૬માં પધાર્યા ત્યારે ખંભાત અને કાવીની પણ પ્રતિષ્ઠાઓ કરી હતી. એ સંબંધી મૂર્તિ પરનો લેખ આ પ્રકારે મળે છે:—

"इलाहि ४५। संवत् १६५६ वर्षे वैशाख सुदि ७ बुधे....गांधी कुंअरजीसुतधर्मदासवीरदासप्रमुखः श्री-आदिनाथबिंबं....हीरसकलजगदाधारपातिसाहिअकबरप्रदत्तजगद्गुरुविरुद ..विजयसूरिभिः ॥ श्रीआदिनाथबिंबं श्रीविजयसेनसूरिभिः ॥"

રત્નતિલકપ્રાસાદ અપરનામ શત્રુંજયાવતાર ચૈત્ય ગામની પશ્ચિમ સીમામાં ગામમાં જ આવેલું છે. તેનો વિધ્વંસાવસ્થામાંથી પુનરુદ્ધાર આશરે સં. ૧૯૭૭માં ખંભાતના પ્રસિદ્ધ શ્રાવક દીપચંદભાઈએ સંઘદ્રવ્યથી કરાવ્યો, જે એક ઊંચા પહાડના શિખરની સ્મૃતિ કરાવે છે. આ દેવળ પૂર્વદ્વારનું અને સાદું છે. મંડપ અને ચોકીઓ સાથે છે. પાછળ એક મંડપ છે. તેમાં કાંઈ કળાકારોની કળાને સ્થાન મળ્યું છે તે દર્શનીય છે. બાકી ત્રણે બાજુ વંડો છે. સર્વજિતપ્રાસાદ આ દેવળથી ૫૦–૬૦ કદમ દૂર અને રત્નતિલકની પાછલી દીવાલથી પણ પાછો બાંધેલો છે. બાંધણી સાદી પણ અતિવિશાળ અને ઉન્નત છે. પાછલા ભૂમિતળથી તે ઓછામાં ઓછો એંશી નેવું ફીટ ઊંચો હશે. આ દેવળનું રમણીય સૌંદર્ય તેના સિંહદ્વાર ઉપરની મહેરાબમાં છે. હાલ આ દેવળને અડીને ઉત્તર તરફની દીવાલે એક સુંદર શ્રીધર્મશાળા બાંધી છે અને ચોકમાં કૂઓ અને બગીચો કરેલો છે. આ ધર્મશાળાની પાછળ નીચાણમાં ધર્મનાથ દેવળની દીવાલની હદ સુધી એક બાગ બનાવ્યો છે. ઉત્તર દીવાલે પણ બાગ છે. તેમાં લાયબ્રેરીની સારી ગોઠવણ રાખી છે.

આ મંદિરમાં શેઠ કુંઅરજી શાહ, તેજલદે અને કાનજીએ કાવી તીર્થપતિ ભ. ધર્મનાથનું પરિકર કરાવ્યું. આદીશ્વર ભ. ના મંદિરમાં શાહ કુંવરજી ધર્મદાસ તથા વીરદાસે ભ. આદીશ્વરની દેરીમાં પાદુકા પધરાવી. ઠક્કર ફીકાએ શ્રીનેમિનાથ ભ. ની પંચતીર્થી, મોઢ કાનબાઈએ ભરાવેલી શ્રીપાર્શ્વનાથ ભ. ની પંચતીર્થી અને કાલાની લાલબાઈએ ભરાવેલી શ્રીશાંતિનાથ ભ. ની પંચતીર્થી વગેરેની અંજનશલાકા સં. ૧૬૫૬માં થઈ છે. આ સમયે શાહ બહુઆ વિદ્યમાન નહોતા.

આ ગામમાં એક મસ્જિદ છે જે પુરાણું પ્રાચીન જૈન દેવળ હોય એમ જણાય છે. સ્થળની પવિત્રતા, એકાંતતા અને સગવડ સાથે આ સ્થાનને સૌંદર્ય વરેલું છે. યોગાભ્યાસની ઇચ્છાવાળાઓ એનો ઉપયોગ કરે તે ઇચ્છવાયોગ્ય છે.

મારા સમજવા મુજબ રાજકીય વિપ્લવને પરિણામે નુકશાન પહોંચેલા આ તીર્થની સ્મૃતિ ઊભી રાખવા માટે જ આ નૂતન દેવળ નિર્માણ થયું હશે. તેનો પુરાવો આ નીચે આપેલો લેખ આપે છે.—

"सं. १४२२ वर्षे ज्येष्ठवदि ? सोमे—सांगण भार्या सा(सो)हगदे"

આ પતિ–પત્નીની મૂર્તિઓ આપણને, પ્રાચીન દેવળનો કોણે અને ક્યારે ઉદ્ધાર કર્યો તેનું, પૂરતું સ્મરણ અને પ્રમાણ આપે છે. દેવળ તો નૂતન જ હતું પણ પ્રાચીનતાનું સ્મારક હોવાથી ઉદ્ધારનું વિશેષણ વાપર્યું છે. ઉપર્યુક્ત મૂર્તિ આ જ દેવળમાં છે.



## ૭. ગંધાર

( કોઠા નંબર : ૪૭૨ )

**પખાજણ** સ્ટેશનથી ૮ માઈલ દૂર દરિયાકાંઠે આવેલું **ગંધાર** જૈનોનું તીર્થસ્થળ છે. એક કાળે ગંધારની બંદર તરીકે સારી નામના હતી. દેશ-પરદેશનો માલ અહીંના બજારોમાં ઠલવાતો અને વેપારીઓની ભીડ જામી રહેતી. લક્ષ્મીની છોળોથી ઉભરાતા આ નગર ઉપર સહુ કોઈ ચીલઝડપ કરવા ટાંપી રહેતા. અલબિલાઝુરી નામનો મુસ્લિમ પ્રવાસી નોંધે છે કે, સિંધનો ગવર્નર હાસમ બિન અમરૂ તઘલખી ઈ. સ. ૭૬૯–૭૦ માં નૌકા વાટે ગંધાર આવ્યો અને તેણે બૂતો ( મૂર્તિઓ )નો નાશ કરી તેની જગાએ મસ્જિદ બનાવી.[1] તે પછી તો સં. ૧૬૦૨ માં ફિરંગીઓએ આ શહેર પર થાપો માર્યો ને આ નગરને કબજે કરી લીધું. ત્યારે અહીંના ધનાઢ્ય રહેવાસીઓ જંબૂસર જઈને રહેવા લાગ્યા ને અહીંનો વેપાર ખેડતા રહ્યા. સત્તરમા સૈકામાં અહીં જૈનોની વસ્તી પુષ્કળ હતી. જગદ્‌ગુરુ શ્રી. હીરવિજયસૂરિજી અહીં પોતાના વિશાલ સમુદાય સાથે ચોમાસુ રહ્યા હતા ત્યારે અકબર બાદશાહે શ્રી. હીરવિજયસૂરિને ફતેહપુરસિક્રી આવવાનું આમંત્રણ ગંધારમાં મોકલાવ્યું હતું. અહીંના જૈન શ્રેષ્ઠીઓએ સૂરિજીને ત્યાં જવાની પહેલાં તો સલાહ ન આપી પણ સૂરિજીએ ત્યાં જવાથી જૈનધર્મની પ્રભાવનાનાં અનેક ધર્મકાર્યો થઈ શકશે એમ સમજાવવાથી ત્યાંનો શ્રીસંઘ સૂરિજીના જવામાં સમ્મત થયો.

એ સમયે અહીંના ધર્મપ્રેમી અનેક શ્રાવકોએ કેટલાંયે તીર્થસ્થળો અને નગરોનાં મંદિરોમાં મૂર્તિઓ ભરાવ્યા વગેરેના ઉલ્લેખો સાંપડે છે.

લગભગ ૧૮ મા સૈકાની શરૂઆતમાં ખંભાતના ચાંચિયાઓએ આ શહેરને લૂંટી લીધું. એટલું જ નહિ બાળી પણ નાખ્યું. આ શહેરની પ્રાચીન જાહોજલાલીની પ્રતીતિ કરાવતાં લગભગ ૩ માઈલના પરિઘ જેટલી જમીનમાં ઈંટો, પથ્થરો અને મકાનોના પાયા વગેરેના અવશેષો આજે પણ જોવાય છે. આજે તો માત્ર સામાન્ય ઝુંપડાંઓ સિવાય આખું ગામ વેરાન લાગે છે. કહેવાય છે કે આ નગર ઉપર અકસ્માત સમુદ્રનાં મોજાં ફરી વળ્યાં ને આ ગામ ઉજ્જડ બન્યું

અહીં પ્રાચીન બે જિનમંદિરો હતાં. એક મૂ. ના. મહાવીરસ્વામી ભ.નું અને બીજું અમીઝરા પાર્શ્વનાથ ભ.નું. પહેલું મંદિર લાકડાનું હતું એમ કહે છે અને તે સં. ૧૫૦૦ માં બન્યાનો ઉલ્લેખ મળે છે. આ મંદિર જીર્ણ થયું હતું તેથી સં. ૧૮૧૦ માં શેઠ હઠીસિંહ કેશરીસિંહનાં ધર્મપત્ની શેઠાણી હરકોરબાઈએ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તે પછી સં. ૧૯૨૫ માં ભીંતોમાં ફાટો પડી ગઈ ને લૂણો લાગવાથી શ્રીસંઘે તેનું સમારકામ કરાવ્યું છતાં તેની સ્થિતિ સુધરી નહિ.

હાલના ગામની ઉત્તરે ગામ બહાર ખંભાતના શજિયા–વાજિયાએ બંધાવેલું આ દેવળ ધાબાબંધ હતું–છે. તેમાં લક્કડકામ તો નથી પણ બાંધકામ ઈંટોનું હતું અને નિર્જન થવાથી અરક્ષણીય સમજીને મહાવીરચૈત્યના ચોકમાં આ દેવળ બાંધ્યું છે. આ મંદિરના ભોંયરામાં અસલ અમીઝરા પાર્શ્વનાથની પાંચ ફીટ ઊંચી શ્વેતવર્ણી મૂર્તિ હતી. પણ આજે તો ભગવાનની મૂર્તિ, એક વિજયરાજની પણ તેના કરતાં નીચી અને શ્યામ વર્ણની બે મોટી મૂર્તિઓ આ જ ગામવાસી ધનાઢ્ય શ્રાવિકા ઈંદ્રાણીની છે કે જેની પ્રતિષ્ઠાનું કામ માટે આચાર્ય હીરસૂરિ વિજય હર્ષોપાધ્યાયને સોંપી ગયા હતા. છતાં બાદશાહનું ગુરુપ્રત્યેનું ઈષ્ટાનિષ્ટ જોવા ગુરુના પહેલાં બાદશાહને મળ્યા હતા.[2] આ દેવાલય પૂર્વાભિમુખ છે પણ નિર્ગમદ્વાર દક્ષિણ તરફથી છે. મહાવીરચૈત્ય પ્રાચીન છે. જેના—ગુણાનુવાદ કરવા એક કવિએ–'**ગંધારે શ્રીમહાવીર**' એની સ્તુતિ રચી છે, આ દેવળની દક્ષિણે એક માતાનો મઠ છે તેમાં એક શિલા-

---

૧. જુઓ: "અરબ ઔર ભારતકે સંબંધ" પૃ. ૧૨૭

૨. "આનંદકાવ્ય મહોદધિ" મૌક્તિક: ૫.

લેખનો મોટો શિલાપટ્ટ છે. કાંઈક અક્ષરો ઘસાઈ ગયા છે. ઘણું કરીને એક મોટી કાયોત્સર્ગસ્થ જૈન તીર્થંકરની મૂર્તિ પણ અહીં છે, જે અન્ય નામે ગુલાલ સિંદૂરથી પૂજાય છે. ગામની બહારનું દેવળ તો વર્ષો જશે તો પણ ઊભું જ રહેશે, કેમકે તે પડે તેવું નથી. આ ગામ અને દેવળ વચ્ચે એક અટૂલી નિરાલી દીવાલ ઊભી છે, જે હીરસૂરિજીના ઉપાશ્રયના નામે ઓળખાવાય છે. એ ભીંતે ભવિતવ્યતાના યોગે હલોઇની પુણ્ય-પાપની બારીનું રૂપ પકડ્યું છે.

અહીં જંબૂસર તરફથી આવનારને આમોદ ઊતરી ટંકારા થઇ અવાય છે. સીધે રસ્તે આવતાં-ગંધારથી થોડે દૂર એક કાદવવાળો પ્રવાહ ઓળંગવો પડે છે. ગાડારસ્તો ફેરમાં જતાં અડચણ થતી નથી. ટંકારામાં લાડવાશ્રીમાળી જૈનોની વસ્તી અને ઉપાશ્રય છે. એકંદર આમોદથી–ગંધાર દસ ગાઉ છે.

આ ગામમાં ગેમલ ઉમેદના ઘરમાંથી તા. ૪–૫–૯૩ ના રોજ ભોંયરામાંથી દશ મૂર્તિઓ ગાદી અને પરિકર સહિત નીકળ્યાં હતાં. તેને સરકારમાં લઈ જવામાં આવેલાં પણ કેટલાક ધર્મપ્રેમી શ્રાવકોના સતત પ્રયત્નથી એ મૂર્તિઓ સરકારમાંથી પાછી મળી હતી.

આ મૂર્તિઓમાંથી શ્રીમહાવીરસ્વામી ભ. ના પરિકર ઉપર સં. ૧૬૬૪ ના મહા સુદિ ૧૦ ને શનિવારનો શ્રીવિજયસેનસૂરિએ પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ છે. આ મૂર્તિને લેપ કરાવેલો છે. છતાં આ પ્રતિમા અને શ્રીઅમીઝરા પાર્શ્વનાથ ભ. ની મૂર્તિ ખરેખર, પ્રભાવશાલી છે એમાં શંકા નથી.

★

## ૮. ભરૂચ

( કોઠા નંબર : ૪૭૫-૪૮૬ )

**આજે નર્મદા નદીના** ઉત્તર કાંઠે ટેકરી ઉપર વસેલા ભરૂચના નામે ઓળખાતા નગરનું પ્રાચીન નામ ભૃગુકચ્છ અને ભૃગુપુર હતું. આ નગર અતિપ્રાચીન હોવાનાં પ્રમાણો જૈન, બૌદ્ધ[1] અને બ્રાહ્મણ ગ્રંથો આપે છે. એક સમયે આ નગર જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણોને પોતાનું કરી લેવા કેમ લલચાવતું હશે એ એની સમૃદ્ધ ભૂમિનો ખ્યાલ આપવા માટે પૂરતું છે.

જૈન અને બૌદ્ધ ગ્રંથોમાં લાટ દેશનું જે વર્ણન મળે છે એ મુજબ એની ગણના અલગરૂપે આર્ય દેશોમાં કરવામાં આવી નથી. અહીં જે લૌકિક ઉત્સવો મનાવવામાં આવતા તેમાં ગિરિયજ્ઞ નામનો ઉત્સવ વર્ષાઋતુમાં અને ઇંદ્રનો ઉત્સવ શ્રાવણ સુદિ પૂર્ણિમાના દિવસે મનાવવામાં આવતો હતો. અહીંના લોકો ખેતી માટે વરસાદ ઉપર આધાર રાખતા. ખારા પાણીના કૂવાઓ અહીં વિશેષ હતા આ દેશના નામ ઉપરથી જ લાડવાશ્રીમાલી જ્ઞાતિની ઉત્પત્તિ થયેલી છે.

લાટ દેશની રાજધાનીનું આ મુખ્ય નગર હતું. અહીં કુંડલમેંઠ નામના વ્યંતરદેવની સ્મૃતિમાં ઉત્સવ મનાવવામાં આવતો હતો. અહીં 'ભૂતતડાગ' નામનું મોટું તળાવ હતું. ભૃગુકચ્છ અને ઉજ્જૈની વચ્ચે પચીસ યોજનનું અંતર હતું. આચાર્ય વજ્રભૂતિએ આ ભૂમિમાં વિહાર કર્યો હતો. આર્ય કાલક, આર્ય ખપુટાચાર્ય અને મલ્લવાદી જેવા પ્રકાંડ ગીતાર્થોએ આ ભૂમિને પવિત્ર કરી હતી. વેપારનું બંદરી મથક હોવાથી અનેક વસ્તુઓ, કળાઓ અને વિદ્વાનોનું આ સંગમપીઠ હતું. ઇ. સ. ની પહેલી સદીમાં અહીં કાબુલથી માલ આવતો હતો. અહીંની કેટલીક મૌલિક વિશેષતાઓ પણ સર્વત્ર ખ્યાત હતી. અહીંના કવિઓએ સાહિત્યમાં પ્રચલિત કરેલી લાટી રીતિ, અજંતા અને ઇલોરામાં આલેખાયેલી લાટના ચિત્રકારોની અને શિલ્પીઓની અનુપમ કળા તેમજ લાટના આચાર્યોની પ્રતિભા બહુ દૂર દૂર સુધી વ્યાપેલી હતી.[2]

---

૧. આ દેશમાં બૌદ્ધ–તથાગત ધર્મના પ્રચાર અને બળના જૈનોને હાથે લખાયેલા ગ્રંથના પુરાવાઓ મળે છે. પરન્તુ સ્થાપત્ય સંબંધી પુરાવામાં તદ્દન મીંડુ જોવામાં આવે છે. જે જે સ્થાપત્યો મળે છે તે કાળજીથી તપાસીએ તો તે નિર્ગ્રંથ જૈન અને બૌદ્ધ સંસ્કૃતિનાં જ માલમ પડી આવે.

૨. જુઓ: "બૃહત્કલ્પસૂત્ર" ભાષ્ય–ટીકા સહિત; મંદસોરનો શિલાલેખ, જેમાં લાટના શિલ્પીઓ માલવા અને રાજપૂતાનાના પ્રદેશમાં દાખલ થયા એવો ઉલ્લેખ મળે છે, તથા લાટના વિહારોની પણ નોંધ છે અને ઇલોરાના તામ્રપત્રમાં લાટના શિલ્પ વિશે આવતો સંબંધ મહત્ત્વનું સૂચન કરે છે.

આ વ્યાપારસમૃદ્ધ નગરનો ઇતિહાસ જોતાં તેનું અતિપુરાણુ કાળનું વર્ણન મળે છે. તેના ઈતિહાસકાળની મર્યાદામાં અઢી હજાર વર્ષ પૂર્વે આ નગર અને આખો પ્રદેશ માલવનરેશને તાબે હતો. ત્યારપછી તે નંદનૃપતિઓને તાબે હતો. એ પછી મૌર્યો, ક્ષત્રપો, ગુપ્તોની સત્તા હેઠળ હતો. ત્યાર બાદ ગૂર્જરો,[3] પરમારો, ચૌલુક્યો, વાઘેલાઓ બાદ વારાફરતી મુસલમાન રાજવંશોથી શાસિત થતું તે હાલ મુંબઈ સરકારને તાબે છે.

આવા સમૃદ્ધ નગર ઉપર સમયે સમયે કાળનું મોજું વીંઝાતું રહ્યું છે, છતાં 'ભાંગ્યું તોયે ભરૂચ'ની જૂની કહેવતને એ આજે પણ સાર્થક કરી રહ્યું છે.

આ ભૂમિની જૈન તીર્થ તરીકેની પ્રસિદ્ધિ '**भरुअच्छहिं मुणिसुव्वय**' એ પદથી જૈનોને અજાણી નથી. આજે અહીં જૈનોનાં બાર મંદિરો છે. દેખાવમાં સુંદર છે ખરાં પરંતુ તેમાં પ્રાચીન કળા જોવા મળતી નથી. જે પ્રાચીન મંદિરના કારણે આ નગર તીર્થરૂપ કહેવાતું હતું તે મંદિરનો આજે પત્તો નથી; અથવા મસ્જિદમાં ફેરવાઈ ગયું છે તેનો પ્રાચીન ઇતિહાસ જાણવાજેવો છે.

શ્રી. જિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'માં આ તીર્થ વશેની પ્રાચીન કથા આલેખી છે, 'પ્રબંધચિંતામણિ' અને 'પ્રભાવકચરિત'માં પણ આ વિહારની આખ્યાયિકા સંગ્રહાયેલી છે. આ લોકકથામાં જગજૂના કાળનું જે તથ્ય સમાયેલું છે એનો માત્ર નિર્દેશ કરીશું.

જૈન અનુશ્રુતિઓ કહે છે કે અતિપ્રાચીન કાળમાં વીસમા ભગવાન મુનિસુવ્રતસ્વામીના ચૈત્યથી આ નગર તીર્થરૂપ બન્યું હતું. આખ્યાયિકા અનુસાર અશ્વમેધ યજ્ઞ માટે બ્રાહ્મણોએ તૈયાર કરેલો એક ઘોડો ભ. મુનિસુવ્રતસ્વામીની ઉપદેશ-વાણી સાંભળી બોધ પામ્યો. તે મરીને દેવ થયો. તેણે પોતાના પાછલા ભવના ઉપકારક ભગવાનનું એક ચૈત્ય બંધાવ્યું તે 'અશ્વાવબોધ' નામે ઓળખાતું હતું. કાળાંતરે સંહલરાજાની પુત્રી સુદર્શનાને એ નગરમાં પોતાના સમળીના ભવનું જાતિસ્મરણ જ્ઞાન થવાથી એ અશ્વાવબોધ ચૈત્યનો જીર્ણોદ્ધાર કરાવીને તેને 'શકુનિકાવિહાર' એ નામ આપ્યું. તે પછી ઐતિહાસિક કાળમાં મૌર્ય સંપ્રતિરાજે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો. શ્રી. સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી વિક્રમાદિત્ય નરેશે પણ આ તીર્થનો પુનરુદ્ધાર કર્યો હતો. વીર નિ૦ સં૦ ૪૮૪ એટલે ઈ. સ. પૂર્વના પહેલા શતકમાં ભરૂચના રાજા બલમિત્ર–ભાનુમિત્રના શાસનકાળમાં આર્યખપુટાચાર્યે બૌદ્ધો પાસેથી આ તીર્થ છોડાવ્યું હતું. વિ૦ સં. ૪૧૪માં શ્રી. મલ્લવાદિસૂરિએ બૌદ્ધોનો પરાજય કરી રક્ષણ આપ્યું. આન્ધ્રદેશના સાતવાહન રાજાએ પણ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરેલો અને શ્રી. પાદલિપ્તસૂરિજીએ તેના ધ્વજાદંડની પ્રતિષ્ઠા કરાવેલી હતી. 'પ્રભાવકચરિત'કાર કહે છે કે શ્રી. વિજયસિંહ-સૂરિના સમયમાં અંકલેશ્વરમાં દાવાનળ પ્રગટ્યો અને નદી પર અગ્નિના પ્રવેશથી આ કાષ્ઠમય વિહાર નાશ પામ્યો; ધાતુ–પાષાણનાં બિંબ ખંડિત થયાં કે નાશ પામ્યાં, માત્ર ભગવાન મુનિસુવ્રતસ્વામીનું બિંબ અખંડિત રહ્યું હતું, તેથી એ સૂરિજીએ ગામના બ્રાહ્મણો પાસેથી દ્રવ્ય સંપાદન કરી ફરીથી આ વિહાર બંધાવ્યો.

એ પછી સોલંકી કર્ણદેવે વિ. સં. ૧૧૩૧માં લાટને કબજે કર્યું ત્યારે મંત્રી સંપત્કર–સાંતુ મહેતા ભરૂચના દંડનાયક નિમાયા હતા. વિ. સં. ૧૧૯૩માં ચંદ્રસૂરિ નામના આચાર્યે પ્રાકૃતમાં રચેલા 'મુનિસુવ્રતસ્વામિચરિત'માં ઉલ્લેખ છે કે–"વરણુગના પુત્ર સંતુયે ભરૂચમાં સમલિકાવિહારને સોનાના કળશો ચડાવ્યા હતા." એ સમયે એ નગરનો પ્રતિષ્ઠિત શેઠ ધવલ નામે હતો.

'પ્રબંધચિંતામણિ'ના 'કુમારપાલપ્રબંધ'માં લાટના મંત્રી આંબડ અને તેણે કરાવેલા શકુનિકાવિહારના જીર્ણોદ્ધાર વિશે ઉલ્લેખ છે કે ઉદયન મંત્રી કુમારપાલના ભાઈ કીર્તિપાલ સાથે રહીને સોરઠના નવઘણ (સુંવર)ને જેર કરવા જાતે યુદ્ધમાં ઊતર્યો. તેમાં તે જીવલેણ ઘાયલ થયો. તેના મનમાં કેટલીક આકાંક્ષાઓ રહી ગઈ હતી તેના કારણે તેનો જીવ જતો નહોતો. (કેટલાક ગ્રંથકારો ચાર આકાંક્ષાઓનો ઉલ્લેખ કરે છે જ્યારે કેટલાક એનો જ ઉલ્લેખ કરે છે.) એ હકીકત તેણે કીર્તિપાલને જણાવી. 'એ અભિલાષાઓ આપના પુત્ર વાગ્ભટ અને આંબડ પૂરી કરશે.' એવી કબૂલાત પૂર્વક કીર્તિપાલે આશ્વાસન આપ્યું. એ મુજબ મંત્રી વાગ્ભટે શત્રુંજયનો અને આંબડે ભરૂચના શકુનિકાવિહારનો ઉદ્ધાર કરાવ્યો.

---

૩. સાતમા–આઠમા સૈકામાં ભરૂચના ગૂર્જર રાજાઓમાં જયભટ્ટ પહેલો અને દદ્દ બીજો 'વીતરાગ' અને 'પ્રશાંતરાગ' એવાં બિરુદો ધારણ કરે છે, જે જૈનોની પ્રબળતા, જૈનધર્મના પ્રસાર અને એ રાજાઓના જૈનધર્મ પ્રતિ ગાઢ સંબંધને સૂચવે છે.

આંબડે કોંકણના મલ્લિકાર્જુનને હરાવ્યાથી શ્રી. કુમારપાલે તેને 'રાજપિતામહ'નું બિરૂદ આપ્યું, એ પછી એટલે સં. ૧૨૨૧–૨૨માં આંબડે કાષ્ઠના શકુનિકાવિહારને પાષાણમય બનાવ્યો. પં. શીલવિજયજી કહે છે કે, 'તેમણે અહીં ૩૨ લાખ સોનૈયા ખરચ્યા હતા.' શ્રી. હેમચંદ્રસૂરિએ તેની પ્રાણપ્રતિષ્ઠા કરી હતી અને કુમારપાલે આરતી ઊતારી હતી. એ પ્રતિષ્ઠામહોત્સવમાં દૂર દૂરના નગરો અને ગામના સંઘો એકઠા થયા હતા.

શ્રી. હેમચંદ્રાચાર્યે અહીંની સૈંધવાદેવીના ઉપદ્રવને પણ દૂર કર્યો હતો.

એ પછી તેજપાલ મંત્રીએ શકુનિકાવિહારની પચીશ દેવકુલિકાઓ માટે સુવર્ણધ્વજ કરાવી આપ્યા હતા. તેમજ શ્રી વસ્તુપાલ–તેજપાલે અહીં ત્રણ સરસ્વતી ભંડારો સ્થાપ્યા હતા. આ શકુનિકાવિહારમાં શ્રીવસ્તુપાલ–તેજપાલનું પ્રશસ્તિકાવ્ય કવિ શ્રીજયશેખરસૂરિએ રચીને એક શિલાપટ્ટ ઉપર અંકિત કરાવી તેની ભીંતમાં ચોડાવ્યું હતું. જો કે એ શિલાપટ્ટ આજે પ્રાપ્ય નથી પણ આપણા સારા નસીબે તેની જળવાઇ રહેલી તાડપત્રીય પ્રતિ ઉપરથી એ કાવ્ય પ્રગટ થયેલું જોવા મળે છે.

વાઘેલા વંશના છેલ્લા રાજા કર્ણદેવ સુધી શકુનિકાવિહાર અસ્તિત્વમાં હતો. એ પછી મુસ્લિમ રાજકાળમાં ગ્યાસુદ્દીન તઘલખના સમયમાં આ જૈનવિહાર મસ્જિદરૂપમાં પરિવર્તન પામ્યો.

ભરૂચના આ શકુનિકાવિહારના ઉદ્ધારકાળ પહેલાંનો, ગુજરાતના પ્રાચીન જૈનોની ધર્મનિષ્ઠા, કલાપ્રેમ અને સંસ્કાર સમૃદ્ધિની પ્રતીતિ કરાવતો, મૂર્તિસ્થાપત્ય વિભૂતિનો એક મનોહર નમૂનો કડી ગામના શ્રીસંભવનાથ જિનાલયના ભોંય-રામાં સુરક્ષિત હતો ત્યાંથી જૈન વિદ્યાર્થીભવનમાં પ્રતિષ્ઠિત કરવામાં આવ્યો છે.[૪] ચૌલુક્ય મૂળરાજના રાજકાળ જેટલી જૂની આ પ્રતિમા શકસંવત્ ૯૯૦=વિક્રમસંવત્ ૧૦૪૫માં ભરૂચમાં પ્રતિષ્ઠિત કરવામાં આવેલી. એવો લેખ એ મૂર્તિના પાછળના ભાગમાં આ પ્રમાણે આ લખાયો છે:—

(१) "आसीन्नागा(गेंद्र)कुलि(ले) ल्दमणसूरिर्नितांतसां(शां)तमतिः। (२) तद्गच्छ(च्छे) गुरुतरुयन्नाम्नासीत् सी(शी)लरु(भ)द्रगणिः॥
(३) शिष्येण मूलवसातां(सतौ) जिनत्रयमकार्य्यत। (४) भृगुकच्छे तदीयिन(येन) पार्श्विल्लगणिना वरं॥ स[श]कसंवत् ॥९१०॥"

ભાવાર્થ:—નાગેંદ્રકુળમાં અત્યંત શાંત મતિવાળા લક્ષ્મણસૂરિ થઇ ગયા, તેમના ગચ્છમાં ગુરુવૃક્ષનું આચરણ કરતા શીલભદ્રગણિ નામે થયા, તેમના શિષ્ય પાર્શ્વિલગણિએ ભૃગુકચ્છ (ભરૂચ)માં મૂલવસતિમાં શ્રેષ્ઠ ત્રણ જિન–પ્રતિમાઓ કરાવી. શકસંવત્ ૯૧૦.

આ શિલાલેખમાં જણાવેલ મૂલવસતિ એટલે મુખ્ય વસતિ તે શકુનિકાવિહાર હશે કે મૂલ નામના શ્રાવકે બંધાવેલ વસતિ–વિહાર હશે એ જાણવાનું જ રહે છે.

આ મૂર્તિનું પ્રતિમાવિધાન શાસ્ત્રીય દૃષ્ટિએ આબેહૂબ છે. આ મૂર્તિ ધાતુની છે. એની ઊંચાઇ લગભગ ૧ હાથ પ્રમાણ છે. પરિકર અને શિખરથી શોભની દેવકુલિકા જેવી આ પ્રતિમામાં જિનેશ્વરદેવની ત્રણ મૂર્તિઓ છે. મધ્યમાં મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ ભગવાન છે. મસ્તક ઉપર સાત ફણાવાળા ધરણેન્દ્રે છત્રછાયા કરેલી છે અને તેની ઉપર ત્રણ છત્રો દર્શાવ્યાં છે. તેમની પાછળ અશોકવૃક્ષ આલેખ્યું છે. આસનની નીચે લાલ રંગનું મીનાકારી જડાવકામ કરેલું છે. મૂ૦ ના૦ની આસપાસ બંને બાજુએ કમળ ઉપર ઊભેલી એકેક કાયોત્સર્ગસ્થ પ્રભુની આકૃતિઓ બનાવેલી છે. એ બંને પ્રતિમાઓની આસપાસ વૈરોટ્યા અને પદ્માવતી દેવીઓ પ્રતીહારીરૂપે અંકાયેલી છે. તેની નીચે જમણી બાજુએ બે ભુજાવાળા યક્ષદેવની અને ડાબી બાજુએ ડાબા ખોળામાં રાખેલા બાળક સહિત બે હાથવાળી અંબિકાદેવી જણાય છે. મૂ૦ ના૦ ના આસન નીચે મધ્યમાં ધર્મચક્ર અને તેની આસપાસ શાંતમુદ્રાવાળા બે સિંહો અને નિર્ભીક બે હરણોની આકૃતિઓ જોવાય છે. તદ્દન નીચેના ભાગમાં નવગ્રહોની આકૃતિ પણ સૂચવેલી છે. આ આખુયે મૂર્તિવિધાન કુશળ શિલ્પીના હાથે આલેખાયું છે.

બારમા સૈકાના એક બીજા જૈન દેવપ્રાસાદનો ઉલ્લેખ પણ મળી આવે છે. નવાંગીવૃત્તિકાર શ્રી. અભયદેવસૂરિના

૪. વિશેષ હકીકત માટે જુઓ: "જૈન સત્ય પ્રકાશ" વર્ષ : ૧૦, અંક : ૮માં પં. લાલચંદ ભ. ગાંધીનો લેખ.

શિષ્ય પ્રસન્નચંદ્રસૂરિ, તેમના શ્રી. દેવભદ્રસૂરિ.... ( કોઈ આચાર્યે ) આમ્રદત્તની વસહીમાં રહીને સં૦ ૧૧૬૫માં ભરૂચ-નગરમાં 'સિરિપાસનાહચરિય' નામનો ગ્રંથ પ્રાકૃતમાં બનાવ્યો છે તેના પ્રસ્તાવમાં જણાવ્યું છે કે— "કપડવણજ નિવાસી ગોરધન શેઠે શ્રીવાસુપૂજ્યસ્વામીનો બાવન જિનાલયવાળો જિનપ્રાસાદ અહીં કરાવ્યો. વળી, એ શેઠના પુત્ર–પુત્રીઓએ પણ શાસનપ્રભાવક કાર્યો કર્યાં અને શ્રીવીરશેઠના પુત્ર જસદેવે આ ચરિત્ર રચવાની પ્રેરણા સૂરિજીને કરી હતી."

આ મંદિરોનો આજે પત્તો નથી. અસલના વખતનું ભરૂચ આજે બદલાઈ ગયું છે. અહીંનાં નવાં મકાનોની કેટલીક ભીંતમાં જડાયેલા ઘણા કોતરેલા પથ્થરો જોવાય છે તે શું અહીંના પ્રાચીન જૈન મંદિરોના હશે એમ ઉપલક દૃષ્ટિએ જોતાં કલ્પના થઈ આવે છે. લોકોના કહેવા પ્રમાણે તો ભરૂચની કેટલીક મસ્જિદો જે હાલ મોજુદ છે તે મૂળે જૈન દેરાસરો હતાં. તેમાં ભરૂચની જુમ્મા મસ્જિદ પણ છે. એના વિશે ડૉ. ફ્રાઉઝે કહે છે: "સુંદર શ્રીધર સ્તંભો, આબુની શૈલીમાં કોતરેલ છજાંઓ, કીર્તિમુખ, દેવીઓની પંક્તિઓ ઈત્યાદિ શણગારોથી શોભિત વિશાળ મંડપો, ઉદુંબર અને કીર્તિમુખવાળા મંડારકો, મંગળમૂર્તિઓ વગેરે શૈલીની જો કે અડધી બગડેલી છતાં સ્પષ્ટ નિશાનીઓથી ભરપૂર છે. આખું મકાન એક ઊંચા માંચડા પર બાંધેલું હોવાથી પંદર પગથિયાંવાળી એક પથ્થરની સીડી ઉપર ચડવું પડે છે. અહીંઆં તો હવે બાવન જિનાલય નથી દેખાતું."

ડૉ. બર્જેસે આ મસ્જિદ વિશે વિવેચન કરતાં જણાવ્યું છે: "ઈ. સ. ૧૨૯૭માં અલ્લાઉદ્દીન ખિલજીએ ગુજરાત સર કર્યું એ સમયે ભરૂચ પણ મુસલમાનોના હાથમાં ગયું. તેઓએ ગુજરાતમાં ઘણે સ્થળે હિંદુ અને જૈન દેવાલયોને મસ્જિદમાં ફેરવી નાખ્યાં. આ કાળમાં ભરૂચની જુમ્મા મસ્જિદ પણ જૈન મંદિરમાંથી પરિવર્તિત બનેલી લાગે છે. અત્યારે પણ ત્યાંના અવશેષો ખંડિત થયેલા પુરાતન જૈન વિહાર કે મંદિરનો ભાગ છે એમ જણાય છે. આ સ્થળની પ્રાચીન કારીગરી, આકૃતિઓની કોતરણી અને રસિકતા, સ્થાપત્ય–શિલ્પકળાનું રૂપ અને લાવણ્ય ભારતવર્ષમાં અજોડ છે."

શ્રી. ઘનપ્રસાદ ચંદાલાલ મુનશી આ મસ્જિદની વિગતોમાં ઊતરતાં ઉમેરે છે કે—"મુસલમાનોના રાજતંત્ર નીચે કાયમ રહેલી હિંદુકળાનું આમાંથી સૂચન થાય છે. જુમ્મા મસ્જિદની લંબાઈ ૧૨૬½ અને પહોળાઈ ૫૨ ફીટની છે. ૪૮ થાંભલાની સરખી હાર છે અને તે પર અગાશી છે અને ૩ ભવ્ય ઘૂમટો છે. છત ઉપર આબુના વિમળ-વસતિમાં જે સુંદર કોતરણી છે તેવી કોતરણી છે. થાંભલામાં શિલ્પીની કારીગરી અદ્ભુત છે. થાંભલા ઉપરના પાટમાં જૈન અને હિંદુ ધાર્મિક જીવનનાં કેટલાંયે દશ્યો કોતરેલાં છે. [ પુરાતત્ત્વપ્રેમી અને વિદ્યારસિક આ કૃતિઓને પુરાતત્ત્વની દૃષ્ટિએ ઓળખવાનો પ્રયાસ કરે તો એમાંથી કળા અને ઈતિહાસમાંથી ઘણું જાણવા મળે તેમ છે. ઘણી કૃતિઓનાં મુખારવિંદ ખવાઈ ગયાં છે અને છતની કૃતિ પણ વરસાદના પાણીથી તૂટી ગઈ છે. પણ તેમાં ઇતિહાસનું જીવન છે.] નીચેની પગથાર સાદી છે. સિદ્ધરાજ અથવા કુમારપાલે ભરૂચનો કોટ બંધાવેલો તેના પથ્થર અને આ મસ્જિદની દીવાલના પથ્થર એક જ છે અને એક જ સમયના છે. ભીંતે ત્રણ આરસના મહેરાબ છે. મધ્ય મહેરાબની સુંદર કોતરણી છે. તેમાં અરેબિક ધર્મના કલમા કોતરેલા છે. બે દરવાજા છે અને ઉત્તર તરફનો દરવાજો જૈન દેવળનો છે. દ્વારપાલ યક્ષ દંડ લઈને ઊભેલા છે. આખું દ્વાર આરસનું છે. કેટલીક કળા ઘસાઈ ગઈ છે. ઉંબરો આરસનો છે અને પ્રતિમાના આસનની ઝાંખી કરાવે છે.

"દ્વાર ઉપર ઉત્તર તરફના ઘૂમટની નીચે હી. સ. ૭૨૧ = ઈ. સ. ૧૩૨૧ નો શિલાલેખ કોતરેલો છે. આ શિલાલેખ ગયાસુદ્દીન તઘલખના સમયનો છે. ગયાસુદ્દીનનો રાજકાળ ઇ. સ. ૧૩૨૦ થી ૧૩૨૫ નો છે. એનો પ્રતિનિધિ શ્રીમંત મોહમંદ બુતુમરી ભરૂચમાં શાસન કરતો હતો. તેણે આ સ્થળે પૂર્વે જૈન વિહાર–ચૈત્ય મંદિર હતું તેનું મસ્જિદમાં પરિવર્તન કર્યાનો ઉલ્લેખ છે."

આ રીતે ભગવાન મુનિસુવ્રતસ્વામીના સમયનું અશ્વાવબોધ તીર્થ,[૫] સિંહલદ્વીપની રાજકુમારી સુદર્શનાનો શકુનિકા-

૫. રાજવરટ્ટ દંડાધિપતિ આમ્રભટ્ટે કરાવેલું દેવળ અશ્વાવબોધ તીર્થનું સ્મારક કે પણ શકુનિકાવિહાર અને બીજાં મંદિરોનો પત્તો નથી. દેવેંદ્રસૂરિજીએ આપેલા વર્ણન મુજબ તેનો વિસ્તાર ભરૂચને સામે તીરે સંભવી શકે. ભરૂચની આજુબાજુ વૈદિકોએ અપનાવેલાં અનેક સ્થાનો છે તેનાં વર્ણનો પુરાણ કવિઓએ કર્યાં છે, અને હાલ વિવિધ નામોથી ખ્યાત છે. એ બધાં સ્થાનોનું ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન કરવા જેવું છે. ગામ પૂર્વ–પશ્ચિમ લાંબુ લગભગ ત્રણ માઈલ હશે, તેના ત્રણ ભાગ છે, કબીલપુરા શહેર અને વેજલપુર આ ત્રણે ભાગને છૂટા પાડનાર બે ઢાળો છે, પશ્ચિમ ઢાળે કતીપોર બજાર છે. વેજલપુર વિભાગમાં પારસીઓની વસ્તી વિશેષ છે અને લાડુઆ શ્રીમાળી જૈનો પણ અહીં જ વસે છે. સ્ટેશન પાસે કબીલપુરામાં દેવળ અને ઉપાશ્રય છે.

વિહાર, ઉદયન મંત્રીના પુત્ર આંબડે ઉત્તમ પથ્થરમાં કળામય રીતે બંધાવી ફરકાવેલા ધ્વજવાળો અને કલિકાલસર્વજ્ઞ શ્રી. હેમચંદ્રાચાર્યે જેની પ્રતિષ્ઠા કરી કુમારપાલે જેમાં આરતી ઉતારી હતી એ વિહાર આજે મસ્જિદરૂપમાં પરિવર્તન પામ્યો છે; એ કાળનો મહિમા જ આજે માત્ર વિચારવાનો રહે છે.

★

## ૯. ઝગડિયા

(કોઠા નંબર: ૪૯૦)

**રાજપીપલા** રાજ્યમાં આવેલા ઝગડિયા ગામમાં એક નાનું પણ મનોહર શિખરબંધી મંદિર છે. એમાં મૂ. ના. શ્રીઆદીશ્વર ભગવાનની શ્વેત આરસની મૂર્તિ, પાસે આવેલા લીંબોદરા ગામના ખેતરમાંથી મળી આવી હતી. એના ઉપર લેખ જણાતો નથી પણ ભીંતમાં દબાયેલો હોવાનું કહેવાય છે. આ મૂર્તિ પ્રતિમાવિધાનશાસ્ત્રની દૃષ્ટિએ ભવ્ય અને ચિત્તાકર્ષક છે. મૂળનાયકના જમણા હાથ તરફની આરસની મૂર્તિ નજીકના રાણીપુરા ગામના ખેતરમાંથી મળી આવી હતી. આ મૂર્તિ નાની હોવા છતાં સુંદરતામાં ઓછી ઊતરે એવી નથી. પ્રગટ થયેલી આ મૂર્તિઓના કારણે આ સ્થળ તીર્થરૂપ બન્યું છે. સં. ૧૯૨૧ લગભગમાં આ મૂર્તિઓ પ્રગટ થઈ હતી.

મંદિરમાં પ્રવેશતાં જમણા હાથ ભણીના ગોખલામાં પધરાવેલી શ્રીચક્રેશ્વરીદેવીની મૂર્તિ પણ ઉપર્યુક્ત લીંબોદરા ગામના ખેતરમાંથી મળી હતી. આ દેવીમૂર્તિની નીચેનો લેખ આ પ્રમાણે વંચાય છે:—

"સં૦ ૧૨૦૦ માઘ સુ. ૧૦.........શ્રીપૃથ્વીપાલેન કારિતા ॥"

અર્થાત્–સં. ૧૨૦૦ માં પૃથ્વીપાલે આ મૂર્તિ કરાવી છે.

મારા ધારવા મુજબ આ પૃથ્વીપાલ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલ મહારાજાના મંત્રીશ્વર પૃથ્વીપાલ હોય એમ લાગે છે.[1] એમનો સત્તાસમય પણ આ લેખના સમયનો જ છે.

આ મંદિરની બીજી મૂર્તિઓ ઉપર સોળમા સૈકાના લેખો મળી આવે છે.

આ ગામથી લીંબોદરા જતાં રસ્તામાં પડેલા કાટોડા, અવશેષો અને વિસ્તાર વગેરે જોતાં અસલના વખતમાં આ સ્થળે કોઈ પ્રાચીન નગરી હોવાનો ખ્યાલ આવે છે.

★

## ૧૦. સુરત

(કોઠા નંબર: ૪૯૬–૫૧૮)

**તાપી નદી**ના કાંઠે આવેલું સુરત શહેર ક્યારે વસ્યું એ વિશે જુદી જુદી માન્યતાઓ પ્રચલિત છે. એનું 'સૂર્યપુર' એવું શાસ્ત્રીય નામ પ્રતિમાલેખો અને ગ્રંથોમાંથી મળી આવે છે પણ સોળમા સૈકા પહેલાંનો કોઈ લેખ મળી આવ્યો નથી.

ઓગણીસમી સદીમાં થયેલા કવિબહાદુર શ્રી. દીપવિજયજીએ રચેલી "સુરત ગજ્જલ"માં સુરતનું મનોહર વર્ણન આપ્યું છે. સુરતની ઉત્પત્તિ સંબંધે લખતાં તેઓ કહે છે:—

---

૧. મંત્રી પૃથ્વીપાલ પ્રતાપી, ઉદાર અને કુલદીપક હતો. તેણે સિદ્ધરાજ અને કુમારપાલની પ્રીતિ મેળવવા ઉપરાંત પ્રજાસેવા, તીર્થયાત્રા, સંઘભક્તિ અને જીર્ણોદ્ધારનાં ધર્મકાર્યો કર્યાં છે. તે મહામંત્રીશ્વર વિમલના મોટા ભાઈ નેઢના પુત્ર ધવલ, તેના પુત્ર મંત્રી આનંદ, તેના પુત્ર (મંત્રી પૃથ્વીપાલ નામે) હતા. જેણે વિમલવસહીમાં સં. ૧૨૦૫ થી ૧૨૦૬ સુધીમાં જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેમજ એ જ સમયમાં વિમલવસહી મંદિરની બહાર સામે જ પોતાના પૂર્વજોની કીર્તિને કાયમ રાખવા માટે એક સુંદર હસ્તિશાળા પણ બનાવી છે.

"સંવત સોલ વિક્રમરાજ, સૂરત નામ ગણિકાસાજ; તાપર પાતસાહકી મહેર, તાતે વસ્યો સુરત શહેર. ૩
ફિરક ગોપીસા સાહુકાર, ગોપીપુરા વાસ્યા સાર; ગોપી નામ સરવર વાવ, પથ્થર કેલબંધી સાવ. ૪
સૂરજ મંડલા શ્રીપાસ, થાપન કિયા ગોપીદાસ; તાપિ છપસાંસી પતસાહ, કિલ્લા કીન વડ ઉચ્છાંહ. ૫"

સોળમા સૈકાથી આજ સુધી આ નગરનો ઉત્તરોત્તર વિકાસ થતો રહ્યો છે. સુરતનું સાચું સૌંદર્ય નિહાળવા માટે એના અંતરપટ ઉકેલવા જોઇએ. એણે અનેક જળપ્રલયો નિહાળ્યા છે, કેટલાય દાવાનળો અનુભવ્યા છે, અનેક લૂંટો આપી છે. એવા અનેક કારમા ઘા ઝીલ્યા છતાં આજે પોતાનું નામ દીપાવતું એ ઊભું છે, એમાં જ એની સુંદરતાનું રહસ્ય સમજાય છે.

સુરતમાં એક સમયે ચોરાશી બંદરનો વાવટો ફરકતો હતો. ભારતવર્ષમાં એના કારીગરોની હોડમાં કોઇ ઊતરતું નહિ. શિવાજી મહારાજે અહીંની સંપત્તિ લૂંટીને પોતાની મહત્ત્વાકાંક્ષા પૂરી કરી હતી. અંગ્રેજો સુરતના સૌંદર્યથી લલચાયા હતા અને પોતાનું સો પહેલું થાણું અહીં નાખ્યું હતું.

સુરતનું સૌંદર્ય વધારવામાં અને એનો ગૌરવ મહિમા ગાજતો કરવામાં જૈનોનું સ્થાન અગ્રપદે હતું. આજે પણ તેનું એ સ્થાન કેટલેક અંશે જળવાઈ રહેલું જોવાય છે. સુરતના ગોપીપુરા અને નાણાવટમાં ઝવેરીઓ અને નાણાવટીઓની ઊંચી અટ્ટાલિકાઓ એનું આપણને ભાન કરાવે છે. એમની દાનવીરતા ઇતિહાસના પાને અંકાયેલી છે. નગરશેઠ જગન્નાથભાઈ, ભણશાલી શેઠ, લક્ષ્મીદાસ તેમજ શાંતિદાસ શેઠની પ્રાચીન કાળની સખાવતો અને શેઠ પ્રેમચંદ રાયચંદ, શેઠ નગીનદાસ, શેઠ નગીનદાસ ઝવેરચંદ વગેરેએ કરેલાં દાનનાં સ્મારકો આજે પણ એમનો મહિમા ગાઈ રહ્યાં છે.

આજે અહીં ઊભેલાં નાનાં-મોટાં ૭૪ જિનમંદિરો અહીંના દાનવીરોની યશોગાથા સંભળાવી રહ્યાં છે. આ મંદિરો પૈકી કેટલાંક તો વિશાળ ને ભવ્ય છે. કેટલાંક પ્રાચીન છે ને વારંવારના જીર્ણોદ્ધારથી નવાં બન્યાં છે. અહીં જૈનોની કેટલીયે સંસ્થાઓ છે. એ બધી વિગત નોંધવાને અહીં અવકાશ નથી પણ જે જિનમંદિરો બાંધણીમાં અને તેમાંની રચનામાં વિશેષતા ધરાવે છે તેનો ક્રમવાર ઉલ્લેખ કરીએ છીએ.

૧. ગોપીપુરા—ઓસવાલ મહોલ્લાના નાકે શેઠ મંછુભાઇ તલકચંદના પુત્રોએ સં. ૧૯૬૨ ના જેઠ સુદિ ૨ ના શ્રીસંભવનાથ ભગવાનનું મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી છે. આમાં મૂળનાયકની તથા બીજી ત્રણ પ્રતિમાઓ રત્નની છે. આરસના થાંભલાઓ અને પૂતલીઓ તેમજ ચિત્રોમાં તીર્થોની રચના દર્શનીય છે. આ મંદિર નાજુક અને રળિયામણું છે.

૨. ગોપીપુરા—મોટી પોળમાં શ્રીવાસુપૂજ્ય ભ. નું ભવ્ય મંદિર છે. પહેલા માળના ભોંયરાના લેખ ઉપરથી જાણી શકાય છે કે શ્રી. રત્નસાગરજી મહારાજના ઉપદેશથી શેઠ સાકરચંદ લાલભાઇ તરફથી આ મંદિર બંધાવાયું છે. તેની પ્રતિષ્ઠા શ્રી. સિદ્ધિવિજયજી મહારાજે કરાવી છે. બીજા માળના ભોંયરામાં દેરાસર છે તેમાં મૂ૦ ના૦ શ્રી-શાંતિનાથ ભ. છે. ઉપરના માળમાં ચોમુખજી છે. વચમાં શ્રીપાર્શ્વનાથ ભગવાન છે. બીજી બાજુએ સમોસરણની સુંદર રચના છે. આ દેરાસરમાં મૂર્તિઓ પ્રમાણમાં ઘણી છે ને માપમાં મોટી પણ છે. ભોંયરામાં એક નીચે એક એમ બે માળ નીચે અને ઉપર મળીને ચાર માળમાં દેરાસર છે. સુરતના સમૃદ્ધિમાન દેરાસરોમાં આ દેરાસર પ્રથમ પંક્તિનું છે. મૂળનાયકનું બિંબ અદ્ભુત અને પ્રભાવશાળી છે. રળિયામણો રંગમંડપ કોરણીવાળો છે. એનો ગભારો મોટો છે.

૩. ગોપીપુરા—મોટી પોળમાં શેઠ હીરાચંદ મંગળદાસ રાજાએ બંધાવેલું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું સુંદર મંદિર છે. આ દેરાસરમાં સમેતશિખર પહાડની રચના આબેહૂબ કરેલી છે. ઈંટ અને ચૂનાથી બનાવેલી આ રચના ખરેખર, હિંદની ઉત્તમ કારીગરીનો નમૂનો ગણાય. એમાં દેરીઓ અને મૂર્તિઓની સ્થાપના કરવામાં આવી છે. પ્રાચીન પૂતળાં, ચિત્રો અને શેઠ—શેઠાણીના ફોટાઓ જોવાલાયક છે.

૪. ગોપીપુરા—માળી ફળિયામાં શ્રીઆદીશ્વર ભગવાનનું મોટું મંદિર આવેલું છે. આ દેરાસર આણસૂરગચ્છના દેરાસર તરીકે ઓળખાય છે. આનો ઘૂમટ સુરતના દેરાસરોમાં સૌથી મોટો છે. આમાંનું પથ્થરનું કામ અને બાંધણી

મજબૂત છે. આમાં ધાતુની પ્રાચીન પ્રતિમાઓ છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર થયા પછી સં. ૧૯૬૪ના વૈશાખ સુદ ૬ ને બુધવારે મૂ૦ ના૦ પ્રભુને શેઠ દીપચંદ સુરચંદે ગાદીનશીન કર્યા છે.

૫. વડાચૌટા—નગરશેઠની પોળમાં મૂ૦ ના૦ શ્રીગોડી પાર્શ્વનાથ ભ. નું દર્શનીય મંદિર છે. આ મંદિરની મૂળ પ્રતિષ્ઠા ક્યારે થઈ તે ચોક્કસ જણાતું નથી. દંતકથા છે કે—શેઠ ડાહ્યાભાઈ લાલભાઈ નવલખાએ સં. ૧૮૬૨ માં મારવાડના ગોડી પાર્શ્વનાથ ભ. નો સંઘ કાઢેલો ત્યારે ભગવાનના ગળામાં શેઠનો અમૂલ્ય હાર જોઈ શેઠે પોતાનો હાર ભગવાનને ચડાવ્યો. તે પછી શેઠે અહીં આ મંદિર બંધાવેલું. મૂ૦ ના૦ ની પ્રતિમા ઉપર સં. ૧૮૮૨ નો લેખ છે. તે પછી ૧૯૭૨ ના માગશર સુદિ ૩ ના દિવસે ભગવાનને ફરીથી ગાદીનશીન કર્યા છે.

આ મંદિરમાં પિત્તલનું સમવસરણ ઘણું સુંદર છે. આ સમવસરણ શેઠ મેળાપચંદ આણંદચંદ, જેઓ સિરોહી (મારવાડ)ના દીવાન હતા તેઓ સિરોહી તાબેના અજારી ગામના શ્રીમહાવીરસ્વામીના દેરાસરમાંથી નકરો ભરીને લાવેલા. તેની પ્રતિષ્ઠા શ્રીમોહનલાલજી મહારાજે સં૦ ૧૯૪૭ ના માગશર સુદિ ૩ ના રોજ કરી છે.

આ દેરાસરમાં શ્રીવિજયાનંદસૂરિની મૂર્તિ સ્થાપન કરવામાં આવી છે. તેની નીચે પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મ. અને શ્રીહંસવિજયજી મ. તથા શ્રીવિજયકમલસૂરીશ્વરજીની મૂર્તિઓ સ્થાપન કરી છે. આ સ્થાપના શેઠ માણેકલાલ મેળાપચંદ અને તેમના ભાઈઓએ કરેલી છે. તેના ઉપર એ સંબંધી લેખો પણ છે.

૬. શાહપુરમાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથનું ઘણું પ્રાચીન મંદિર છે. આ દેરાસર વડી પોષાળગચ્છનું કહેવાય છે. મંદિરમાં લાકડાનું નકશીકામ ઘણું ઉત્તમરીતે કરેલું છે. આનો નમૂનો સુખડમાં કોતરાવી લંડનના મ્યુઝિયમમાં મુકવામાં આવ્યો છે, જેની કિંમત ૩૬૦૦૦ રૂપિયા થઈ હતી. રંગનું કામ પણ ઉત્તમરીતે આલેખ્યું છે. જીર્ણોદ્ધાર સમયે બહુ કાળજીથી કામ લેવાયું હોય એમ લાગે છે. અહીં કુમારપાલનરેશ અને શ્રીહેમચંદ્રાચાર્યનું તૈલ ચિત્ર બહુ મોટું અને સુંદર છે. મૂળ દેરાસરમાં બાવન જિનાલય હતાં. જીર્ણોદ્ધાર સમયે તે કઢાવી નાખી મૂળનાયકના ગભારાની આસપાસ તે ચોવિશી વગેરે ગોઠવવામાં આવી છે.

આ મંદિર અને તેના મૂ૦ ના૦ વિશે એમ કહેવામાં આવે છે કે—અત્યારે જે મેરઝા સામેની મસ્જિદ છે તે પહેલાં જૈન મંદિર હતું. એમાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથની મૂર્તિ હતી. આ મંદિરને મુસલમાનો તોડવા આવ્યા ત્યારે દેરાસરના દરવાજા આપોઆપ બંધ થઈ ગયા ને ચિંતામણિ પાર્શ્વનાથની મૂર્તિ કૂવામાં હોવાનું એક શ્રાવકને સ્વપ્ન આવ્યું. તે વાત તેણે એક યતિને કરી. સાથે જણાવ્યું કે મારી પાસે કંઈ જ મૂડી નથી. આથી યતિજીએ તેને એક કોથળી આપીને કહ્યું કે—તું દેરાસર બંધાવ. એ માટે તારે આમાંથી જેટલા રૂપિયા જોઈએ તેટલા કાઢજે પણ કોથળીને ઊંધી વાળીશ નહિ. પછી તો એ મૂર્તિ કૂવામાંથી કાઢવામાં આવી અને દેરાસર બંધાવ્યું. આજે એ કૂવો અને એ કોથળી મોજુદ છે. 'ગુજરાત સર્વસંગ્રહ' (પૃ. ૫૩૧) માં આ મંદિર વિશે ઉલ્લેખ છે કે— "મેરઝા સામેની કબર ૧૫૪૦ માં ખુદાવિંદખાને બંધાવી છે. કબર પાસે લાકડાની મસ્જિદ છે તે શાહપુર મહોલ્લાનું જૈન દેવળ હતું તે તોડીને તેમાંના સામાનથી બંધાવી છે.

આ ઉપરથી જણાય છે કે આ ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર પંદરમા સૈકામાં હોવું જોઈએ. તેની સાથે જૈનોની કેટકેટલી સમૃદ્ધિ, ઈતિહાસ અને સંસ્કૃતિ કાળનો ભોગ થઈ પડી એ પણ સ્પષ્ટ સમજાશે.

શ્રી. નર્મદાશંકર ત્રિવેદી આ મંદિરમાંની કળા વિશે એક લાંબા લેખ દ્વારા માહિતીપૂર્ણ હકીકતો નોંધે છે. અહીં એનો વિસ્તાર ન કરતાં ટૂંકમાં સારભાગ આપું છું:

આ મંદિરના સ્તંભના શિરોભાગથી તે છેક છેવટ સુધી લતાનાં ચિત્ર અને શિરોભાગ આંબળાના આકાર જેવો ઘટાદાર ને વચ્ચે જરા ફૂલેલો હોય તેને કાંગરા હોય છે. આ દેરાસરના સ્તંભોનું કોતરકામ પણ એવું જ છે. તેમાં યક્ષ, યક્ષિણી, અષ્ટદિગ્પાલો અને જૈન કથાપ્રસંગો, ઘોડા અને હાથી સાથેની દેવોની સવારી વગેરે કોતરેલું છે. એકીટશે જોવાથી એ કોતરકામ ઉપસીને આપણી તરફ ધસી આવતું હોય એવો ભાસ થાય છે. ચિત્રોનો યથોચિત ઘાટ એ ચિત્રકારોની કુશળ કારીગરી અને સૌંદર્યવિષયક ઉચ્ચ કલ્પનાનો દ્યોતક છે. એ

ચિત્રોમાં કૃત્રિમતા નથી. ચિત્રોની કિનારીઓમાં પણ ઓછું કૌશલ્ય નથી. એમાં સુશોભિત વેલબુટ્ટાઓ છે. રંગમંડપના દક્ષિણ–પશ્ચિમ (નૈઋત્યખૂણા) માં એક વેલની ડિઝાઈન ઘણી જ આકર્ષક અને સુંદર હોઈ અનુકરણીય છે. રંગની યોજનામાં પણ ચિત્રો સફળ છે. સોનેરી રંગ એવો કુશળતાથી પુરાયો છે કે આજે સૈકાઓ વીત્યા છતાં રંગ જેટલો ઝાંખો પડવો જોઈએ એવો પડ્યો નથી. સ્તંભો પરનું સોનેરી રંગકામ ઝાંખું પડતું જોઈને તેનો ઉઠાવ લાવવા માટે સ્તંભો રંગવાનું કામ અહીંના વહીવટદારે આજથી વીશેક વર્ષ પહેલાં કરાવેલું પરંતુ બીજે જ વર્ષે એ થાંભલાનું રંગકામ ઝાંખુ પડવા માંડ્યું હોવાથી વધુ કામ અટકાવી દીધું. આજે પણ વર્તમાન રંગકલાના નમૂનારૂપ એ સ્તંભ એની ઓસરતી અને આથમતી અવસ્થામાં પણ તેને પડકાર આપવા ઊભો છે, કળાકાર એ બંનેનું સામ્ય આજે પણ કરી શકે છે.

૭. સૈયદપુરામાં શ્રીચંદ્રપ્રભુનું રમણીય મંદિર છે. સં. ૧૬૬૦ માં સાંકળચંદ શેઠ નામના શ્રાવકે આ દેરાસર બંધાવ્યું એમ કહેવાય છે. છેલ્લા ઉદ્ધાર પછીની પ્રતિષ્ઠા સં. ૧૯૬૦ ના વૈશાખ સુદ ૧૦ ના રોજ શેઠ ધરમચંદ ઉદયચંદના પુત્રોએ કરાવી છે.

આ દેરાસરના ભોંયરામાં શ્રીઅરનાથ ભ. છે. આ મૂર્તિ અને મૂ૦ ના૦ની મૂર્તિ સંપ્રતિ રાજાના સમયની કહેવાય છે. આમાં નંદીશ્વરની રચના હોવાથી આને 'નંદીશ્વરનું મંદિર' પણ કહે છે. નંદીશ્વરની રચના સંવત્સરીના દિવસે કરવામાં આવે છે જે ઘણી મનોહર હોય છે. લાકડાનું કોતરકામ બહુ મૂલ્યવાન અને નમૂનેદાર છે. તેના પરનું રંગકામ પણ બહુ જ સુંદર છે. એકંદર રચના ભવ્ય છે, ઉપરાંત લાકડાના પાટિયા ઉપર બીજા ચિત્રકામના સુંદર નમૂના જોવાલાયક છે. તેની જાળવણી અને વ્યવસ્થા ઉચ્ચ પ્રકારની છે. દેરાસરમાં જૂનો ઘંટ છે, તેના પર આ પ્રમાણે લેખ છે:

"સંવત ૧૯૬૦ વર્ષે કારર્વિર્તવાદી ૨હ વેલમદરે દેહરે ધર્મનાથનીહ વોહોરા બંગાલાલજી ઘંટ ભરાઉસે શ્રી વૈયહસેનસૂરિભિ"

૮. અઠવા લાઈન્સમાં શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર શેઠ ફૂલચંદ કલ્યાણચંદે વિ. સં. ૧૯૯૦ના વૈશાખ સુદિ ૧૦ને સોમવારે બંધાવી પ્રતિષ્ઠા કરાવી છે. આ દેરાસર ઘણું જ સુંદર છે. આમાં આરિસાભવનનો દેખાવ મનોહર છે. થાંભલાઓ તેમજ ગલીઓમાં અકીકનું કામ ઘણું અદ્ભુત છે. વીસમી સદીની ઉત્તમકળાનો નમૂનો છે. એટલું જ નહિ પણ ગુજરાતમાં તો આ મંદિર બીજી પંક્તિનું ગણાય છે.

૯. કતાર ગામમાં શ્રીઆદીશ્વર ભગવાનનું અતિપ્રાચીન વિશાળ જિનાલય છે. આનો છેલ્લો ઉદ્ધાર સં. ૧૯૫૫ ના વૈશાખ સુદ ૧૩ ના રોજ શ્રીસંઘે કરાવ્યો ને શ્રી. મોહનલાલજી મહારાજ હસ્તક પ્રતિષ્ઠા કરાવી છે. શેઠ નગીનચંદ કપૂરચંદે મૂ. ના. પ્રભુને એ જ દિવસે ગાદીનશીન કરાવ્યા છે.

આ દેરાસરની સામે જ મૂ૦ ના૦ શ્રીપુંડરીકસ્વામીનું બીજું દેરાસર છે. દેરાસરની પાછળ આદીશ્વર ભગવાનનાં પગલાં અને રાયણવૃક્ષ છે.

આ મંદિરોની બાંધણી ઘણી સુંદર છે. એમાંની કારીગરી પ્રાચીનતાનો કંઈક ખ્યાલ આપે છે. સુરતના જૈનો માટે આ દેરાસરો શત્રુંજયાવતારરૂપે તીર્થસ્થાન ગણાય છે. દેરાસરની સાથે ધર્મશાળા પણ છે ને યાત્રાળુઓને બધી સગવડ મળે છે.



## ૧૧. પાલનપુર

(કોઠા : નંબર ૭૧૦–૭૨૨)

પરાક્રમી પરમાર ધારાવર્ષદેવ જે આબુપ્રદેશનો રાજવી હતો, તેનો ભાઈ પ્રહ્લાદન નામે હતો. તેણે પોતાના નામ ઉપરથી પ્રહ્લાદનપુર–પાલનપુર વસાવી, તેને પાટનગર બનાવ્યું. ધારાવર્ષદેવનો સમય તેરમી સદીનો પૂર્વાર્ધ છે એટલે તેના ભાઈએ વસાવેલા આ નગરનો સમય એ જ મનાય.

રાજા પ્રહ્લાદન વિદ્વાન હતો. એણે રચેલા ગ્રંથોમાં આજે બચી રહેલું 'પાર્થપરાક્રમ વ્યાયોગ' નામનું નાટક માત્ર એની વિદ્વત્તાનો ખ્યાલ આપવા પૂરતું ગણાય. આવા વિદ્વાન અને સંપન્ન રાજવીને આબુના દેલવાડાના મંદિરમાંની એક અતિસુંદર મોટી ધાતુમૂર્તિને ગળાવી નાખી અચલેશ્વર મહાદેવનો નંદિ–પોઠિયો બનાવવાની અવળી મતિ સૂઝી. કહે છે કે આ કારણે તેને આખા શરીરે કોઢ રોગ થઈ આવ્યો. આ રોગથી એ એટલો બધો બેબાકળો બની ગયો કે શહેરમાંથી કંટાળીને જંગલમાં ચાલ્યો ગયો. એ જંગલને વીંધીને પાદવિહાર કરતા શ્રી. શાલિભદ્રસૂરિ નામના મહાન આચાર્યનો તેને ભેટો થયો. રાજા એમની પ્રભાવક પ્રતિભા જોઈને અંજાઈ ગયો અને એ દયામૂર્તિ પાસે પોતાના રોગનો કોઈ ઉપાય હોય તો તે માટે નમ્રતાભરી પ્રાર્થના કરવા લાગ્યો. તેણે ગળાવી નાખેલી જૈન મૂર્તિ વિશેની ઘટના પણ કહી સંભળાવી. સૂરિજીએ તેને આશ્વાસન આપી એના પ્રાયશ્ચિત્તરૂપે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર બંધાવી એ મૂર્તિનું ન્હવણજળ શરીરે લગાડવાનું સૂચવ્યું. રાજવીએ સૂરિજીની આજ્ઞા માથે ચડાવી.

આજે પ્રહ્લાદન પાર્શ્વનાથનું જે મંદિર ઊભું છે તેમાં જીર્ણોદ્ધારથી ઘણા ફેરફાર થયા હશે પરંતુ એમાં સંદેહ નથી કે તે ઉપરની ઘટનાનું જ સ્મારક છે. એ રાજા પછી તો જૈનધર્મનો ભારે અનુરાગી થયો ને એણે જૈનધર્મના ઉત્કર્ષમાં દિલથી સાથ આપ્યો હતો.

કહે છે કે, પ્રહ્લાદન રાજાએ એ મૂર્તિ સોનાની બનાવી હતી. કોઈ એને પાષાણમૂર્તિ બનાવ્યાનું પણ કહે છે અને એણે સ્થાપન કરેલી મૂર્તિને સંયોગવશાત્ પાછળથી ભંડારી દેવામાં આવી હતી. એ પછી પાર્શ્વનાથ ભગવાનની નવી મૂર્તિ બનાવીને કોરંટગચ્છીય શ્રીકક્કસૂરિએ સં. ૧૨૭૪ના ફાગણ સુદિ ૫ ને ગુરુવારના રોજ એની પ્રતિષ્ઠા કરેલી છે.

સુપ્રસિદ્ધ સોમસુંદરસૂરિ અને બાદશાહ અકબરને પ્રતિબોધ કરનાર શ્રીહીરવિજયસૂરિ જેવા પ્રભાવક આચાર્યોને (ક્રમશઃ સં. ૧૪૩૦ અને સં. ૧૫૮૩ માં) જન્મ આપનાર આ ભૂમિ જાણે નવા ગૌરવથી ઓપી ઊઠે એમ એ સમયથી આ શહેરની વધુ આબાદી થયેલી કહેવાય છે.

ઉપર્યુક્ત પાલ્હવિયા પાર્શ્વનાથ ભગવાનનું મંદિર ત્રણ માળનું વિશાળ અને ભવ્ય છે. તેમાં મૂ. ના૦ની આરસની મૂર્તિ દોઢેક ફૂટ ઊંચી છે. ભમતીમાં શ્રીગોડી–પાર્શ્વનાથની પ્રતિમા છે. માળ ઉપર શ્રીશાંતિનાથ ભગવાન અને શીતળનાથ ભગવાનની પ્રાચીન મૂર્તિઓ છે. ધાતુની એક પ્રાચીન પંચતીર્થી દર્શનીય છે. અહીં જમણી તરફના પુંડરીકસ્વામીની મૂર્તિ ઉપર આ પ્રમાણેનો ખંડિત લેખ મળે છે:—

"श्री....(नाण ?)कीयगच्छप्रतिबद्धश्रीपार्श्वजिनचैत्ये....डिकाया....श्रेयसे...श्रे०....श्रीपुंडरीकमूर्तिः कारिता प्रतिष्ठिता श्रीसोमप्रभसूरिभिः श्रे श्रीवर्द्धमान........।"

આની પાસે જ અંબિકાદેવીની મૂર્તિ ઉપરનો લેખ:—

"सं० १३१५ वर्षे फागण सुदि ४ बुधे श्रीबीसलरायविहारे देवश्रीसुपार्श्वजगत्यां श्री अं[बिका]देविमूर्ति....अडसीह वर्द्धमानसुत सा०....लो–देव सा० आसधरेण समस्तकुटुम्बश्रेयसे कारिता....श्रीप्रभ(?)सूरिपट्टे श्रीआनन्दसूरिशिष्यैः अमरप्रभसूरिभिः प्रतिष्ठिता। शुभं भवतु।"

આ મંદિરમાંની એક આચાર્યપ્રતિમા, જેમણે મૂ૦ ના૦ની નવી પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી, તેમના ગુરુની મૂર્તિ ઉપરનો લેખ:—

"सं० १२७४ वर्षे फागण शुदि ५ गुरौ श्रीकोरंटकीयगच्छे श्रीकक्कसूरिशिष्यश्रीसर्वदेवसूरीणां मूर्ति....पुत्र सा० आंबडसंघपतिना कारिता। श्रीकक्कसूरिप्रतिष्ठिता। मंगलं भवतु संघस्य ॥"

આ મૂર્તિલેખો ઉપરથી પણ આ મંદિરની પ્રાચીનતાનો ખ્યાલ આવી શકે એમ છે. આ મંદિર બંધાયું તે સમય લગભગના આ લેખો છે. બીજા લેખમાં 'બિસલરાયવિહાર'નો ઉલ્લેખ છે તે શોધવાનું રહે છે.

આ મંદિરની સાથે જ જોડાયેલાં બે મંદિરો એક જ કંપાઉંડમાં આવેલાં છે. તેમાં એક શ્રીઆદીશ્વર ભગવાનનું

અને બીજું શ્રીનેમનાથ ભગવાનનું છે. બહારના ભાગમાં શ્રીવીરવિદ્યોત્તેજક સભાનું પુસ્તકાલય છે.

વળી, તપગચ્છના ઉપાશ્રય પાસે આવેલું શ્રીશાંતિનાથ ભ.નું મંદિર પણ ત્રણ માળનું પ્રાચીન અને ભવ્ય છે. મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ ભગવાન છે. મેડા ઉપર શ્રીસંભવનાથ ભગવાન અને ભોંયરામાં શ્રીઋષભદેવ ભગવાન બિરાજે છે. આમાં શ્રીમહાવીરસ્વામી અને સીમંધરસ્વામીની પ્રતિમાઓની પ્રતિષ્ઠા ચૌદમી સદીના કોરંટગચ્છીય આચાર્યે કરેલી છે. આ મંદિરમાં એક સત્તરિસય જિનપટ્ટ (૧૭૦ જિનનો પટ્ટ) દર્શનીય છે. તેના ઉપર એક લાંબો લેખ કોરેલો છે, જેમાં શ્રાવક–શ્રાવિકાઓનાં ૧૬૬ નામો આપ્યાં છે અને આ મૂર્તિપટ્ટ કોરંટકગચ્છીય નન્નાચાર્યના સંતાનીય શ્રીસર્વદેવસૂરિએ પ્રતિષ્ઠિત કરેલો છે. (આ લેખ વિસ્તારભયથી અહીં આપતો નથી.) આ પટ્ટમાં મૂ૦ ના૦ શ્રીસીમંધરસ્વામી છે. તેમના પદ્માસન નીચે આ પ્રમાણેનો લેખ મળી આવે છેઃ—

"संवत् १३३१ वर्षे वैशाख वदि ४ श्रीकोरंटकगच्छचैत्ये श्रे० जगपालभार्या जिसमतिपुत्रवीराकेन मात्रि(तृ)श्रेयोर्थं श्रीसीमंधरस्वामिबिंबं कारितं प्रतिष्ठितं.... ।"

મેડા ઉપરની પુંડરીકસ્વામીની મૂર્તિ પરનો લેખઃ—

"संवत् १३२५ वर्षे फागण सुदि ४ बुधे श्रीकोरंटकगच्छे श्रीमुनिप्रभोपाध्यायशिष्यहस्तिराजेन पुंडरीकः कारितः ॥"

આ મંદિર પણ કેટલું પ્રાચીન છે તે આ શિલાલેખોથી પુરવાર થાય છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર સં. ૧૭૪૭માં થયો હતો અને તેની પ્રતિષ્ઠા શ્રી. મોહનવિજય ગણિએ કરી હતી.

કમાલપુરામાં બે મંદિરો છે. તેમાં શ્રીઆદીશ્વર ભગવાનના મંદિરમાં મૂ૦ ના૦ ની મૂર્તિ બદામી રંગની છે ને બે ફીટ ઊંચી છે. મેડા ઉપર મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ ભગવાન પ્રતિષ્ઠિત છે. બીજા મંદિરમાં મૂ૦ ના૦ શ્રીસંભવનાથ ભગવાન છે. આ મંદિર પણ શિખરબંધી અને વિશાળ છે. આ બંને મંદિરો જોડાજોડ આવેલાં છે.

ડાયરામાં શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર પણ દર્શનીય છે. આ સિવાય ૫–૬ મંદિરો ઘર દેરાસરો છે.

અહીં ત્રણેક પ્રાચીન ગ્રંથભંડારો પણ છે. જૈનોનાં ૫૦૦–૬૦૦ ઘરોની વસ્તી છે.

પાલનપુરની એક મસ્જિદના પ્રવેશદ્વાર ઉપર સં. ૧૩૪૭નો અને તેના બે થાંભલાઓમાંના એક પર સં. ૧૨૮૫ અને બીજા પર સં. ૧૩૦૪ના જૈન લેખો કોતરેલા આજે પણ જોવાય છે.[1] આ દ્વાર અને થાંભલાઓ જૈનમંદિરના છે એમાં શંકા નથી. સંભવ છે કે જૈન મંદિરની સામગ્રીથી એ મસ્જિદ બની હોય કે આખી મસ્જિદ જૈન મંદિરનું રૂપાંતર પામી હોય.



## ૧૨. સરોત્રા

(કોઠા નંબર : ૭૨૮)

ઇકબાલગઢથી ૬ માઈલ દૂર અને પાલનપુરથી વાયવ્ય દિશામાં ૧૧ માઈલના અંતરે સરોત્રા નામનું પ્રાચીન ગામ છે. આ ગામમાં શ્રીહીરવિજયસૂરિ અકબર બાદશાહને પ્રતિબોધ કરવા જતાં ચતુર્માસ રહ્યા હતા અને ભિલ્લોના મુખી સહસાર્જુનને ઉપદેશ આપી તેને અને બીજા ભિલ્લોને પણ અહિંસાના નિયમો આપ્યા હતા. અહીં વીશેક જૈનોની વસ્તી ને ઉપાશ્રય છે. એક શિખરબંધી મંદિર લગભગ અઢારમા સૈકામાં બંધાયેલું છે. તેમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાન બિરાજમાન છે. ચોવીશીનો એક સુંદર આરસપટ્ટ નવીન હોવા છતાં સુંદર રીતે ઘડાયેલો છે. મૂળગભારાની પાછળના ત્રણ ગોખલાઓમાં આરસના બે સુંદર કાઉસગ્ગિયા તથા એક શ્રાવિકાની મૂર્તિ બે હાથ જોડીને ઊભેલી જોવાય છે. આ ત્રણે મૂર્તિઓ કદાચ બહારના પડી ગયેલા મંદિરમાંથી લાવીને પધરાવી હશે. આ મંદિરમાં પાષાણની ૨ અને ધાતુની ૧ મૂર્તિ છે.

---

૧. આ લેખો માટે જુઓ : "જૈન સત્ય પ્રકાશ" વર્ષ : ૧, અંક : ૯, પૃ. ૨૭૧.

અહીં ગામના પૂર્વ તરફના ઝાંપામાં આવેલા વિશાળ ચોકમાં તીર્થંકર ભગવાનની મૂર્તિવાળો મોટો પથ્થર જમીનમાં ઊભો કરેલો હતો, તેમજ તેની પાસે એક પ્રાચીન મંદિર ખંડિયેર બની પડયું છે. લગભગ ૭૦ વર્ષ પહેલાંથી આ મંદિરમાં મૂર્તિઓ નથી. આ મંદિર પડવા લાગેલું ત્યારે મંદિરના ભોંયરામાં ધન હશે એવા લોભથી મંદિરની દેરીઓ વગેરેનો કેટલોક ભાગ જીર્ણોદ્ધાર કરાવવાના બહાને પડાવી નાખવામાં આવ્યો પણ કંઈ હાથ ન લાગતાં બધું એમ ને એમ મૂકી રાખ્યું છે.

આ મંદિરનો છત સુધીનો ભાગ સફેદ પથ્થરોથી બનેલો છે. મૂળગભારો અને ગૂઢમંડપની બહારની ત્રણે બાજુમાં ખૂબ સુંદર કોરણી કરેલી છે. મૂળગભારાના વિમાનની રચના સોલંકીકાળની કળા જેવી છે. આમાં ઊભેલા સ્તંભોનું શિલ્પ દેલવાડાનાં મંદિરો જેવું છે. કેટલાક થાંભલાઓની કુંભી અષ્ટકોણાકાર, અને સ્તંભો અષ્ટાંશ, ષોડષાંશ અને વૃત્તાકારની સંયુક્ત રચનાવાળા છે. કેટલાક સ્તંભોની કુંભીમાં પીઠની ભિટ્ટથી રાજસેનક સુધીની રચના છે અને મૂર્તિઓ તેમજ ગ્રાસપટ્ટી આદિથી શણગારેલા છે. મંડપની છતમાં આઠ થાંભલા ઉપરની અષ્ટકોણાકાર પટ્ટશિલાઓથી સાંધેલો ઘૂમટ બનાવ્યો છે. મૂળગભારાનું શિખર તો આબુનાં મંદિરો કરતાં ઊંચું છે. દેવકુલિકાનાં ઈંટ અને ચૂનાથી બનાવેલાં શિખરો પણ પ્રમાણમાં વધુ મોટાં છે. મંદિરના મંડોવર, થાંભલા અને પીઠના ગોખલાઓમાં તેમજ દરવાજાની બાજુએ કોરેલી અસંખ્ય મૂર્તિઓની શિલ્પકળા જોઈને લાગે છે કે આબુનાં મંદિરોનું આમાં અનુકરણ કરાયું હશે. ખંડિત અને અવશિષ્ટ ભાગો ઉપરથી જણાય છે કે આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, ચારે તરફ ફરતી શિખરબંધી બાવન જિનાલય દેરીઓ, શૃંગારચોકી અને શિખરબંધી રચનાવાળું હશે. અત્યારે મૂળગભારો, શિખર, સભામંડપ અને બે–ચાર દેરીઓ સિવાયની બધી દેરીઓ વગેરે પડી ગયું છે; જ્યારે ગૂઢમંડપ, છચોકી, શૃંગારચોકી અને બે–ચાર દેરીઓ તેના ઘૂમટ સાથેનો ભાગ હજી મોજુદ છે. લોકો આમાંથી ખોદી ખોદીને અસંખ્ય પથ્થરો ઉપાડી ગયા છે. અહીંના જાગીરદાર ફતેસિંહજીએ પાસે જ એક અરટ બંધાવ્યો છે તેના બાંધકામ માટે પથ્થરો અને ઈંટો આ મંદિરમાંથી જ લેવાયા છે. આ રીતે આવા એક બેનમૂન સોલંકી કાળના ભવ્ય મંદિરનો કરુણ અંત આવ્યો છે.

આ મંદિરની ત્રણે દેરીઓ ઉપર સં. ૧૬૮૯ ના લેખો છે. તેમાં ભટ્ટારક શ્રી. વિજયદેવસૂરિ અને ભટ્ટારક શ્રીવિજયસિંહસૂરિએ નમસ્કાર કર્યાનો ઉલ્લેખ છે. સં. ૧૬૯૩ની સાલનો એક આઘાટલેખ પણ અહીંથી મળી આવ્યો છે.

વળી, અઢારમા સૈકાના યાત્રી પં. મહિમા પોતાની 'તીર્થમાળા'માં અહીં બે મંદિર અને તેમાં કુલ ૨૧૮ બિંબ હોવાનું કહે છે:

> "સીડોત્તરિ દેહરા બિ માનું, બિંસિં અઢાર બિંબ પ્રમાણું હો;
> સીડોતરિ દેહરાં બિ મોહી, આઠ મૂરત નયણે જોઈ હો."

★

## ૧૩. દાંતીવાડા

(કોઠા નંબર : ૭૩૬)

પાલનપુરથી ૨૦ માઈલ દૂર દાંતીવાડા નામનું ગામ છે. બનાસ નદીના પશ્ચિમી તટ પર વસેલો આ કસબો આબાદ છે. ગામ પ્રાચીન છે. એનું પ્રાચીન નામ 'દાંતાપાટક' હતું. અહીં પોરવાડ અને ઓસવાલોનાં મળીને ૩૦ ઘર છે. એક ઉપાશ્રય અને એક જૈન ધર્મશાળા છે.

અહીં શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી મંદિર વિક્રમની ૧૧ મી શતાબ્દીમાં બનેલું હોય એમ જણાય છે. મૂળગભારામાં મૂળનાયકની શ્વેતવર્ણી સર્વાંગસુંદર પ્રતિમા દોઢ હાથ પ્રમાણની બિરાજમાન છે. તેના ઉપર સં. ૧૨૭૬ નો લેખ છે. રાઉલ અજયસિંહના રાજ્યકાળમાં તપાગચ્છીય શ્રી. વિજયસોમસૂરિએ આ મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી છે. આ ઉપરથી આ મંદિર અને ગામની પ્રાચીનતા જણાઈ આવે છે. રંગમંડપમાં જમણી તરફ શ્રીપદ્મપ્રભુ ભગવાનની બે હાથ ઊંચી અતિમનોહર મૂર્તિ સ્થાપન કરેલી છે. તેના ઉપર લેખ નથી પરંતુ વિક્રમના ૧૩મા સૈકામાં પ્રતિષ્ઠિત થયાનાં ચિહ્નો પ્રતીત થાય છે. આ મૂર્તિ અહીંથી ૧॥ કોશ દૂર આવેલા ભોડલ ગામના એક કણબીના કૂવામાંથી

નીકળી આવી હતી અને ત્યાંથી આ મંદિરમાં પધરાવવામાં આવી છે. ઉપર્યુક્ત બે અને બીજી ત્રણ મળીને ૫ પાષાણની અને ૧૩ ધાતુની પ્રતિમાઓ છે.

અહીંનો ઉપાશ્રય જે સં. ૧૮૯૭ માં બન્યો છે તેના એક ગોખલામાં એક હાથ ઊંચી ધવલવર્ણી શ્રીમહાવીર-સ્વામી ભગવાનની પ્રતિમા પ્રતિષ્ઠિત છે. આ મૂર્તિ બારમા સૈકા જેટલી જૂની પ્રતીત થાય છે. પાસે આવેલા પહાડના એક ઢગલામાંથી તે મળી આવતાં અહીં સ્થાપન કરેલી છે.

★

## ૧૪. ભીલડિયા

( કોઠા નંબર : ૭૫૩–૭૫૪ )

**આજે ભીલડી**ના નામે ઓળખાતા તીર્થનું શાસ્ત્રીય નામ ભીમપલ્લી હતું. આ તીર્થ એટલું પ્રાભાવિક હતું કે આ નામની મૂર્તિઓ બીજે ગામ પણ પ્રતિષ્ઠિત થયેલી છે.[1] આ તીર્થના નામ ઉપરથી '**ભીમપલ્લીગચ્છ**' નીકળ્યો હોવાનું પ્રતિમાલેખો પરથી જણાય છે. આ ગચ્છના સં. ૧૫૦૬ થી ૧૫૯૮ ના લેખો મળી આવે છે. આથી જણાય છે કે, સોળમી શતાબ્દીમાં આ ગચ્છના આચાર્યોના સ્થાન તરીકે આ તીર્થભૂમિ ઉન્નત અને સંપન્ન હશે.

વિશાળ જૈન ધર્મશાળાના દરવાજામાં થઈને મોટા ચોક સામે ઉત્તર દિશામાં બે માળનું જૈન મંદિર શોભી રહ્યું છે. એના મોટા દ્વારમાં પેસતાં પ્રથમ ભોંયરામાં ઊતરવાનું આવે છે. આ ભોંયરું રામસેન સુધી જાય છે એમ કહેવાય છે. પહેલાં આ ભોંયરું નાનું હતું અને ખૂબ અંધારું રહેતું હતું તેથી તેને જીર્ણોદ્ધાર સમયે મોટું કરાવી પૂર્વ દિશાનું દ્વાર કરાવ્યું છે ને જાળીઓ મુકાવી છે. ભોંયતળિયે આરસ પાથરવામાં આવ્યો છે.

ભોંયરામાં શ્રીનેમનાથ ભગવાનની રમણીય પ્રતિમા મૂ૦ ના૦ તરીકે વિરાજમાન છે. જમણી બાજુએ શ્રીઆદિનાથ પ્રભુ અને ડાબી બાજુએ પાષાણની ચોવીશી છે. મૂ૦ ના૦ અને આ ચોવીશીની વચ્ચે ભારવટિયા નીચે શ્રીપાર્શ્વનાથ ભગવાનની નાની પણ સપ્તફણાલંકૃત પરિકરવાળી સુંદર મૂર્તિ છે. મૂર્તિ સાથેનું આખુંયે પરિકર શ્યામવર્ણી છે. આ મૂર્તિ સંપ્રતિરાજના સમયની હોવાનું કહેવાય છે. મૂળગભારાની બહાર અને રંગમંડપમાં ડાબી બાજુએ ખૂણામાં શ્રીગૌતમ ગણધરની મૂર્તિ છે. તેના નીચે આ પ્રમાણે લેખ છે:—

"( १ ) सं० १३३४ ( २४ ? ) वैशाख वदि ५ बुधे गौत( २ )मस्वामिमूर्तिः श्रीजिनेश्वरसूरिशिष्यश्रीजि( ३ )नप्रबोध-सूरिभिः प्रतिष्ठता कारिता च सा. ( ४ ) बोहिथपुत्र सा. वइजलेन मूलदेवादि( ५ )कुटुंबसहितेन स्वश्रेयोर्थं स्वकुटुंबश्रेयोर्थं च ॥"

અર્થાત્—સં. ૧૩૩૪ ( ૨૪ ? ) વૈશાખ વદિ ૫ ને બુધવારના દિવસે શા. બોહિથના પુત્ર શા. વઈજલે મૂલદેવ વગેરે કુટુંબ સાથે પોતાના અને કુટુંબના કલ્યાણ માટે આ મૂર્તિ ભરાવી અને તેની શ્રીજિનેશ્વરસૂરિના શિષ્ય શ્રીજિનપ્રબોધસૂરિએ પ્રતિષ્ઠા કરી.

આ મૂર્તિની રચના લાક્ષણિક ઢંગની છે. પાટ ઉપર બિરાજમાન આ મૂર્તિના જોડેલા હાથમાં મુહપત્તિ છે, શરીરે કપડો વીંટચો છે ને જમણો ખભો ખુલ્લો છે. તેમની બે બાજુએ હાથ જોડીને શ્રાવકો બેઠેલા છે.

ઉપરના ભાગમાં મૂ૦ ના૦ શ્રીમહાવીર પ્રભુ બિરાજમાન છે. મૂ૦ ના૦ની આ મૂર્તિ સાથે બીજી ત્રણ મૂર્તિઓ ( ત્રિગડું ) પાલનપુરથી લાવવામાં આવ્યું છે, જે મૂળગભારામાં બિરાજમાન છે ને સં. ૧૯૮૨માં થયેલા નવીન જીર્ણોદ્ધાર સમયે પ્રતિષ્ઠિત કરવામાં આવેલ છે. મૂળગભારામાં જે શાંતિનાથ ભગવાનની મૂર્તિ છે તે અહીં ધર્મશાળા કરાવતાં પાયામાંથી નીકળી હતી. તેના ઉપર પંદરમી સદીનો લેખ છે.

---

૧. કચ્છના અંજાર ગામમાં 'ભીલડિયા પાર્શ્વનાથ'નું દેરાસર છે.

પ્રદક્ષિણામાં ફરતી ૩૧ દેરીઓમાં તીર્થંકર મૂર્તિઓ છે, જ્યારે એકમાં ચક્રેશ્વરીદેવીની મૂર્તિ છે. બીજી એક અંબિકાદેવીની મૂર્તિ ઉપર આ પ્રમાણે લેખ જોવાય છે:—

"सं. १३४४ वर्षे ज्येष्ठ शुदि १० श्रे० लखमसिंहेन कारितः।"

અર્થાત્—સં. ૧૩૪૪ના જેઠ સુદિ ૧૦ના રોજ શ્રેષ્ઠી લખમસિંહે આ દેવીમૂર્તિ ભરાવી.

કહે છે કે, આણંદસૂરગચ્છના શ્રીવિજયરાજસૂરિએ જે સાત તીર્થોના જીર્ણોદ્ધાર કરાવ્યા તેમાં ભીલડિયાના જીર્ણોદ્ધારનો પણ સમાવેશ છે. આ જીર્ણોદ્ધાર પહેલાં અહીં મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ ભગવાન બિરાજમાન હતા. એ પછી મુસ્લિમ હૂમલાથી આ મંદિરને નુકસાન થયેલું તેથી શ્રાવકોએ મૂ૦ ના૦નું રક્ષણ કરવા તેમને બીજે સ્થળે ખસેડ્યા હતા.

આ મૂળ મંદિર ક્યારે બન્યું એ સંબંધે કેટલાંક પ્રમાણો પ્રશસ્તિ અને રાસમાંથી મળી આવે છે. સં. ૧૩૧૭માં રચાયેલા 'શ્રાવકધર્મપ્રકરણ' ગ્રંથના ટીકાકાર શ્રીલક્ષ્મીતિલક ઉપાધ્યાય પ્રશસ્તિમાં નોંધે છે કે:—

"श्रीवीजापुर-वासुपूज्यभवने हैमः सदण्डो घटो यत्रारोप्यथ वीरचैत्यमभिधत् श्रीभीमपल्ल्यां पुरि।
तस्मिन् वैक्रमवत्सरे मुनि–शशि–श्रेतेन्दुमाने चतुर्दश्यां माघसुदीह चाचिगनृपे जाबालिपुर्यां विभो॥
वीरार्हद्–विधिचैत्यमण्डनजिनाधीशां चतुर्विंशतिसौधेषु ध्वजदण्ड–कुम्भपटली हैमीं महिष्ठैर्महैः।
श्रीमत्सूरिजिनेश्वरा युगवराः प्रत्यष्ठुरस्मिन् क्षणे टीकालङ्कृतिरेषिकाऽपि समगात् पूर्तिप्रतिष्ठोत्सवम्॥"

"જે વર્ષમાં વીજાપુરમાં શ્રીવાસુપૂજ્ય જિનમંદિર પર સુવર્ણદંડ સાથે સુવર્ણકળશ ચડાવવામાં આવ્યો અને જે વર્ષમાં ભીમપલ્લીમાં શ્રીવીરપ્રભુનું ચૈત્ય બન્યું તે વિ. સં. ૧૩૧૭ના મહા સુદિ ૧૪ના દિવસે અહીં ચાચિગ રાજાના રાજકાળમાં જાવાલિપુર (જાલોર)માં વીરજિનના વિધિચૈત્યના મંડનરૂપ ચોવીશ જિનના મંદિરો પર મહોત્સવપૂર્વક યુગપ્રધાન શ્રીજિનેશ્વરસૂરિએ ધ્વજદંડ સાથે સોનાના કળશોની પ્રતિષ્ઠા કરી. એ ક્ષણે આ ટીકારૂપી અલંકાર પણ પરિપૂર્ણ પ્રતિષ્ઠિત થયો."

આ વીર જિનમંદિર બન્યાનો બીજો પૂરક ઉલ્લેખ શ્રીઅભયતિલકગણિએ વિ. સં. ૧૩૧૭માં રચેલા 'મહાવીર-રાસ'માંથી પણ મળી રહે છે:—

"ભીમપલ્લીપુરિ વિહિભવણી, અનુસંઠિઉ વીરહ જિણંદુ,
દરિસણુ મિત્ત વિભાવિય જણ, અનુતોડિઈ ભવદુહકંદા;
તસુ ઉવરિ ભવણ ઉત્તુંગ વર તોરણુ, મંડલિરાય આએસિ અઇસોહણુ;
સાહુણા ભુવણપાલેણ કારાવિયં, જગધરાહ સાહુકુલિ કલસ ચડાવિયં."

આ ઉલ્લેખ ઉપરથી જાણી શકાય છે કે, આ "મંડલિક વિહાર" મંદિર ઓશવાલ શ્રેષ્ઠી ભુવનપાલ શાહે બંધાવ્યું. ભુવનપાલે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી મંદિરને વિશાળ બનાવી ધ્વજા અને દંડ–કલશો ચડાવ્યા હતા.[1]

કવિ રયણુશાહ કૃત 'જિનપતિધવલગીત'માં આ પ્રમાણે ઉલ્લેખ છે:—

"બાર અઠાર એ વીર જી(જિ)નાલયે, ફાગણ વદિ દસમીય પવરે;
વરીય સંજમસિરીય ભીમપલ્લીપુરે, નંદિવર ઠવિય જિણચંદસૂરે."

અર્થાત્—સં. ૧૨૧૮ના ફાગણ વદિ ૧૦ના દિવસે શ્રી. જિનચંદ્રસૂરિએ શ્રી. જિનપતિસૂરિને ભીમપલ્લીપુરના વીર જિનાલયમાં દીક્ષા આપી નંદિમહોત્સવ કર્યો.

---

૧. આ મંદિરને 'મંડલિક વિહાર' એવું નામ પણ આપવામાં આવેલું, કેમકે મંડલિક નામના રાજાની પ્રીતિભરી સહાયથી આ મંદિર બન્યું હતું. જુઓ: "જૈનયુગ" સં. ૧૯૮૩નો કાર્તિક–માર્ગશીર્ષનો સંયુક્ત જૈન ઇતિહાસ સાહિત્ય ખાસ અંક: પૃ. ૧૫૭ થી ૧૬૮માં "વીર–રાસ" અને એ જ વર્ષના ભાદ્રપદ–આશ્વિનના અંકમાં "ભીમપલ્લીનું વીરમંદિર" એ બંને પં. લાલચંદ ગાંધીના લેખો.

એટલે સં. ૧૨૧૮ પહેલાં અહીં વીર જિનમંદિર બની ચૂક્યું હતું, તેથી આ તીર્થ વિશે પ્રાચીન ગ્રંથો વિવિધ માહિતી આપે છે તે જીર્ણોદ્ધાર સમયની હોય.

કહેવાય છે કે, શ્રેણિક કુમાર એક રૂપવતી ભીલડી કન્યા સાથે પરણ્યા પછી આ ગામને તેના જાતનામ ઉપરથી વસાવ્યું. કાળાંતરે આ ગામ ત્રંબાવતીના નામે પ્રસિદ્ધિ પામ્યું. તે બે કોસના ઘેરાવામાં હતું. તેમાં સવાસો શિખરબંધી જિનાલયો હતાં. સવાસો પથ્થરના બાંધેલા કૂવાઓ હતા અને ઘણી વાવડીઓ હતી. સુંદર રાજગઢી હતી અને બજાર હતું. આ રાજગઢી દેરાસરની પાછળ પશ્ચિમ દિશામાં હતી. આ સ્થાનને લોકો આજે પણ 'ગઢેડુ' નામે ઓળખે છે. ખોદકામ કરતાં રાજગઢી તો આજે પણ દેખાઈ આવે છે. તેમાંથી પથ્થરો તેમજ બંદૂકના ચોક, જેને અડતાં જ ચૂરા થઈ જાય એવા મળે છે. આવી નગરી ઉપર વિનાશની આંધી આવી પડી ત્યારે કોઈ નિમિત્તજ્ઞ જૈનાચાર્યે એ વિનાશ પહેલાં જ અહીંથી વિહાર કર્યો અને ઘણાંયે શ્રાવક કુટુંબો તેમની સૂચનાથી અન્યત્ર નિવાસ કરવા ચાલ્યાં ગયાં. તેમાંથી કેટલાકે નિવાસ માટે એક સ્થળ પસંદ કર્યું તે પાછળથી રાધનપુર નામે પ્રસિદ્ધિ પામ્યું.[૨]

આ આચાર્યના વિહાર કર્યા પછી ટૂંક સમયમાં જ આ નગરીનો આગ દ્વારા ભયંકર વિનાશ થયો, એની પ્રતીતિ-રૂપે અહીં ત્રણ-ચાર હાથ જમીન ખોદતાં તેમાંથી રાખ, કોલસા, બળેલી ઈંટોના થર વગેરે આજે પણ મળી આવે છે. અલ્લાઉદ્દીને સં. ૧૩૫૩માં પાટણને પાધર કર્યું એ જ સમયે ભીમપલ્લીનો પણ નાશ થયો એવી વિગત પણ મળે છે.

અહીં સં. ૧૩૫૪-૫૫-૫૬ ના પ્રાચીન પાળિયાઓ પણ ઊભા છે. સૂરા સાલાના પાળિયા નજીક એક જૈન મંદિર હતું જેને લોકો 'શંક મંદિર'ના નામે ઓળખતા હતા. જો કે અત્યારે અહીં ટીંબો જોવાય છે પણ મંદિરનો કોઈ ભાગ કે અવશેષ હાથ લાગ્યો નથી.

સં. ૧૮૭૨માં આ ગામ નવેસર બંધાયું. એ માટે કહેવાય છે કે, ડીસાના વતની મહેતા ધરમચંદ કામદારે ડીસાના ભીલડિયા અણદા બ્રાહ્મણને પ્રેરણા કરી તેથી રાજની મદદથી નવું ભીલડિયા વસ્યું.

સં. ૧૮૯૦માં આ મંદિર નાનું હતું ને સં. ૧૮૯૨માં તેની પ્રતિષ્ઠા થઈ હતી. એ સમયે મૂ૦ ના૦ શ્રીનેમનાથ પ્રભુ હતા અને આજુબાજુમાં શ્રીચંદ્રપ્રભ જિનેશ્વર તેમજ આદિનાથ પ્રભુ બિરાજમાન હતા. પછીથી જીર્ણોદ્ધાર થતાં આ સ્થાપનામાં ફેરફાર થયો લાગે છે.

સં. ૧૯૩૯માં પાટણના રહીશ પરીખ બીરચંદભાઈએ આ તીર્થનો વહીવટ સંભાળ્યો ત્યારે આજુબાજુની જમીન વાળી લઈ કોટ કરાવ્યો છે. અંદર કૂવો ને ધર્મશાળા છે. આ સમયથી અહીં પોષ દશમીના રોજ મેળો ભરાય છે ને આસપાસની લોકવસ્તી પણ ખૂબ એકઠી થાય છે. તેઓ આ મંદિરની મૂર્તિની બાધા-માનતા પણ રાખે છે. અહીં ગામમાં એક બીજું જૈન મંદિર નવું બનેલું છે.

રેલ્વે રસ્તે પાલનપુરથી ડીસા આવીને દસ ગાઉ દૂર ગાડાં કે ઊંટ દ્વારા ભીલડિયા જવાય છે.



## ૧૫. રામસેન

(કોઠા નંબર : ૭૬૨)

ભીલડિયાથી ઉત્તર દિશામાં બાર ગાઉ અને ડીસાથી વાયવ્યમાં દશ ગાઉ દૂર રામસેન નામનું પ્રાચીન તીર્થ આવેલું છે. તેનું શાસ્ત્રીય નામ રામસૈન્યપુર છે.

---

૨. રાધનપુરના મસાલિયા કુટુંબની ગોત્રજ દેવી ભીલડિયાની ધર્મશાળાની સામે પૂર્વદિશામાં બાંધેલા આરસના કૂવામાં છે. કહે છે કે, એ દેવીમૂર્તિ સોનાની હતી. એને કોઈ ઉપાડી જતાં પાછળથી બીજી મૂર્તિની સ્થાપના કરેલી છે.

શ્રી. મુનિસુંદરસૂરિએ રચેલી ‘ ગુર્વાવલી ’માં ઉલ્લેખ છે કે,[૧] “ વિ. સં. ૧૦૧૦માં રામસેન નગરમાં શ્રી ઋષભદેવ પ્રભુના ચૈત્યમાં શ્રી. સર્વદેવસૂરિએ[૨] આઠમા તીર્થંકર શ્રીચંદ્રપ્રભ જિનેશ્વરની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી.”

સં. ૧૦૧૦ થાયે પહેલાં અહીં જિનમંદિર હતું એમ આ ઉલ્લેખથી સૂચિત થાય છે અને એ પ્રાચીન સમયથી જૈનોમાં આની તીર્થ તરીકે પ્રસિદ્ધિ હશે એમ લાગે છે. એ સંબંધે કંઈક આછો પ્રકાશ ‘ પ્રભાવક–ચરિત ’માંથી સાંપડે છે કે, આ તીર્થભૂમિમાં આવેલા શ્રી. બપ્પભટ્ટિસૂરિ અને તેમના ગુરુ શ્રી. સિદ્ધસેનસૂરિએ ( વિ. સં. ૮૦૭માં ) આમ રાજા ( જેનું બીજું નામ નાગભટ્ટ કે નાગાવલોક હતું અને જે ભિન્નમાલના પ્રતિહારવંશનો હતો )ને બાળઅવસ્થામાં રામસૈન્યપુરમાં જોયો હતો.[૩]

કવિ પં. શીલવિજયજી આ તીર્થની પ્રાચીનતાનું વર્ણન કરતાં કહે છે:—

“ નયર અડાડ અતિ રામસેણ, પાપ પણાસિ દેવ દીઠી જેણ,
આદિલ બિંબ પિત્તલમય સાર, હેમતણો પરિસોહી ઉદાર, રામચંદ્રનું તીરથ એહ, આજ અપૂરવ અવિચલ જેહ.”

ગામ બહાર ઊંચા ટેકરાઓ છે. તેને ખોદતાં આજે પણ મકાનના પાયા, મંદિરના પથ્થરો, પ્રાચીન મૂર્તિઓ, કૂવા–વાવની નિશાનીઓ તેમજ સિક્કાઓ મળી આવે છે. એ ઉપરથી અસલ આ નગર કેવું ભવ્ય અને વિશાળ હશે એનો ખ્યાલ આવે છે.

આજે રામસેનમાં નદી કિનારે એક પ્રાચીન મંદિર ઊભું છે. થોડાં વર્ષો પહેલાં જ એનો જીર્ણોદ્ધાર થયો છે. મંદિરમાં મજબૂત ભોંયરું છે ને તેમાં શ્રીઋષભદેવ ભગવાનની ૩ ફીટ ઊંચી સુંદર ચાર મૂર્તિઓ વિરાજમાન છે. ત્રણ કાઉસગ્ગિયા અને શ્રીચક્રેશ્વરીદેવીની પ્રતિમા પણ છે.

આ મંદિરમાં ધાતુપ્રતિમાનું એક સુંદર પરિકર છે. રામસેનથી ૧ માઈલ દૂર આવેલા ખેતરમાંના એક ટેકરામાંથી મળી આવ્યું છે. તેના ઉપર લાંબો પદ્યમય લેખ આ પ્રમાણે કોરેલો છે:—

“ अनुवर्तमानतीर्थप्रणायकाद् वर्धमानजिनवृषभात् । शिष्यक्रमानुयातो जातो वज्रस्तदुपमानः ॥१॥

तच्छाखायां जात[ : ] स्थानीयकुलोद्भूतो महामहिमः । चन्द्रकुलोद्भवस्ततो वटेश्वराख्यः क्रमबलः ॥२॥

थीरापद्रोद्भूतस्तस्माद् गच्छोऽत्र सर्वदिक्ख्यातः ; शुद्धाच्छयशोनिकरैर्धवलितदिकचक्रवालोऽस्ति ॥३॥

तस्मिन् मुनिषु सूरिषु देवत्वमुपागतेषु विद्वत्सु । जातो ज्येष्ठा(ष्ठा)र्यस्तस्माच्छ्रीशांतिभद्राख्यः ॥४॥

तस्माच्च सर्वदेवः सिद्धांतमहोदधिः सदागाहः । तस्माच्च शालिभद्रो भद्रनिधिर्गच्छगतवुद्धिः ॥५॥

श्रीशांतिभद्रसूरौ व्रतपतिजा....पूर्णभद्राख्यः । रघुसेना........स्ति........बुद्धोन् ॥६॥

[ व्यधा ]पयदिदं बिंबं नाभिसूनोर्महात्मनः । लक्ष्म्याश्चंचलतां ज्ञात्वा जीवतव्यं विशेषतः ॥७॥

मंगलं महाश्रीः ॥ संवत् १०८४ चैत्रपौर्णमास्याम् ॥”

—આ પરિકર-લેખનો ભાવાર્થ એવો છે કે, શ્રીમહાવીરસ્વામી ભગવાનની શિષ્યપરંપરામાં વજ્રશાખાના ચંદ્રકુળમાં વટેશ્વર નામે મહાન આચાર્ય થયા. તેમનાથી થીરાપદ્ર નામે ગચ્છ પ્રસિદ્ધિ પામ્યો. તેમાં અનેક વિદ્વાન આચાર્યો થયા તે પૈકી શ્રીશાંતિભદ્ર નામે એક મોટા આચાર્ય થયા હતા. તે પછી સિદ્ધાંતમહોદધિ શ્રીસર્વદેવસૂરિ, એ પછી શાલિભદ્રસૂરિ,

---

૧. नृपाद् दशाग्रे शरदां सहस्रे, यो रामसेनाह्वपुरे चकार । नाभेयचैत्येऽष्टमतीर्थराजबिम्बप्रतिष्ठां विधिवत् सदच्र्यः ॥

૨. ભ. મહાવીરની પટ્ટપરંપરામાં થયેલા ૩૭ મા શ્રી. ઉદ્દ્યોતનસૂરિએ ટેલીગામના પાદરે એક વટવૃક્ષ નીચે ૮ શિષ્યોને સં. ૯૯૪ માં આચાર્યપદવી આપી તેમાં શ્રી. સર્વદેવસૂરિ પણ હતા. તેમણે વડગચ્છની સ્થાપના કરી હતી. તેમના ઉપદેશથી ચંદ્રાવતીના મહામંત્રી કુંકણે ચંદ્રાવતીમાં ભવ્ય મંદિર બંધાવ્યું હતું. એટલું જ નહિ, પછીથી તેને દીક્ષા આપી મુનિપદ ધારણ કરાવ્યું હતું. આ સૂરિજીના ઉપદેશથી ૨૮ જિનમંદિરોની રચના થઈ હતી.

૩. ‘ પ્રભાવકચરિત ’—બપ્પભટ્ટિસૂરિચરિત, શ્લોક : ૪૯.

એ પછી શાંતિભદ્રસૂરિ અને તે પછી પૂર્ણભદ્રસૂરિ થયા. તેમણે સં. ૧૦૮૪ની ચૈત્રી પૂર્ણિમાએ શ્રીઋષભદેવ પ્રભુના બિંબની સ્થાપના કરાવી. આ બિંબ રાજા રઘુસેને લક્ષ્મીની ચંચળતા જાણી ગુરુઉપદેશથી કરાવ્યું.

આ લેખ ઉપરથી આપણને થોડીક ઐતિહાસિક વિગતો જાણવાનું મળે છે તે એ કે થીરાપદ્રગચ્છ શ્રીવટેશ્વર નામના આચાર્યથી પ્રસિદ્ધિમાં આવ્યો. બીજું શ્રીપૂર્ણભદ્રાચાર્યના ઉપદેશથી પ્રભાવિત થયેલા રઘુસેન રાજાએ સં. ૧૦૮૪ માં શ્રીઆદિનાથ બિંબ કરાવ્યું.

આ રઘુસેન રાજા ક્યાંનો હશે અને એણે આ સિવાય બીજાં ધાર્મિક કાર્યો શું કરાવ્યાં હશે એ જાણવાને કશું સાધન નથી. પરંતુ આ હકીકત એના જૈનધર્મ-સ્વીકારનો પુરાવો રજૂ કરે છે. આ પરિકર રામસૈન્યપુરના મંદિરમાં જ પ્રતિષ્ઠિત થયેલું હોય તો આ રાજા રામસૈન્યનો જ હશે.

અમદાવાદના ઝવેરીવાડમાં આવેલા શ્રીઅજિતનાથ ભગવાનના જિનમંદિરની ભમતીમાં જતાં પહેલી ઓરડીમાં શ્રીઅજિતનાથ ભગવાનની માનુષી આકારની સં. ૧૧૧૦ની સાલના લેખવાળી જિનપ્રતિમાની પ્રશસ્તિની પાંચમી પંક્તિમાં "रघुसेनजिनभुवने" આવો ઉલ્લેખ જોવામાં આવે છે. આ ઉપરથી એ રામસેનનું મંદિર રઘુસેન રાજાએ બંધાવ્યું હતું જેમાં આ મૂર્તિ પણ પધરાવેલી હશે અને ત્યાંથી કોઈ સમયે અમદાવાદ લાવવામાં આવી હશે એવું અનુસંધાન કરી શકાય.

સંભવ છે કે, પં. શ્રી શીલવિજયજીએ 'તીર્થમાળા'માં ઉપર્યુક્ત ઉલ્લેખેલી આદિનાથની પિત્તલમય પ્રતિમા આ પરિકરની હોય. અહીંના મંદિરમાંની એક ધાતુપ્રતિમા ઉપર આ પ્રકારનો બીજો પ્રાચીન લેખ સાંપડે છે:—

"संवत् १२८९ वर्षे वैशाख वदि १ गुरौ वा. राजसिंघस्तयोः सुतकेल्हणभ्रातुर्वा(त्रा)ग्भटप्रभृतैः कारिता प्रतिष्ठिता पू० पूर्णकलशेन ॥"

—સંવત્ ૧૨૮૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે રાજસિંહના પુત્ર કેલ્હણ અને તેના વાગ્ભટ વગેરે ભાઈઓએ આ પ્રતિમા ભરાવી અને તેની પં. શ્રીપૂર્ણકળશસૂરિએ પ્રતિષ્ઠા કરી.

આ બધાં પ્રમાણો રામસૈન્યની પ્રાચીનતા ઉપર પૂરો પ્રકાશ પાથરે છે.

★

## ૧૬. થરાદ

### ( કોઠા નંબર : ૮૦૦ )

ડીસાથી ૩૬ માઈલ દૂર થરાદ નામે અતિપ્રાચીન ગામ છે. આનાં પ્રાચીન નામો થિરપુર, થિરાદિ, થરાપદ્ર, થિરાપદ્ર વગેરે હોવાનું જણાય છે. કહેવાય છે કે વિ. સં. ૧૦૧માં થિરપાલ ધરુએ આ ગામ પોતાના નામે વસાવ્યું હતું. થિરપાલ ધરુની બહેન હરકુએ ઘેરાલીંબડીના ૭૫ ફીટ ચોરસ મેદાનમાં ૧૪૪૪ સ્તંભયુક્ત ભવ્ય બાવન જિનાલય મંદિર બંધાવ્યું હતું જેનો આજે પત્તો નથી. આ સ્થળની જમીન ખોદતાં જિનમંદિરના પથ્થરો, ઈંટો વગેરે નીકળી આવે છે એ ઉપરથી જણાય છે કે જેનો પત્તો નથી તે મંદિર આ સ્થાનમાં હટાયેલું હોવું જોઈએ. વાવ ગામમાં શ્રીઅજિતનાથ ભગવાનની ધાતુમય પ્રતિમા મુસ્લિમ આક્રમણના ભય વખતે જે અહીંથી મોકલવામાં આવેલી તે આ જ મંદિરની હોવાનો સંભવ છે. એ મૂર્તિની પ્રતિષ્ઠા થિરપુર વસ્યા પછી વિ. સં. ૧૩૬ની શ્રાવણી અમાવાસ્યાને બુધવારના રોજ થઈ હતી. હાલ આ મૂર્તિ વાવના જિનમંદિરમાં મોજુદ છે. તેની ઊંચાઈ ૩૧ ઈંચ છે. મૂર્તિ રમણીય ને પ્રભાવક છે.

વિક્રમની સાતમી શતાબ્દી સુધી થિરપાલ ધરુના વંશજોએ અહીં રાજ્ય કર્યું છે. એ પછી નાંડોલના ચૌહાણોની છ પેઢીએ રાજ્ય કર્યું અને મહમ્મુદ શહાબુદ્દીન ઘોરી તેમજ કુતબુદ્દીન ઇબકે સને ૧૧૭૪ થી ૧૨૦૬માં અહીં ભારે આક્રમણ કર્યું, તેમાં છેલ્લા ચૌહાણ રાજા પૂંજાજી રાણા મરાયા અને મુલતાની મુસલમાનોએ આ જાગીર પર અધિકાર જમાવ્યો.

થરાદ થામસેનના જૈનમંદિરની મૂર્તિના પરિકરમાંથી સં. ૧૦૮૪ ના મળી આવેલા લેખથી જણાય છે કે, ચંદ્રકુળના પ્રસિદ્ધ આચાર્ય શ્રીવટેશ્વરસૂરિએ આ ગામના નામ ઉપરથી 'થિરાપદ્રગચ્છ'ની સ્થાપના કરી હતી. આ સ્થાપના વિક્રમની નવમી શતાબ્દીમાં થઈ હશે; એ સમયે આ નગર ભારે જાહોજલાલીવાળું અને સંપન્ન હોય તેમજ જૈનધર્મના એક પ્રસિદ્ધ ગચ્છની સ્થાપના જેમાં કરવામાં આવી એ નગરમાં ઉપર્યુક્ત જિનમંદિર સિવાય બીજાં જિનાલયો પણ વિદ્યમાન હોવાં જોઈએ. દશમી સદીમાં થયેલા વીરગણિ અહીં આવ્યા હતા અને અગિયારમી સદીના વાદિવેતાલ શાંતિસૂરિએ ધારાની રાજસભા વચ્ચે મેળવેલા વિજયથી ભોજરાજાએ જે સાઠ હજાર રૂપિયા આપ્યા હતા તે થરાદ મોકલ્યા હતા. તેમાંથી આદિનાથમંદિરના મૂળનાયકની ડાબી બાજુમાં દેરી અને રથ કરાવ્યાં હતાં. પરમાર્હત કુમારપાલે અહીં 'કુમારવિહાર' નામે જૈન મંદિર બંધાવ્યું હોવાનું પ્રબંધોમાં જણાવ્યું છે.

અજયપાલના સમયમાં કવિ યશઃપાલ વિરચિત "મોહપરાજય નાટક" કુમારવિહારમાં વીરજિનેશ્વરના યાત્રા-મહોત્સવ પ્રસંગે ભજવાયું હતું. "ઉપદેશકંદલી"ની લેખનપ્રશસ્તિમાંથી જાણવા મળે છે કે, તેરમા સૈકામાં થયેલા શ્રેષ્ઠી આહ્લાદન દંડનાયકે અહીંના ઋષભદેવચૈત્યમાં શ્રીચંદ્રપ્રભસ્વામી, સીમંધરસ્વામી, યુગંધરસ્વામી, અંબિકાદેવી અને ભારતીદેવીની મૂર્તિઓ પ્રતિષ્ઠિત કરી હતી, આ મૂર્તિઓનો પત્તો લગાડવો જોઈએ.

ચૌદમા સૈકાના શ્રી. વિનયપ્રભ ઉપાધ્યાયે રચેલી "તીર્થમાળા"માં થારાઉદ્રિ પાસો એ દ્વારા અહીંના પાર્શ્વજિન મંદિરનું સ્મરણ કરાવ્યું છે. આજે આ મંદિરનો પત્તો નથી.

મંત્રી પેથડપુત્ર ઝાંઝણે માંડવગઢથી શત્રુંજયનો સંઘ સં. ૧૩૪૦ના માઘ સુદિ પંચમીના દિવસે કાઢ્યો હતો, ત્યારે શત્રુંજયમાં અહીંનો શ્રીમાલજ્ઞાતીય આભૂ નામનો ધનિક મોટો સંઘ લઈને આવ્યો હતો. તેનું બિરૂદ 'પશ્ચિમ માંડલિક' હતું અને તેના સંઘને 'લઘુ કાશ્મીર' એ નામ લોકોએ આપ્યું હતું. ઉપર્યુક્ત શિલાલેખ અને બીજા ઉલ્લેખો આપણને એક સમયે આ નગર જૈનધર્મનું કેન્દ્ર સ્થળ હતું એવો પુરાવો પૂરો પાડે છે. આજે અહીંનાં અગિયાર જૈન મંદિરોની મૂર્તિઓ ઉપરથી મળી આવતા વિક્રમની બારમીથી લઇ અઢારમી શતાબ્દી સુધીના શિલાલેખો એ સમયની ધાર્મિક પરંપરાનો ખ્યાલ આપી રહ્યા છે. અલબત્ત; આજે જે અગિયાર મંદિરો અહીં જોવાય છે તે વિક્રમની અઢારમીથી વીસમી સદી સુધીમાં બન્યાં છે પણ એમાંની દર્શનીય મૂર્તિઓ પ્રાચીન છે. આઠમી સદીની એક પ્રાચીન પ્રતિમા અહીંના એક ઘર દેરાસરમાં મોજુદ છે.

[૧] આંબલા શેરીમાં શિખરબંધી શ્રીસુમતિનાથ ભગવાનનું મંદિર છે. તેમાં ધાતુની ૧૦ પ્રતિમાઓ છે. [૨] એ જ શેરીમાં બીજું ઘર દેરાસર શ્રીવિમલનાથ ભગવાનનું છે, તેમાં ૧ પાષાણની અને ૯ ધાતુની મૂર્તિઓ છે. [૩] સોનાર શેરીમાં શિખરબંધી શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે, તેમાં ૧ પાષાણની અને ૩ ધાતુની પ્રતિમાઓ છે. [૪] સુતાર શેરીમાં ઘૂમટબંધી શ્રીશાંતિનાથપ્રભુનું મંદિર છે. તેમાં ૫ પાષાણની અને ૯ ધાતુની પ્રતિમાઓ છે. [૫] દેસાઇ શેરીમાં શ્રી વિમલનાથ ભગવાનના ઘર દેરાસરમાં ૨ પાષાણની અને ૨૭ ધાતુની પ્રતિમાઓ છે. [૬] રાશીઓની શેરીમાં શ્રીઅભિનંદનસ્વામીના ઘર દેરાસરમાં ૨ પાષાણની અને ૩ ધાતુની પ્રતિમાઓ છે. [૭] મોટા દેરાસરના વાસમાં શિખરબંધી શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર છે. મૂળનાયકની બાજુમાં શ્રીમરુદેવા માતાની મૂર્તિ બિરાજમાન છે. આમાં કુલ પાષાણની ૯ અને ધાતુની ૨૮ પ્રતિમાઓ છે. [૮] એ જ વાસમાં શ્રીમહાવીરસ્વામી ભગવાનના ઘર દેરાસરમાં મૂળનાયકની મૂર્તિ ભવ્ય અને રમણીય છે. પાષાણની કુલ ૧૧ અને ધાતુની ૧૮ મૂર્તિઓ છે. [૯] એ જ વાસમાં શ્રીઆદિનાથ ભગવાનના ઘર દેરાસરમાં પાષાણની ૬ અને ધાતુની ૧૯૬ પ્રતિમાઓ છે. તેમાં એક આઠમા સૈકાની શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રાચીન અને મનોહર મૂર્તિ છે, [૧૦] એ જ વાસમાં શ્રીવાસુપૂજ્ય સ્વામીનું ઘર દેરાસર છે. તેમાં પાષાણની ૨ અને ધાતુની ૨૪ મૂર્તિઓ બિરાજમાન છે. [૧૧] શ્રીગોરજીનું ઘર દેરાસર છે, તેમાં મૂળનાયક શ્રીચંદ્રપ્રભપ્રભુ બિરાજમાન છે. ધાતુની કુલ ૩ મૂર્તિઓ છે, આ મંદિર સોળમા સૈકામાં શ્રીમાલદેવસૂરિએ બંધાવ્યું છે.

આ સિવાય સંઘવી શેરીમાં એક ઘર દેરાસર હતું, જેનું ખંડિયેર હજુ જોવાય છે. આમાંની બધી મૂર્તિઓ દેસાઇ શેરીના શ્રીવિમલનાથ પ્રભુના મંદિરમાં મૂકવામાં આવી છે.

આ જિનાલયની પાસે ડાબા હાથે ઝમકાલી દેવીનું મંદિર છે, જે શ્રીવિમલનાથ ભગવાનની અધિષ્ઠાયિકા દેવી છે, જેનું અસલ નામ વિજયાદેવી છે.

ગામ બહાર પશ્ચિમ-દક્ષિણ ખૂણામાં વરખડી નામનું સ્થાન છે, તેમાં નાના કોટથી આવરેલું એક જૈન દેવળ છે, તેમાં પ્રાચીન સમયનાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનાં પગલાંની સ્થાપના છે. આની પ્રતિષ્ઠા ક્યારે થઈ તે જાણવામાં આવ્યું નથી.

શેઠની શેરીમાં રહેતા શ્રાવક ઉત્તમચંદના મકાનની એક અલગ ઓરડીમાં નાની પણ પ્રાચીન પ્રતિમાઓ છે.

સં. ૧૯૭૯ માં અહીંના એક જેઠ નામના ઓડ જાતિના માણસને મકાનનો પાયો ખોદતાં જમીનમાંથી શ્રીવાસુપૂજ્ય ભગવાનની પાષાણમયી ૧ અને ધાતુની ચોવિશી, પંચતીર્થી વગેરે મળીને ૨૫ પ્રતિમાઓ મળી આવી હતી. આ બધી મૂર્તિઓ અહીંના શ્રીમહાવીરસ્વામી ભગવાનના મંદિરમાં પધરાવવામાં આવી છે.

★

## ૧૭. વાવ

(કોઠા નંબર : ૮૧૧-૮૧૨)

**ડીસાથી** ૩૦ ગાઉ અને થરાદથી ૫ ગાઉના અંતરે **વાવ** નામનું પ્રાચીન ગામ છે. આ ગામને વસાવનાર વિશે એવી દંતકથા મળે છે કે **થરાદ**ના રાજવી **ચૌહાણ પૂંજાજી** જ્યારે મુસલમાનોની સાથે લડાઇ કરતાં મરાયા ત્યારે તેમની પત્ની **સોઢી** રાણી પોતાના નાના બાળક **બજાજી**ને લઈ દીપા શુંડલાની ટેકરી પર **દીપા** ભીલના આશ્રયે જઇ રહી અને બજાજી ઉંમરલાયક થતાં આ સ્થળે તેણે એક વાવ બંધાવી અને સને ૧૨૪૪ માં વાવ નામે કસબો વસાવી, રાણાની પદવી ધારણ કરી અહીં રાજ્ય કર્યું, ત્યારથી આ કસબો એના વંશજોને આધીન છે. આ રાજ્યની ઉત્તરે **સાચોર** (મારવાડ), દક્ષિણમાં **સુઇગામ**, પૂર્વમાં **થરાદ**, અને દક્ષિણમાં **કચ્છ**નું રણ છે.

અહીં શ્વેતાંબર જૈનોનાં ૧૦૦ ઘર વિદ્યમાન છે. ૨ ઉપાશ્રય અને ૧ જૈન ધર્મશાળા છે. અહીં ત્રણ જૈન મંદિર છે.

૧. સૌથી મોટું બજારમાં આવેલું શિખરબંધી જિનાલય શ્રીઅજિતનાથ ભગવાનનું છે. મૂળનાયકની ધાતુમય પ્રતિમા ૩॥ ફીટ ઊંચી ભવ્ય અને પ્રાચીન છે. કહે છે કે, થિરપાલ ધરુએ સં. ૧૦૧ માં થરાદ વસાવ્યું અને સં. ૧૩૯ માં આ પ્રતિમા ભરાવીને પોતે બંધાવેલા થરાદના મંદિરમાં પ્રતિષ્ઠિત કરી હતી. મુસલમાનોના હુમલા સમયે આ પ્રતિમા થરાદથી અહીં લાવવામાં આવી હતી.

અત્યારનું આ મંદિર લગભગ વિક્રમના ચૌદમા-પંદરમા સૈકામાં બંધાયું હોય એમ જણાય છે. આ મંદિરમાં પાષાણની ૨૧ અને ધાતુની ૧૨૪ મૂર્તિઓ છે. તેમાં પાંચ મૂર્તિઓ ઘણી પ્રાચીન છે. એક પરિકર ઉપર સં. ૧૧૭૭ નો લેખ છે.

૨. ગામ બહાર આવેલું મંદિર શિખરબંધી છે. તેમાં મૂળનાયક શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ સ્થાપન કરેલી છે. આ મૂર્તિ ૧॥ ફૂટ ઊંચી છે અને વિક્રમની અઢારમી સદીની પ્રતિષ્ઠિત છે. આ મંદિરમાં પાષાણની ૫ અને ધાતુની ૧૧ મૂર્તિઓ છે, તેમાં ત્રણ ધાતુમૂર્તિઓ પ્રાચીન છે.

૩. ત્રીજું મંદિર ઋષભદેવ ભગવાનનું છે.

★

## ૧૮. ભોરોલ

(કોઠા નંબર : ૮૨૭)

**ડીસાથી** ૨૮ ગાઉ અને થરાદથી પશ્ચિમોત્તર દિશામાં ૭ ગાઉ દૂર **ભોરોલ** નામે ગામ છે. આ ગામ પ્રાચીન છે અને જૈન તીર્થરૂપ ગણાય છે. આનાં પ્રાચીન નામ પીપલપુર, પીપલગ્રામ, અને પીપલપુરપટ્ટણ વગેરે હોવાનું

જણાય છે. સંભવત: 'પિપ્પલગચ્છ' આ નામ ઉપરથી પ્રસિદ્ધિ પામ્યો હોય એવું પણ અનુમાન થાય છે. આ ગચ્છના વિક્રમની પંદરમી શતાબ્દીના પ્રારંભના પ્રતિમાલેખો મળી આવે છે. બીજાં પ્રમાણોથી જણાય છે કે પંદરમી શતાબ્દી સુધી આ ગામ ભારે જાહોજલાલીવાળું હતું, એમ અહીંનાં ખંડિયેરો અને ભૂમિમાંથી નીકળી આવતી ઈંટો, પથ્થરો વગેરે પરથી અનુમાન નીકળે છે, પરંતુ ભોરોલ નામ ક્યારે અને શાથી પડયું એ જાણવામાં નથી.

આ ગામ જ્યારે પૂર જાહોજલાલીમાં હતું ત્યારે અહીં શ્વેતાંબરોનાં ૧૧૦૦ જેટલાં ઘર હતાં અને કેટલાંયે જૈન મંદિર હતાં એમ કહેવાય છે. અહીં શ્રેષ્ઠી મુંજાશાહે ૧૪૪૪ સ્તંભોવાળું ૭૨ દેવકુલિકાઓ સહિત ભવ્ય મંદિર બંધાવ્યું હતું. 'અંચલગચ્છીય મોટી પટ્ટાવલી' (પૃ. ૮૯)માંથી આ વિશે આ પ્રકારે સૂચન મળે છે: "કાત્યાયન-ગોત્રીય શ્રીમાલી શેઠ મુંજાશાહે ભોરોલમાં અંચલગચ્છની વલભીશાખાના આચાર્ય શ્રીપુણ્યતિલકસૂરિના ઉપદેશથી વિ. સં. ૧૩૦૨માં શિખરબંધી જિનમંદિર બંધાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી, તેમજ એક વાવ પણ તેમણે બંધાવી; જેમાં બંનેને બંધાવતાં કુલ સવા કરોડ રૂપિયાનું ખરચ થયું હતું."

આજે આ વાવ જીર્ણાવસ્થામાં મોજુદ છે, એને જોતાં એટલું ખરચ થયું હોય એવું અનુમાન કાઢી શકાય તેમ છે પરંતુ એ મંદિર આજે તો ભૂગર્ભની એક વસ્તુ બની ગઈ છે. હા, ભૂમિના ધોરાઓ ખોદવાથી આજ સુધીમાં કેટલીયે ખંડિત પ્રતિમાઓ મળી આવી છે. સં. ૧૯૨૨ના ભાદરવા સુદિ ૩ના દિવસે અહીંના એક તૂટેલા જીર્ણ તળાવનો ટેકરો ખોદતાં ૨॥ ફૂટ ઊંચી શ્યામલવર્ણી શ્રીનેમિનાથ ભગવાનની અખંડ પ્રતિમા મળી આવી હતી, જે આજે ભોરોલના મંદિરમાં સ્થાપન કરેલી છે.

અહીં ઉત્તર-પશ્ચિમ દિશાએ આવેલા જીર્ણ તળાવની પાળ પાસે એક હિંગળાજ માતાનું દેવળ છે, તેમાં લગભગ બધાયે પથ્થરો જૈન મંદિરના વપરાયા છે. એટલું જ નહિ, આ દેવળમાં શ્રીનેમિનાથ ભગવાનની અધિષ્ઠાયિકા અંબિકાદેવીની એક ખંડિત મૂર્તિ અને એક જિનપ્રતિમાના પબાસણનો પરિકર રાખવામાં આવેલો છે તેના ઉપર ક્રમશ: આ પ્રકારે લેખો ઉત્કીર્ણ છે:—

(૧) "संवत् १३५५ वर्षे वैशाख वदि ७ पीपलग्रामे श्रीनेमिनाथबिंबानि निजपूर्वजगुरूणां मुनिकेशी अवलोक[न]शिखरप्रद्युम्न-(शुम्न)शांबसहिता श्रीअंबिकामूर्तिः पं० विजयकलशेन कारिता श्रीजयप्रभसूरिशिष्यश्रीगुणाकरसूरिभिः प्रतिष्ठितं(ता) ॥"

—(અંબિકાની ખંડિત મૂર્તિ પરનો લેખ)

(૨) "संवत् १२६१ वर्षे ज्येष्ठ सुदि २ रवौ श्रीब्रह्माणगच्छे श्रेष्ठिबहुदेवसुतश्रेष्ठिदेवराणगभार्यागुणदेव्या श्रीनेमिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीजयप्रभसूरिभिः ॥"—(ખંડિત પરિકર પરનો લેખ)

ઉપર્યુક્ત પ્રથમ લેખમાંથી આપણને જાણવા મળે છે કે, સં. ૧૩૫૫ સુધી આ ગામનું નામ પીપલગ્રામ પ્રસિદ્ધ હતું. એ પછી જ આનું નામ ભોરોલ પડયું હશે. સંભવ છે કે, સં. ૧૪૧૪માં રામજી ચૌહાણે સૂંબર રાજપૂતોને મારી, નસાડી આ ગામ પર કબજો મેળવ્યો તે પહેલાં સૂંબર રાજપૂતોમાંના કોઈએ પોતાના નામ ઉપરથી આને ભોરોલ એવું નામ આપ્યું હોય. બીજું પં. વિજયકલશમુનિએ શ્રીઅંબિકાદેવીની મૂર્તિ ભરાવી એથી તેઓ કોઈ યતિપરંપરાના હોવા જોઈએ. ત્રીજું શ્રીઅંબિકાદેવીની મૂર્તિ અને શ્રીનેમિનાથ ભગવાનનાં બિંબો તેમજ (રૈવતાચલના) અવલોકન શિખર પર રહેલા પ્રદ્યુમ્ન અને શાંબની ટૂંક સાથે કરાવી; એથી આ મંદિર 'રૈવતાચલાવતાર' નામે બંધાવાયું હશે અને સં. ૧૩૫૫ લગભગમાં જ એની પ્રતિષ્ઠા થઈ હશે, આ હકીકતને ઉપર્યુક્ત પટ્ટાવલીનો ઉલ્લેખ પુરાવો આપે છે.

બીજા લેખથી સ્પષ્ટ થાય છે કે શેઠ મુંજાશાહના મંદિર સિવાય કોઈ બીજું મંદિર પણ હોવું જોઈએ છે, જે સં. ૧૨૬૧ પહેલાં બંધાયેલું હોય અને તે પછી તેમાં શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા થયેલી હોય.

આ બંને લેખો આ ગામના સ્થાનિક ઇતિહાસના પ્રમાણને રજૂ કરી રહ્યા છે. વિશિષ્ટ ઇતિહાસ માટે અહીં શોધખોળ કરવામાં આવે તો ઘણી સામગ્રી મળી શકે એમ છે.

આજે આ મંદિરોને શોધવાનું રહે જ છે, પરંતુ અહીં એક શિખરબંધી જૈન મંદિર છે, જે વિક્રમના લગભગ

બારમા સૈકામાં બંધાયેલું કહેવાય છે; આ મંદિરનો જીર્ણોદ્ધાર થતાં હાલમાં સુશોભિત બનેલું છે. મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનની સુંદર અને પ્રાચીન મૂર્તિ બિરાજમાન છે, જે અગાઉ જણાવ્યા મુજબ તળાવ પાસેના ટેકરામાંથી મળી આવી હતી, આ મૂર્તિ ઉપર લેખ નથી પરંતુ આ પ્રભાવશાળી મૂર્તિ ચમત્કારભરી મનાય છે, જૈનેતરો પણ અહીં શ્રદ્ધાપૂર્વક દર્શનાર્થે આવે છે. આ મૂર્તિના કારણે જ આની તીર્થ તરીકે પ્રસિદ્ધિ વધી ગઇ છે.

અહીં કાર્તિક સુદિ ૧૫ અને ચૈત્રી ૧૫ ના મેળા ભરાય છે.

શ્રીમાન આચાર્ય શ્રીયતીન્દ્રસૂરિજીએ ભોરોલના ઠાકોર પીરદાનજીને ઉપદેશ આપી આ તાલુકામાં થતી જીવ-હિંસાને અટકાવવાનું એક જાહેરનામું ઠાકોરના સહી-સિક્કા સાથે તા. ૨-૧-૨૯ના રોજ બહાર પડાવ્યું હતું, જે અતિ પ્રશંસાપાત્ર કાર્ય ગણાય.



## ૧૯. ચારૂપ

### (કોઠા નંબર : ૮૫૯)

**પાટણથી** ૩ ગાઉ દૂર આવેલા **ચારૂપ** ગામમાં ભવ્ય શિખરબંધી જિનાલય છે. તેમાં મૂ. ના. શામળા પાર્શ્વનાથ ભગવાનની ભવ્ય અને પ્રાચીન મૂર્તિ છે. આ મંદિરનો ઇતિહાસ જાણવા જેવો છે:

પહેલાં નાનું સરખું દેરાસર હતું. પાછળથી શ્રાવકોની વસ્તી ઘટી જતાં આ મંદિર ઉપર શૈવોએ કબજો કરી લઈ, શીતળનાથ ભગવાનના સ્થાને મહાદેવ-પાર્વતી અને બાજુમાં ગણપતિની મૂર્તિઓ સ્થાપન કરી દીધી હતી.

સં. ૧૯૩૦ ની આસપાસ પાટણના જૈન સંઘનું આ તરફ ધ્યાન દોરાયું ને ધીમે ધીમે એ મંદિરનો કબજો લીધો. સં. ૧૯૩૮ પહેલાં જે મૂળ નાના ગભારાવાળું મંદિર હતું તેનું સં. ૧૯૩૮માં સમારકામ કર્યું, અને કેટલીક જમીન ખરીદીને સં. ૧૯૫૬માં મોટી ધર્મશાળા બંધાવી. બીજી ધર્મશાળા પાટણવાળા શેઠ નગીનચંદ કરમચંદે બંધાવેલી છે.

તે પછી મૂ. ના. ની ગાદી કાયમ રાખી જીર્ણોદ્ધારરૂપ નવેસરથી મોટું મંદિર બંધાવી મૂ. ના. ની જમણી બાજુએ શ્રીશીતળનાથ ભગવાનની સં. ૧૯૮૪ ના જેઠ સુદિ ૫ ના રોજ પ્રતિષ્ઠા કરી છે.

મૂળનાયકની મૂર્તિ પ્રાચીન શિલ્પકળાના અદ્વિતીય નમૂનારૂપ છે. આરસપાષાણમાંથી કોતરી કાઢેલી શ્યામવર્ણી મૂર્તિનું શિલ્પ તદ્દન નિરાળું છે. મૂર્તિના ઉદરમાં તપસ્વીની કૃશતા, સ્વસ્થ અને અડોલ ગાંભીર્ય તેમજ નીરાગીપણાનાં ચિહ્નો સ્પષ્ટ તરી આવે છે. મૂર્તિનું મસ્તક ખભા સુધી સુવિશાળ અને ફણાથી આચ્છાદિત છે. આ મૂર્તિ ફણા સાથે ચાર ફીટ ઊંચી અને ૨॥-૩ ફીટ પહોળી હોવા સંભવ છે. વિક્રમના ચૌદમા સૈકામાં થયેલા શ્રીજયશેખરસૂરિએ 'પાર્શ્વનાથસ્તવન'માં જુદાં જુદાં નામો સાથે આ તીર્થનો મહિમા ગાયો છે:

"જુ ચારૂપિ પંચાસરઈ આસ પૂરઇ".

ચારૂપ મહાતીર્થ હતું એમ આ દેરાસરમાં પડેલા પ્રાચીન ખંડિત પરિકરના લેખ ઉપરથી જાણવા મળે છે: આ લેખ તેરમી-ચૌદમી શતાબ્દીમાં લખાયેલો લાગે છે.

......दि १३ श्रीनागेंद्रगच्छे श्रीशीलगणसूरिसंताने श्रे०रा(सं० !)यसुतश्रे० सोमा तथा श्रे० जसरासुत....देव्या श्रीचारूपग्रामे **महातीर्थे** श्रीपार्श्वनाथपरिकर[:] कारितं(तः) । प्रतिष्ठितं(तः) श्रीदेवचंद्रसूरिभिः ॥

ચૌદમા સૈકામાં થયેલા માંડવગઢના મંત્રી પેથડશાહે જે અનેક મંદિરો બંધાવ્યાં તેમાં ચારૂપમાં પણ શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ 'ગુર્વાવલી'કાર આ પ્રમાણે કરે છે:—

" चारूप्ये मृगलाञ्छनो जिनपतिः ॥ "[1]

સં. ૧૨૯૬માં નાગોરનિવાસી શ્રેષ્ઠી દેવચંદ્રે ચારૂપમાં શ્રીઆદીશ્વર ભગવાનનો ગૂઢમંડપ અને ચોકીઓ સાથેનો એક જિનપ્રાસાદ બંધાવેલો ને તેમાં ભવ્ય બિંબની પ્રતિષ્ઠા કરી હતી; એવો ઉલ્લેખ આબુમાંના શિલાલેખમાંથી મળી આવે છે.[2] આજે આ મંદિરોમાંથી કોઇ મોજુદ નથી.

આ મંદિરના મૂ. ના. વિશે પ્રાચીન આખ્યાયિકા એવી છે કે, અતિપ્રાચીન કાળમાં ગૌડદેશનિવાસી આષાઢી શ્રાવકે ત્રણ મૂર્તિઓ ભરાવેલી તેમાં એક શંખેશ્વરમાં, બીજી ખંભાતમાં અને ત્રીજી ચારૂપમાં સ્થાપન કરવામાં આવી હતી.

'પ્રભાવકચરિત'માં ઉલ્લેખ છે કે, શ્રીવીરાચાર્યને સિદ્ધરાજ સાથે મિત્રતા હતી. એક પ્રસંગે રાજાના નર્મવચનોથી તેઓ ત્યાંથી વિહાર કરી ગયા અને પોતાની વિદ્વત્તાથી માલવા વગેરે દેશોમાં માન–કીર્તિ સંપાદન કર્યાં. સિદ્ધરાજે તેમને માનસહિત ફરી પાટણ આવવાને આમંત્રણ આપ્યું, આથી તેઓ જ્યારે ચારૂપમાં આવ્યા ત્યારે ગૂર્જરનરેશ સિદ્ધરાજે તેમનો સ્વાગતમહોત્સવ કર્યો હતો[3] અને આ વીરાચાર્યે સાંખ્યવાદી વાદિસિંહ અને દિગંબર કમલકીર્તિનો પરાજય કરી ગુજરાતનો મહિમા વધાર્યો હતો.

આ ઉલ્લેખો ચારૂપની મહાતીર્થ તરીકેની પ્રસિદ્ધિનાં પ્રમાણો આપે છે.

★

## ૨૦. મેત્રાણા

(કોઠા નંબર : ૮૬૦)

મેસાણાથી કાકોસી–મેત્રાણારોડ રેલ્વે લાઇનમાં મેત્રાણારોડ સ્ટેશન છે. ત્યાંથી લગભગ ૧ માઇલ દૂર આવેલા ગામમાં શ્રીઆદીશ્વર ભગવાનના મંદિરનું શિખરદર્શન દૂર દૂરથીયે દર્શકનાં હૃદય ભાવભીનાં બનાવી દે છે.

આ ગામ અને આ તીર્થ પ્રાચીન છે. એનો પુરાવો ગામ બહાર આવેલા એક પાળિયાના શિલાલેખ ઉપરથી મળી રહે છે. એનો સાર એ છે કે, "સં. ૧૩૪૩ના અષાડ સુદિ ૨ ને સોમવારના દિવસે દેવ સન્મુખ ધાડુ પડયું હતું. તેમાં જયતસિંહ મરાયો અને તેની સાથે તેની પત્ની સતી થઇ." આ ગામમાં 'મેત્રાણા તીર્થમંડન જિનેશ્વર' સિવાય આજે પણ બીજું પ્રસિદ્ધ કોઈ દેવસ્થાન નથી. એટલે અનુમાન થાય છે કે સં. ૧૩૪૩માં અહીં જિનમંદિર હશે ત્યારે એ દેવ સન્મુખ ધાડુ પડયું હશે. મંદિરની મૂર્તિઓ જમીનમાં પધરાવી દીધી હશે ને કાળાંતરે એ મંદિરનો નાશ થયો હશે.

એ મંદિરની પ્રતીતિ કરાવતા ચાર જિનેશ્વર–શ્રીઋષભદેવ, શ્રીશાંતિનાથ પ્રભુ, શ્રીકુંથુનાથપ્રભુ અને શ્રીપદ્મપ્રભદેવની પ્રાચીન મૂર્તિઓ સં૦ ૧૮૯૯ના શ્રાવણ વદિ ૧૧ના રોજ ઉજમવેલા નામના લવારની કોઢમાંથી પ્રગટ થઇ આવી. ત્યાંના સંઘે એક ઘર દેરાસર બનાવી તેમાં સંભવતઃ ૧૯૦૦ના મહા સુદિ ૧૩ના રોજ તેમની પ્રતિષ્ઠા કરી, તે પછી સંઘે મળીને વિશાળ કંપાઉંડમાં એક મોટું વિશાળ મંદિર બંધાવી સં. ૧૯૪૭ના અખાત્રીજને દિવસે એ મૂર્તિઓને પ્રતિષ્ઠિત કરવામાં આવી. ખરું જોતાં તો ચારે મૂર્તિઓ ચતુર્મુખ તરીકે હશે એમ માલમ પડે છે. પણ આજે તો આ મંદિરમાં ત્રણ મૂર્તિઓ એકહારમાં અને ચોથી મૂર્તિને મૂ૦ ના૦ની નીચે સ્થાપન કરેલી છે. આ ચોથી મૂર્તિ ઉપર સં. ૧૬૬૪નો લેખ છે ને રામસેનના શ્રાવકે એ ભરાવ્યાનો ઉલ્લેખ છે.

ભમતીમાં જમણા હાથ તરફની દેરીમાં મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ ભ૦ની ગાદી ઉપર સં. ૧૩૫૧નો લેખ છે. ભમતીમાં ત્રણે દિશામાં એકેક શિખરબંધી મોટી દેવકુલિકાઓ છે. તેમાં એકમાં શ્રીકુંથુનાથ ભ., બીજીમાં શ્રીશાંતિનાથ ભ. અને ત્રીજીમાં શ્રીપાર્શ્વનાથ ભ. વિરાજમાન છે.

---

૧. 'ગુર્વાવલી' પૃ. ૨૦

૨. 'શ્રીઅર્બુદ પ્રાચીનજૈનલેખસંદોહ' લેખાંક : ૩૫૨.

૩. 'પ્રભાવક ચરિત' (સિંઘી ગ્રંથમાલા) પૃ. ૧૬૮, શ્લોક : ૩૫, ૩૬,

ભોયણી અને પાનસરનાં મંદિરો બંધાયાં નહોતાં ત્યારે આ તીર્થમાં યાત્રાળુઓની ખૂબ અવરજવર રહેતી. આજે કાર્તિકી ને ચૈત્રી પૂનમના અહીં મેળા ભરાય છે. મહાસુદિ ૧૩ ના રોજ પણ યાત્રાળુઓ ખૂબ આવે છે.

શ્રીચતુરવિજયજી નામના મુનિએ 'મેત્રાણાજિનસ્તવન ફૂલમાલા' નામના સ્તવનમાં આ તીર્થની ઉત્પત્તિનો હેવાલ આપ્યો છે.

★

## ૨૧. જમણપુર

(કોઠા નંબર : ૮૬૮)

જમણપુર ગામ પ્રાચીન છે. એની પ્રાચીનતા વિશે મુનિરાજ શ્રીજયંતવિજયજી નોંધે છે કે, "જમણપુર ગામ મંત્રી જૈત્રસિંહે [મંત્રીશ્વર વસ્તુપાલના પુત્ર–તેરમી સદી] પોતાની જમ્મણદેવી નામની પત્નીના નામથી વસાવ્યું હોય એમ લાગે છે."[1] પરંતુ લીંચ ગામના દેરાસરની એક ધાતુપ્રતિમાના સં૦ ૧૨૮૫ના લેખમાં 'જામાણકીયગચ્છ'નો ઉલ્લેખ આવે છે. મારા ધારવા મુજબ આ ગચ્છની ઉત્પત્તિ 'જમણપુર' ગામના નામ ઉપરથી અસ્તિત્વમાં આવી હોય તો ભાગ્યે જ એ માની શકાય કે જમ્મણદેવીના નામ ઉપરથી આ ગામ વસાવવામાં આવ્યું! કેમકે સં૦ ૧૨૪૦–૪૨ માં તો મંત્રીશ્વર વસ્તુપાલ–તેજપાલનો જન્મ થયાનું મનાય છે. તે પછી શ્રીવસ્તુપાલની વિવાહયોગ્ય ઉંમરે થયેલા પુત્ર જૈત્રસિંહની વિવાહયોગ્ય ઉંમર ગણીએ તોયે ઓછામાં ઓછો ૩૫–૪૦ વર્ષનો ગાળો માનવો પડે અને કદાચ જૈત્રસિંહે પરણ્યા પછી તત્કાલ જમણપુર વસાવ્યું હોય તોય 'જામાણકીયગચ્છ'ની[2] ઉત્પત્તિ થવાને કંઈક સમય તો લાગે જ. આ ઉપરથી માની શકાય એમ છે કે જમણપુર ગામ સં૦ ૧૨૮૫ પહેલાંનું છે, જૈત્રસિંહ પછીનું નહિ.

જમણપુરની આસપાસ મોટા મોટા ટેકરાઓ પથરાયેલા છે અને તેમાં મોટા મકાનોના પાયા પણ એની પ્રાચીનતાનો પુરાવો રજૂ કરે છે. જો શોધખોળ કરવામાં આવે તો ઇતિહાસમાં નવું પ્રકરણ ઉમેરાય એવી સામગ્રી મળવાનો સંભવ છે.

અહીં મૂ૦ ના૦ શ્રીચંદ્રપ્રભ ભગવાનનું મંદિર છે. સં૦ ૧૯૬૪ ના વૈશાખ સુદિ ૧૦ ના દિવસે એની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. મૂ૦ ના૦ ના પરિકરની ગાદી નીચે ધર્મચક્ર છે. તેની બંને બાજુએ એકેક હરણ છે. ગાદી નીચે પ્રાચીન લિપિમાં સં૦ ૧૧૨૬ વૈશાખ વદિ ૧૧ ને શનિવારનો લેખ છે.

મૂ૦ ના૦ પાસે જે પરિકર છે તે શંતિજથી લાવવામાં આવ્યું છે, આમાંના બે ઇંદ્રો નવા લાગે છે. ભમતીમાં રાખેલા ૧॥ ફૂટ ઊંચા બે પ્રાચીન ઇંદ્રો આ પરિકરના હશે એમ લાગે છે.

અહીં દેરાસર પાસેના ઉપાશ્રયમાં પરિકરની બે ગાદીઓ, મોટા પરિકરના ઉપરનો ભાગ વગેરે રાખેલું છે. આ બધું સારી હાલતમાં જોવાય છે. બંને ગાદીઓ મૂ૦ ના૦ ની ગાદી જેવી જ છે. પણ આમાં બંને બાજુએ યક્ષ–યક્ષિણીની એકેક મૂર્તિ વધારે છે. આ ગાદીઓ પ્રાચીન અને કોરણીભરી છે. તે ૨॥ ફીટ લાંબી અને ૧ ફૂટ ઊંચી છે. પરિકરનો ભાગ આ ગાદીઓને બંધબેસતો છે. આમાં કાઉસગ્ગિયા કે ઇંદ્રો નથી. આ બે ગાદીઓ પૈકી એક પર સં. ૧૧૨૬ નો લેખ આ મુજબ છે.[3]

"॥૯॥ थारापद्रगच्छे श्रीमालविशालधर्कटान्वयः। वरणगमहत्तमतनयः श्रीसंतुकामात्यः ॥१॥
तज्जननी संपुधु[श्री]पुण्याय स्वस्य कारापयामास। मंक्कास्थानकचैत्ये सद्वि्य(संस्थित)मिदं जिनेंद्रस्य ॥२॥
सं० ११२६ वैशाख। वौदि ११ शनौ॥"

૧. 'શંખેશ્વર મહાતીર્થ' પૃ૦ ૯૩ ની ટિપ્પણી નં. ૫૬.

૨. संवत् १२८५ वर्षे ज्येष्ठ(ष्ठ) शुदि ३ रवौ जामाणकीय व्य० यशोधवलसुत व्य० पूनाकेन भ्रातृ–वीरदेवश्रेयसे श्रीनेमिनाथप्रतिमा कारिता॥ આ લેખવાળી ધાતુમૂર્તિ લીંચ ગામના દેરાસરમાં મોજુદ છે.–'પ્રાચીન લેખસંગ્રહ' ભા. ૧, લેખાંક: ૩૪.

૩. હારીજના ઉપાશ્રયમાં રાખેલી ગાદી પર પણ આવો જ લેખ છે.

અર્થાત્—વિ સં. ૧૧૨૬ ના વૈશાખ વદિ ૧૧ ને શનિવારે થારાપદ્રગચ્છના અને શ્રીમાલી ધર્કટવંશના વરણુગના પુત્ર મહત્તમ શ્રીસંતૂક નામના અમાત્યે તેની માતા સંપુણશ્રીના અને પોતાના પુણ્ય માટે મંકા નામના[1] સ્થળના ચૈત્યમાં જિનેન્દ્રની આ પ્રતિમા ( પરિકરયુક્ત ) કરાવી.

આ સંતૂક ( સાંતૂ ) અમાત્ય એ જ છે કે જેઓ ગૂર્જરનરેશ કર્ણરાજ અને સિદ્ધરાજના કુશળ મહામાત્ય હતા.

અહીં રાવળોના ઘરો પાસે જૈન મંદિરની નિશાનીઓ દેખાય છે. આ મંદિર મોટું બાવન જિનાલયવાળું હશે એમ એના વિસ્તારથી જણાય છે. આ મંદિરની ઈંટો વગેરે મહાદેવના મંદિર માટે ખપ લાગી હતી; એમ ત્યાંના વૃદ્ધો કહે છે.



## ૨૨. શંખેશ્વર

( કોઠા નંબર : ૯૯૯ )

ઉત્તર ગુજરાતમાં વઢિયાર ( વર્ધિપથક–વૃદ્ધિકાર ) નામનો દેશ છે. તેનું મુખ્ય શહેર રાધનપુર છે. રાધનપુર રાજ્યના મહાલમાં ' શંખેશ્વર ' નામનું ગામ છે.[2] પ્રાચીન લેખોમાં આનો ' શંખપુર ' નામે ઉલ્લેખ થયેલો જોવાય છે. પરંતુ જ્યારે શંખેશ્વર પાર્શ્વનાથના તીર્થનો મહિમા વિસ્તાર પામ્યો ત્યારે તેનું ' શંખેશ્વર ' નામ પડી ગયું હોય એમ લાગે છે. આ નામ એટલું પ્રાભાવિક બની ગયું કે શંખેશ્વર પાર્શ્વનાથનાં મંદિરો ઘણે સ્થળે ઊભાં થયાં. શાસ્ત્રીય નામ શંખપુર હોવાથી આધુનિક રચનાઓમાં પણ એ નામનો ઉલ્લેખ થતો જોવાય છે.

જૈન ગ્રંથોના કથન મુજબ : અતિ પ્રાચીનકાળમાં આષાઢી નામના શ્રાવકે ચારૂપ, સ્તંભપુર અને આ શંખેશ્વરમાં રહેલી મૂર્તિઓ ભરાવી હતી. જરાસંધ અને કૃષ્ણ વચ્ચેની લડાઈ વખતે જરાસંધે શ્રીકૃષ્ણના સૈન્ય ઉપર જરા નાખી તેથી શ્રીઅરિષ્ટનેમિ ભગવાને આ શંખેશ્વર પાર્શ્વનાથ ભ૦નું ન્હવણજળ સૈન્ય ઉપર છાંટ્યું કે તરત એ ઉપદ્રવ શમી ગયો. આવા અનેક ચમત્કારોની વાતો ગ્રંથમાં અને લોકજીભે આજે પણ ગવાય છે. એકંદરે આ મૂર્તિનો મહિમા અપૂર્વ છે.

શંખેશ્વર મહાતીર્થનો ઐતિહાસિક કાળ મહામંત્રી સજ્જનશાહે વિ. સં. ૧૧૫૫માં શંખેશ્વરમાં મંદિર બંધાવ્યું ત્યારથી શરૂ થાય છે. પરંતુ જૈન પ્રબંધોમાંના ઉલ્લેખથી જણાય છે કે આ ગામ પ્રાચીનકાળથી હતું અને બહુ જાહોજલાલીવાળું હતું. વનરાજ ચાવડાનું લૂંટારુ જીવન પંચાસર અને શંખેશ્વરની આસપાસની ભૂમિ ઉપર શરૂ થયેલું તેથી આ ગામ તે પહેલાંથી હશે એમ માની શકાય. આ ગામના નામ ઉપરથી જ ' શંખેશ્વરગચ્છ 'ની સ્થાપના થઈ હતી.

સને ૧૯૪૧ ની વસ્તીગણતરી મુજબ આ ગામમાં કુલ ૩૮૦ ઘર અને લગભગ ૧૨૫૦ માણસની વસ્તી હોવાની નોંધ મળે છે. અત્યારે અહીં વીશાશ્રીમાલી શ્રાવક વાણિયાનાં ૭ ઘરો છે અને તેમાં ૧૩ માણસોની વસ્તી છે. આટલી વસ્તીમાં પણ ગામની આબાદી સારી છે. ધર્મશાળામાં યાત્રાળુઓની અવરજવર, કારખાનાની પેઢી અને ભવ્ય મંદિરથી આ નાનું ગામ પણ રમણીય નગરની શોભા પ્રાપ્ત કરી રહ્યું છે.

શંખેશ્વર ગામના મધ્ય ભાગમાં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનના પશ્ચિમ સન્મુખ જૂના મંદિરનું એક વિશાળ ખંડિયેર ઊભું છે અને ગામના પશ્ચિમ તરફના ઝાંપામાં પૂર્વસન્મુખ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનનું નવું મંદિર દેવવિમાન જેવું શોભી રહ્યું છે.

વિશાળ કંપાઉંડના મધ્ય ભાગે આવેલું બેઠી બાંધણીનું છતાં વિશાળ અને સુંદર મંદિર છે. તેમાં મૂળ-

---

૧. મંકાના પરિચય માટે જુઓ આ પુસ્તકનું પાનઃ ૫૫ ઉપરની ટિપ્પણી.

૨. મુનિરાજ શ્રીજયંતવિજયજી કૃત " શંખેશ્વર મહાતીર્થ " નામના પુસ્તકમાંથી શંખેશ્વરની માહિતી તારવી છે.

ગભારો, તે પછી ક્રમશઃ ગૂઢમંડપ, ત્રણ ચોકીઓ, જૂનો સભામંડપ, નવો સભામંડપ, છ ચોકીઓ, મુખ્ય દરવાજો અને તે પછી શૃંગારચોકીમાં ચાર ચોકીઓ બનેલી છે. ગૂઢમંડપની બંને બાજૂએ એકેક ગભારો બનેલો છે. ભમતીમાં ત્રણે બાજૂની હારમાં વચ્ચે એકેક મોટા ગભારા સાથે ૫૫ મોટી દેરીઓ, ૫૧–૫૨ ની દેરી વચ્ચેના ખૂણામાં પાદુકાની દેરી ૧ અને દરવાજા પાસે ખૂણામાં પદ્માવતીદેવીની નાની દેરી ૧–મળીને કુલ ૫૭ દેરીઓ છે.

મૂળગભારા ઉપર અને ગૂઢમંડપની બંને બાજુના ગભારા ઉપર અલગ અલગ શિખરો છે. ભમતીના ગભારા અને દેરીઓ ઉપર મળીને કુલ ૫૯ શિખરો છે. ગૂઢમંડપ અને જૂના સભામંડપ ઉપર ઘૂમટને બદલે બેઠા ઘાટનાં શિખરો છે. જ્યારે નવા સભામંડપ અને શૃંગારચોકીઓ વગેરે ઉપર ઘૂમટો બનેલા છે. મુખ્ય દરવાજાની અંદરની ત્રણ ચોકીઓ અને બહારની ચાર ચોકીઓ ઉપર સળંગ માળ કરેલો છે અને તેની અગાશી ઉપર ઘૂમટ છે.

ગૂઢમંડપની બંને બાજુના બે ગભારા ઉપરથી ભમતીની બંને બાજુના બે ગભારાની છત ઉપર જવા માટે બે પૂલ જેવા માર્ગ ગોઠવેલા છે. ભમતીની દેરીઓને પાછળની હારની વચ્ચેનો ગભારો બે ખંડવાળો છે.

ગૂઢમંડપની દીવાલોમાં સં. ૧૯૭૩ માં મનોહર ચિત્રકામ થયેલું છે, જેમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનના દશ ભવના અને પંચકલ્યાણકના ભાવો આબેહૂબ ચીતરેલા છે. આ ચિત્રકામને કાચથી મઢી લેવામાં આવ્યું છે.

મૂળગભારો, તેની બાજુના બંને ગભારા અને ગૂઢમંડપની દીવાલો આરસથી જડેલી છે. મૂળગભારો અને ગૂઢમંડપનો મુખ્ય દરવાજો કોરણીભરેલો આરસનો છે. દરવાજાનાં કમાડો કોરણીભર્યાં છે ને તેના ઉપર ચાંદીનું પતરું મઢેલું છે. ગૂઢમંડપના બંને દરવાજાઓ પણ આરસના અને નકશીભર્યા છે. ગૂઢમંડપનું ભોંયતળિયું વિવિધરંગી મીનાકારીયુક્ત છે. બંને સભામંડપો આરસના છે. ભમતીના ત્રણે ગભારાના દરવાજાની બારશાખો કોરણીવાળા આરસની છે. ભમતીની બધી દેરીઓમાં આરસ જડેલો છે પરંતુ સ્તંભો અને ઉપરના ભાગમાં ચૂનાની કલાઇ કરાવેલી છે.

શ્રીવિજયપ્રભસૂરિના ઉપદેશથી શ્રીસંઘે આ જિનાલયનો મૂળગભારો અને ગૂઢમંડપ તૈયાર થતાં મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની મૂર્તિને બિરાજમાન કરવામાં આવી હતી. તેની પ્રતિષ્ઠા સં. ૧૭૬૦માં શ્રીવિજયપ્રભસૂરિના પટ્ટધર શ્રીવિજયરત્નસૂરિએ કરી હોય એમ જણાય છે. મૂળગભારો અને ગૂઢમંડપ સિવાયના મંદિરના બીજા ભાગો પાછળથી થયેલા લાગે છે.

મૂ૦ ના૦ શ્રીશંખેશ્વર ભ૦, ભીડભંજન પાર્શ્વનાથ ભ. ના ગભારાની ત્રણે મૂર્તિઓ અને બીજા નંબરની દેરીમાંની પદ્માવતીદેવીની મૂર્તિ–આ પાંચ પ્રતિમાઓ સિવાયની સમગ્ર પ્રતિમાઓને ઉત્થાપન કરી તેમાં જરૂરી સમારકામ કરાવી ઉપર્યુક્ત પાંચ મૂર્તિઓ સિવાયની બાકીની બધી મૂર્તિઓની વિ. સં. ૧૯૬૭ના મહાસુદિ ૫ ને શનિવારના રોજ ફરીથી પ્રતિષ્ઠા કરવામાં આવી છે. તે પછી પ્રતિષ્ઠામહોત્સવ થયો હોય એમ જણાતું નથી.

ફરી પ્રતિષ્ઠા થયા પછીથી દર વર્ષે મહા સુદિ ૫ના રોજ બધાં શિખરો અને ઘૂમટો ઉપર ૬૫ જેટલી ધજાઓ ચડે છે. કેટલાંક વર્ષોથી ભાવનગરવાળા શેઠ છોટાલાલ નાનચંદ આણંદજી તરફથી મૂળનાયકના ગભારા ઉપર ધજા ચડે છે, જ્યારે બાકીની ધજાઓ અહીંના કારખાના–પેઢી તરફથી ચડાવવામાં આવે છે.

આ મંદિરની મૂર્તિઓ, પરિકર તેમજ દીવાલો ઉપરથી બધા મળીને પચીશ લેખો મળી આવે છે. તેમાં સૌથી જૂનામાં જૂનો લેખ સં. ૧૨૧૩નો છે અને નવામાં નવો સં. ૧૯૧૬નો છે. બીજા કેટલાક લેખો કાંતો ઘસાયેલા છે અને કોઈક ચૂનામાં દબાયેલા હોવાથી વાંચી શકાતા નથી.

મુખ્ય દરવાજાની બહાર શૃંગારચોકીની પાસે બંને તરફ ખુલ્લી ઓશરીઓ બનેલી છે. તે બંનેના છેડે એકેક ઓરડી છે. એકમાં પૂજાનાં કપડાં અને બીજામાં કેસર–સુખડ ઘસવાનું રહે છે. શૃંગારચોકીની સામે એક દળાણ છે. તેની અંદરના ભાગમાં ઓરડીઓ બનેલી છે, જેમાં હાલ કારખાનાના સિપાહીઓ રહે છે. ઓરડીઓના બારણાંમાંનો ઉંબરો, બારણું એક બારશાખ વગેરે જોતાં માલમ પડે છે કે મૂળનાયક શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનને અહીં થોડા સમય માટે પધરાવ્યા હશે.

સિદ્ધરાજ જયસિંહના મંત્રી સજ્જન શેઠ, જેમણે ગિરનાર ઉપર સં. ૧૧૮૫માં જીર્ણોદ્ધાર કરાવ્યો છે, તેમણે જ અહીં મંદિર જીર્ણ થતાં અને જમીનમાંથી મૂર્તિ પ્રગટ થતાં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથના જીર્ણોદ્ધારરૂપે સં. ૧૧૫૫માં નવું મંદિર નિર્માણ કરાવ્યું. એ સંબંધી જો કે લેખ મળી આવતો નથી પરંતુ જૈન ગ્રંથોમાંથી એ સંબંધી પ્રામાણિક નોંધ મળે છે. આ મંદિરનિર્માણ વખતે કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યના ગુરુવર શ્રીદેવચંદ્રસૂરિ ઉપસ્થિત હતા; એવો ઉલ્લેખ પણ મળે છે.[1]

એ પછી ગૂર્જરનરેશ ભીમદેવ બીજાના મહામાત્ય વસ્તુપાલ–તેજપાલે શ્રીવર્ધમાનસૂરિના મુખથી શંખેશ્વર-તીર્થનું માહાત્મ્ય સાંભળી જીર્ણ થયેલા મંદિરને નવાજેવું બનાવી, તેને ફરતી બાવન જિનાલયની દેરીઓ ઉપર સોનાના કળશો ચડાવ્યા હતા. સં. ૧૨૮૬ની આસપાસ આ જીર્ણોદ્ધાર થયો હશે.[2]

ત્રીજો ઉદ્ધાર ઝીંઝુવાડાના રાણા દુર્જનશલ્યે સં. ૧૩૦૨ની આસપાસ કરાવ્યો હતો. આ ઉદ્ધાર સમયે મંત્રી વસ્તુપાલ–તેજપાલ પણ વિદ્યમાન હતા. સંભવ છે કે વસ્તુપાલ–તેજપાલના ઉદ્ધાર પછી તરતજ રાજક્રાંતિમાં આ તીર્થ સપડાઈ ગયું હોય ને રાણા દુર્જનશલ્યે તેનો ઉદ્ધાર કરાવ્યો હોય.[3]

એ પછી તો ચૌદમી શતાબ્દીમાં અલ્લાઉદ્દીનનાં ધાડાંઓથી આ તીર્થનો સંપૂર્ણ નાશ થયો ને શ્રીસંઘે મૂ૦ ના૦ની મૂર્તિને જમીનમાં ભંડારી દીધી.

ઉપર્યુક્ત મંદિર શંખેશ્વર ગામની બહાર હશે. આજે પણ શંખેશ્વર ગામથી ચંદૂરના માર્ગે લગભગ ૦ાા માઇલ દૂર જતાં દટાઈ ગયેલા મકાનની ટેકરી જોવાય છે. જૂનું શંખેશ્વર ગામ પણ એ તરફ હતું.

આજે નવા મંદિરની સામે જે દેરાસરનું ખંડિયેર ઊભું છે તે શ્રીવિજયસેનસૂરિજીના ઉપદેશથી બંધાયું હતું. જો કે એ સંબંધે ગ્રંથોના ઉલ્લેખ સિવાય કોઈ લેખ મળતો નથી. પરંતુ વિ. સં. ૧૬૨૮ થી ૧૬૭૨ સુધીના કોઈ સમયે આ મંદિર બંધાયું હશે.[4] ગંધારનિવાસી આનાજી નામના શ્રાવકે એ બંધાવ્યું હતું. આ મંદિર શિખરબંધી, મૂળ ત્રણ ગભારા, ગૂઢમંડપ, સભામંડપ અને બાવન જિનાલયયુક્ત બનેલું હતું. દેરીઓમાં ઉત્તર તરફ બે, દક્ષિણ તરફ બે અને પૂર્વ તરફ એક–એમ કુલ પાંચ મોટા ગભારા (ભદ્રપ્રાસાદ), તથા ૪૪ દેરીઓ બનેલી હતી. ગભારા અને દેરીઓ ઉપર શિખર બનેલાં હતાં. આવું સુંદર મંદિર પણ કાળની વિચિત્રતાને ભોગ થઈ પડ્યું. પૂરાં એંસી વર્ષ પણ એ મંદિર ભાગ્યે જ વિદ્યમાન રહ્યું હશે. એ પછી આ નવીન મંદિર અહીં બનાવવામાં આવ્યું.

શાહજહાં બાદશાહે ઈ. સ. ૧૬૫૬–૫૭માં શંખેશ્વર ગામનો ઇજારો અમદાવાદના નગરશેઠ શાંતિદાસને રૂા. ૧૦૫૦)થી આપ્યાનાં બે શાહી ફરમાનો પ્રસિદ્ધ થયાં છે.[5]

સં. ૧૮૯૧માં જેસલમેરથી બાફણાગોત્રના શેઠ ગુમાનચંદ બહાદરમલ્લ આદિ પાંચ ભાઈઓએ શત્રુંજયનો સંઘ કાઢ્યો, જેમાં ૨૩ લાખ રૂપિયાનો ખરચ થયો હતો, તેમણે બીજાં તીર્થોના યાત્રાપ્રસંગે શંખેશ્વરની યાત્રા પણ કરી હતી. આથી જણાય છે કે ૧૯મી સદીમાં પણ અહીં જૈનમંદિર હયાત હતું.

અહીં નાની–મોટી છ જૈન ધર્મશાળાઓ છે. જૈન ઉપાશ્રય, જૈન ભોજનશાળા અને કારખાનું–પેઢી વગેરે છે. યાત્રાળુઓ માટે સંપૂર્ણ સગવડ મળે છે.

અહીં ૧ ચૈત્રી પૂનમનો, ૨ કાર્તિકી પૂનમનો, ૩ પોષદશમીનો–એમ ત્રણ મોટા મેળા ભરાય છે. આ દિવસોમાં યાત્રાળુઓ ખૂબ પ્રમાણમાં આવે છે.

---

૧–૨. આ સંબંધી ઉલ્લેખો જુદાં જુદાં સ્તોત્રોમાં આપેલા છે એ માટે જુઓ: "શંખેશ્વર મહાતીર્થ" પ્રથમાવૃત્તિમાં સ્તુતિ-સ્તોત્રાદિ સંગ્રહ.

૩. 'જગડૂચરિત' સર્ગ ૬.

૪. 'ગુજરાતનાં ઐતિહાસિક સાધનો' ભા. ૧–૨, પૃ૦ ૨૨૦.

૫. 'Imperial Mughal Farmans in Gujrat' no. 13, 14.

# ૨૩. કંબોઈ

## (કોઠા નંબર : ૯૧૦)

**મેસાણાથી** હારીજ જતી રેલ્વે લાઈનમાં **કંબોઈ** સ્ટેશન છે. સ્ટેશનથી ૦॥ માઈલ દૂર કંબોઈ ગામ વસેલું છે. તેમાં શ્રીમનમોહન પાર્શ્વનાથ ભગવાનનું નાજુક મંદિર જીર્ણોદ્ધાર પામી નવા સ્વરૂપે દેખા દે છે.

કંબોઈ ગામ તો અગિયારમા સૈકા પહેલાંનું હોય એમ એક દાનપત્રના[1] આધારે સાબિત થઈ ચૂક્યું છે. તેમાં જૈનોનું આ તીર્થ ક્યારે હસ્તિમાં આવ્યું એનો નિર્ણય કરવાનું કંઈ જ સમાધાન નથી. સત્તરમા સૈકાની 'પાટણ ચૈત્ય-પરિપાટી'માં કંબોઈ તીર્થનું સૂચન છે અને સં. ૧૬૩૮ ની એક ધાતુમૂર્તિમાં કંબોઈ ગામનો ઉલ્લેખ મળે છે. આ ઉપરથી આ તીર્થ સત્તરમા સૈકા કરતાંયે પ્રાચીન હોય એમ મનાય છે.

આ મંદિરમાં મૂ૦ ના૦ ભગવાનની લાવણ્યમયી મૂર્તિ છે. તેના ઉપર લેખ જોવાતો નથી પણ એ મૂર્તિ નીચે ટેકા હોવાથી અને ગાદીમાં કંડારેલા વેલબુટાયુક્ત કમલપત્રની કોરણી વગેરે લક્ષણોથી આ મૂર્તિ સંપ્રતિના સમયની હોવાનું કહેવાય છે. મંદિરમાંની બીજી મૂર્તિઓ ઉપર સં. ૧૫૦૪, ૧૫૦૫, ૧૫૧૮, ૧૬૫૯ વગેરેના લેખો સાંપડે છે.

આ મંદિર મૂળગભારો, સભામંડપ, અંદર ચાર દેરીઓ અને ઉપરના ભાગમાં ચાર ઘૂમટ અને શિખરયુક્ત બનેલું છે. મંદિરમાં સફેદ આરસ બિછાવવામાં આવ્યો છે. મૂળગભારામાં અને બહાર રંગબેરંગી કાચનું મનોહર જડાવ-કામ રોનકભર્યું દેખાય છે. તેમાં શ્રીપાર્શ્વનાથ ભ.ના દશ ભવો, રાજગૃહી, પાવાપુરી, ચંપાપુરી વગેરે તીર્થો, સિદ્ધ-ચક્રનો પટ્ટ તેમજ ગજસુકુમાલ મુનિનાં ભાવવાહી દૃશ્યો આલેખ્યાં છે. ચારે ખૂણે ચાર દેરીઓ ઊભી છે.

આ તીર્થના કેટલાયે જીર્ણોદ્ધારો થયા હશે પણ છેલ્લા બે ઉદ્ધારોનાં પ્રમાણો મળે છે તે મુજબ સં. ૧૯૬૮માં મૂ૦ ના૦ની મૂર્તિ બહારના પ્રદક્ષિણાપથના જમણા ભાગના ખૂણામાં એક નાની દેરીમાં વિરાજમાન હતી. ત્યાંથી તેમને મૂળમંદિરમાં પધરાવવામાં આવી, અને તે પછી આખા મંદિરમાં રંગરોગાન લગાડી ઉદ્ધાર કરી સં. ૨૦૦૩ ના મહા સુદિ પૂનમના દિવસે મૂ૦ ના૦ની ગાદી ઉપર ભગવાનને પુન: પ્રતિષ્ઠિત કરવામાં આવ્યા.

કંબોઈમાં વિશાળ જૈન ધર્મશાળા છે. તેમાં બધી સગવડ મળે છે. ગામ નાનું છે. છતાં આ ભવ્ય મંદિરથી ઓપી ઊઠે છે. અહીં ફાગણ સુદિ ૨ ના દિવસે મોટો મેળો ભરાય છે. દર પૂર્ણિમાએ યાત્રાળુઓની અવરજવર વિશેષ રહે છે.

ગામમાં એક મહાદેવનું મંદિર છે. તેના ભોંયરામાં એક પ્રાચીન કાઉસગ્ગિયા મૂર્તિ રાખેલી છે. ગામ બહાર એક ઝાડ નીચે એક ખંડિત જિનમૂર્તિ છે. એક ટેકરા ઉપર કેટલીક જિનમૂર્તિઓની ભાળ લાગી હતી. અહીં આવેલા એક દેવીના મંદિરના શિખરમાં જિનમંદિરના શિખરભાગમાં રખાતાં પૂતળાં જેવાં પૂતળાં છે, એક રજપૂતના ઘર પાસે ટીંબા નીચે જૈન મૂર્તિ દટાયેલી હોવાનું કહેવાય છે. શોધખોળ કરવામાં આવે તો કેટલીયે પ્રાચીન વસ્તુઓ હાથ લાગે એવું આ સ્થળ પ્રાચીન જણાય છે.

ઉપર્યુક્ત મંદિરમાં થરાદ પાસેના જામપરાના ધ્વસ્ત મંદિરમાંથી કેટલીક મૂર્તિઓ અને ઉપકરણ-સામગ્રી લાવવામાં આવી છે.

**જામપરા :**

બનાસ નદીના કાંઠા પર જામપરા ગામ આવેલું છે. તેને લૂંટારુઓએ ભાંગ્યું ત્યારથી વસ્તી વિનાનું થઈ ગયું. તેમાં આવેલું મંદિર ખંડિયેર જેવું ઊભું હતું. તેમાંથી આરસની ૬ અને ધાતુની ૯ મૂર્તિઓ, યક્ષની મૂર્તિ ૧, લાકડાની સુંદર કોતરણીભર્યો નમૂનો, સિક્કાઓ અને ભંડારના રૂપિયા બધું જેમ ને તેમ હાથ લાગ્યું છે. આ મૂર્તિઓમાં સં. ૧૫૨૭ થી સં. ૧૮૫૪ સુધીના મૂર્તિલેખો જોવાય છે.

---

૧. દાનપત્રમાંની હકીકતના આધારે એવું માલમ પડે છે કે—" સં૦ ૧૦૪૩માં મૂળરાજે વઢિયાર પ્રદેશમાં આવેલા મંડલીના મળનાથ (મહાદેવ)ને મોઢેરા પાસેનું કંબોઇ ગામ દાનમાં આપ્યું હતું."

# ૨૪. હારીજ

(કોઠા નંબર : ૯૧૧)

**હારીજ** ગામ પ્રાચીન છે કેમકે આ ગામમાં સં. ૧૧૯૮માં લખાયેલી એક હસ્તલિખિત તાડપત્રીય પ્રાચીન પ્રશસ્તિમાં હારીજ ગામનો ઉલ્લેખ મળે છે.[૧] વળી, આ ગામના નામ ઉપરથી જૈન સાધુઓનો એક વિભાગ 'હારીજ-ગચ્છ' નામે પ્રસિદ્ધિ પામ્યો છે, જેના શિલાલેખો તેરમા સૈકા જૂના તો મળે જ છે. આ ઉપરથી આ ગામ બારમા સૈકા કરતાં પુરાણું છે એમાં શંકા નથી.

તેરમા સૈકાના 'પુરાતન પ્રબંધસંગ્રહ' નામના પ્રાચીન ગ્રંથમાં '**हारीजे पार्श्वनाथः**' એવો ઉલ્લેખ જોવાય છે.[૨]

જૂના હારીજમાં બે ખંડિયેર દેરાસરો ઊભાં છે. એમાંનું એક દેરાસર તો મોટું અને કોરણીવાળું હશે એમ જણાય છે. ગૂઢમંડપ, તેના ઘૂમટ પાસેનો બીજા માળનો કેટલોક ભાગ, મૂળગભારાની ભીંતો વગેરે સાબૂત છે. બાકીનો શિખર વગેરેનો ભાગ સાવ પડી ગયો છે. આખુંયે મંદિર ખારા પથ્થરથી બનેલું છે. ઊભેલા ગૂઢમંડપના બહારના અને અંદરના ઘૂમટમાં સુંદર કોરણી કરેલી છે, જે આબુના ચૌમુખ મંદિરની કોરણીની યાદ કરાવે છે. ગૂઢમંડપ, મૂળગભારાનો દરવાજો અને બારશાખમાં તીર્થંકર ભગવાનની મંગળમૂર્તિ કોરેલી છે. મૂળગભારા બહાર એક ગોખલામાં શ્રીઋષભદેવ ભગવાનની મૂર્તિ કંડારેલી છે અને એક ગોખલામાં શાસનદેવીની એક મૂર્તિ છે તેને જૂના હારીજના લોકો શીતલાદેવી તરીકે પૂજે-માને છે. 'પુરાતન પ્રબંધસંગ્રહ'માં જણાવેલું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર આ હશે એવું અનુમાન થાય છે.

આ દેરાસરની પાસે જ એક બીજું ખારા પથ્થરનું બનેલું નાનું મંદિર સાવ ખંડિયેરરૂપે પડ્યું છે. માત્ર થોડોક દીવાલનો ભાગ ઊભો છે. પથ્થરોનો ઢગલો તેની આસપાસ વીખરાયેલો પડ્યો છે. આ મંદિરમાં પણ કોરણી કરેલી હશે એમ લાગે છે. અહીંના તળાવ અને વૈષ્ણવોએ બંધાવેલા નવા મંદિરમાં આ પથ્થરોનો છૂટે હાથે ઉપયોગ થયો છે.

નવા હારીજના બજારમાં એક નાનું ઘર દેરાસર જેવું મંદિર છે. મૂ. ના. શ્રીઋષભદેવ ભગવાનની આરસમૂર્તિ માત્ર એક છે. તેની પાસે ઉપાશ્રય અને ધર્મશાળા—બધાંને એક કંપાઉંડમાં વાળી લીધાં છે.

વળી, પ્રાચીન પરિકરની ગાદીઓ અને પરિકરનો ઉપરનો ભાગ—એમ ત્રણ વસ્તુઓ આ મંદિરમાં છે તે અહીંથી ઉત્તર દિશામાં આવેલા મુંજા ગામના ખેતરમાંથી સં. ૧૯૮૦ની આસપાસમાં મળી આવી હતી. રાજ્યની કચેરીમાં આ ત્રણે વસ્તુઓ કેટલોક કાળ રહ્યા પછી આ ચીજો જૈનોની છે એવી ખાતરી થતાં હારીજના સંઘને સોંપવામાં આવી હતી. તેમાંની એક ગાદી ઉપર સં. ૧૧૨૯નો લેખ છે. આવી જ એક બીજી ગાદી ઉપર આવો જ લેખ જમણપુરમાં રાખેલી ગાદીમાં પણ છે. એ લેખ 'જમણપુર'ના વર્ણનમાં (પૃષ્ઠ: ૪૭માં) આપ્યો છે.

હારીજ ગામની બહાર, ગામથી ૦‌ાા—૦‌ાા માઈલ દૂર મુંજપુરના રસ્તાની જમણી બાજુમાં "કેવલાથલી" નામે એક ટીંબો છે. તે ટીંબા ઉપર છ થાંભલા-મોટા પથ્થરો છે ને બીજી કેટલીયે ખંડિત મૂર્તિઓ છે, તેમાંની કેટલીક મૂર્તિઓ ઉપર શિલાલેખો પણ છે. તેમાં જૈનાચાર્યની એક મૂર્તિ પણ છે, તેના ઉપર આ પ્રમાણે કોતરેલો લેખ જોવાય છે.[૩]

"सं० ११३१ वर्षे....वदि २ सोम श्री**सिंहदत्त**सूरीणां मूर्तिः ॥"

—સં૦ ૧૧૩૧ના....વદિ ૨ ને સોમવારે શ્રીસિંહદત્તસૂરિની મૂર્તિ સ્થાપન કરવામાં આવી.



૧. "પત્તનસ્થ પ્રાચ્ય જૈન ભાંડાગારીય ગ્રન્થસૂચી" પૃ૦ ૧૪૬.
૨. એ ગ્રંથનું પૃ૦ ૮૭, પંક્તિ: ૨૯.
૩. 'જૈનસત્યપ્રકાશ' ક્રમાંક ૧૧૪-૧૧૫.

## ૨૫. મુંજપુર

(કોઠા નંબર : ૯૧૪-૯૧૫)

**શંખેશ્વરથી** ઈશાન ખૂણામાં ૬।। માઈલ દૂર મુંજપુર નામે મોટું ગામ છે. મુંજરાજાએ સં. ૧૩૦૧ માં આ ગામ વસાવ્યું છે. 'સોમસૌભાગ્યકાવ્ય'થી જણાય છે કે, મૂંજિગનગરના મૂંટ નામના શ્રેષ્ઠીએ ધાતુની અસંખ્ય ચોવીશીનાં બિંબો ભરાવ્યાં અને શ્રીસોમસુંદરસૂરિના હાથે (પંદરમા સૈકામાં) તેની પ્રતિષ્ઠા કરાવી. આમાં ઉલ્લેખાયેલું મૂંજિગનગર એ જ શું મુંજપુર હશે? મુંજપુર હોય તો પંદરમા સૈકામાં અહીં મંદિરો હોવાનું માની શકાય.

સં. ૧૬૪૩ માં રચાયેલી 'પાટણચૈત્યપરિપાટી'માં અહીં ત્રણ મંદિરો હોવાનું જણાવ્યું છે. સં. ૧૬૬૬ સુધી લોટીંગા પાર્શ્વનાથ ભગવાનનું અહીં દેવળ હતું. આજે અહીં બે મંદિરો છે. ત્રીજું મંદિર ક્યારે નાશ પામ્યું એ સંબંધે અહીં થયેલી એક સંગ્રામઘટના ઉલ્લેખ્ય છે જેમાં આ મંદિર નાશ પામ્યું હોય.

અહીં એક વિશાળ કિલ્લો હતો, પરંતુ ઔરંગઝેબના રાજકાળમાં એટલે સં. ૧૭૧૫ થી ૧૭૬૪ વચ્ચેના કોઇ વર્ષમાં તેની આજ્ઞાથી અમદાવાદના સૂબાએ આ કસબાના ઠાકોર સરદાર હરણસિંહને તાબે કરવા મુંજપુર ઉપર ફોજ મોકલી એ કિલ્લો તોડી પાડયો હતો. હમીરસિંહ પણ આ લડાઈમાં ખપી ગયો હતો. એ સમયમાં જ શંખેશ્વરના મંદિરને પણ તોડી પાડવામાં આવ્યું હતું.

અહીંનાં બે મંદિરો પૈકી એકમાં મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ અને પાર્શ્વનાથ તેમજ બીજામાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાન છે. એક મંદિર શિખરબંધી, મોટું બે મજલાનું છે. બંનેનો જીર્ણોદ્ધાર હાલમાં જ થયો છે.

અહીં શ્રાવકોનાં ઘર ૨૨ છે. એક ઉપાશ્રય અને એક ધર્મશાળા પણ છે.



## ૨૬. પંચાસર

(કોઠા નંબર : ૯૧૯)

**રાધનપુર** રાજ્યમાં પંચાસર નામનું ગામ છે. એના સીમાડાને વીંધતી રૂપેણ નદી આડી પડી છે. એક વખત એનાં ઊંડાં અતલ પાણી ગામને ઘેરી વળ્યાં હતાં ને પ્રાચીન પંચાસરને ધોઈ નાખ્યું હતું. આજનું પંચાસર નવેસર વસ્યું છે.

ગામમાં એક નવું જિનમંદિર છે. તેમાં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી ભ. છે. ત્રણ ગભારા માથે ત્રણ ઘૂમટો, રંગમંડપ અને ચોકીના બે ઘૂમટો મળીને પાંચ ઘૂમટોવાળું વિશાળ ને ભવ્ય મંદિર છે. આમાં શ્યામ આરસની મનોહર કાઉસગ્ગિયા મૂર્તિ દર્શનીય છે. આ મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૯૬૨ ના શ્રાવણ સુદિ ૧ ને રોજ થઈ છે.

ગામના ઝાંપામાં જૂનું પડી ગયેલું એક દેરાસર છે. જો કે ગભારો, મંડપ, ત્રણ શિખરો વગેરે ભાગ હજી સુધી કાયમ છે. ખાલી રહેવાથી થોડો ભાગ પડી ગયો છે ને બાકીનો ભાગ જીર્ણ થયો છે. આ મંદિરની મૂર્તિઓ લાવીને નવા મંદિરમાં પધરાવવામાં આવી છે.

જૂનું પંચાસર આ તરફ વસેલું હશે એમ એ જમીનમાં છવાયેલા અવશેષોથી જાણી શકાય છે. આત્મસમર્પણ કરનારા કેટલાક વીર માનવીઓના પાળિયાઓ પાદરમાં ઊભા છે. પ્રતાપી જયશિખરીની દેરી એની વીરતાનાં ગીત સંભળાવી રહી છે. જૂના સિક્કાઓ પણ અહીંથી જડી આવે છે. તળાવ તરફના મોટા ટીંબાઓ કોઈક પ્રાચીન અવશેષોના શોધકની રાહ જોઇ રહ્યા છે.

પાટણના સંસ્થાપક વનરાજ ચાવડાના પિતા જયશિખરીની રાજધાનીનું આ નગર હતું. વનરાજનું બાલ્યજીવન અહીં વીત્યું હતું. શ્રીશીલગુણસૂરિ અને તેમના શિષ્ય શ્રીદેવચંદ્રસૂરિએ તેને અહીં આશરો આપ્યો હતો એ ઉપકારની યાદમાં વનરાજે અહીં પંચાસરા પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું. અહીંના મૂ૦ ના.ની મૂર્તિ પાટણના પંચાસરા પાર્શ્વનાથ મંદિરમાં

લાવવામાં આવી છે, જે પંચાસરની ઐતિહાસિક સ્મૃતિઓ પાટણમાં તાજી કરાવે છે. ચૌદમા સૈકામાં થયેલા શ્રીજયશેખરસૂરિ 'પાર્શ્વનાથ સ્તવન'માં કહે છે:—

"જુ ચારૂપિ પંચાસરઇ આસ પૂરણ"

શ્રીસુમતિસૂરિએ સં. ૧૫૪૮માં શ્રીહેમવિમલસૂરિને અહીં આચાર્યપદવી આપી હતી. શ્રીવિજયસેનસૂરિજીએ પંચાસરના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો[1] અને વિ. સં. ૧૮૯૧માં જેસલમેરથી બાફણા ગોત્રના ગુમાનચંદ બહાદરમલ્લ વગેરે પાંચ પુત્રોએ શત્રુંજયગિરનો સંઘ કાઢ્યો હતો ત્યારે બીજાં તીર્થો સાથે તેમણે પંચાસરની યાત્રા પણ કરી હતી.[2]

**એરવાડા:**

આ પંચાસર ગામથી પૂર્વ દિશામાં ૪ માઇલ દૂર એરવાડા નામનું ગામ છે. ત્યાં પંદરેક વર્ષો પૂર્વે મકાનનો પાયો ખોદતાં જમીનમાંથી મોટી સપરિકર પ્રાચીન પંચતીર્થી મૂર્તિ મળી આવી છે. તેના ઉપર સં. ૧૧૦૭નો શિલાલેખ કોતરાયેલો છે. આ લેખ પરથી જણાય છે કે આ મૂર્તિ એરવાડા ગામના દેરાસરમાં જ મૂળનાયક તરીકે પહેલાં બિરાજમાન હતી. મુસલમાની રાજકાળમાં લડાઈના ભયને લીધે, આ મૂર્તિને જમીનમાં ભંડારી દીધી હશે. આ મૂર્તિને જમીનમાંથી કાઢતાં ગામડાના લોકોદ્વારા ગરદનથી ખંડિત થયેલી છે પણ કાઉસગ્ગિયા તથા પરિકર સાબૂત છે. આ મૂર્તિ અહીંના ઠાકર મંદિરમાંની એક ઓરડીમાં ગામના લોકોએ રાખી છે. અહીં શ્રાવકનું ઘર એકે નથી.



## ૨૭. ચાણસ્મા

**(કોઠા નંબર: ૯૨૪)**

**ચાણસ્મા** કેટલું પ્રાચીન હશે તે કહી ન શકાય. જૈન ગ્રંથોમાંથી ચૌદમા સૈકાના ઉલ્લેખો તો મળે જ છે અને એ સમયમાં ભટેવા પાર્શ્વનાથ ચૈત્ય બંધાયું હશે, જેનું બીજું પ્રમાણ પણ સાંપડે છે. "વીશા શ્રીમાલી જ્ઞાતિના એક પ્રાચીન કુલની વંશાવલી"માં જણાવ્યું છે કે—

"पूर्विं वर्धमान भाई जयता उचली **चाहणसामि** वास्तव्यः सासगमांही नच श्रीभट्टेवा श्रीपार्श्वनाथचैत्यं कारापितं सं० १३२५ वर्षे अंचलगच्छे श्रीअजितसिंहसूरीणामुपदेशेन प्रतिष्ठितम् ॥"[3]

અર્થાત્—વર્ધમાનના ભાઈ જયતાએ (નરેલી ગામમાંથી) ઉચાળો ભરીને પોતાના સાસરાના ગામ ચાણસ્મામાં વાસ કર્યો, ત્યાં તેણે શ્રીભટેવા પાર્શ્વનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું અને અંચલગચ્છીય શ્રીઅજિતસિંહસૂરિના ઉપદેશથી તેની પ્રતિષ્ઠા કરાવી.

પરંતુ 'ભટેવા પાર્શ્વનાથ' નામ કેમ પડ્યું એ સંબંધી આમાંથી ખુલાસો મળતો નથી. એ વિશે સં૦ ૧૭૭૦માં શ્રીભાવરત્નસૂરિએ રચેલા 'ભટેવા પાર્શ્વનાથ ઉત્પત્તિસ્તવન'માં[4] આ મંદિર વિશેની આખ્યાયિકા સંગ્રહાયેલી છે અને કર્તા સ્વયં કહે કે, તે આખ્યાયિકા પણ પ્રાચીન સ્તવનમાંથી મેં ઉદ્ધારી છે. એ સ્તવનનો ઐતિહાસિક સાર એ છે કે—

ઈડર પાસે ભાટુઆર ગામમાં સુરચંદ નામે ગરીબ વણિક હતો, કોઈ પુણ્યનિમિત્તથી તેના ઘરમાંથી શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા નીકળી આવી ત્યારથી તે સંપન્ન અને સુખી થયો. એ હકીકત ઈડરના રાજાએ જાણી ને એ પ્રતિમાની માગણી કરી. સુરચંદ શેઠે એ પ્રતિમા ન આપતાં ગામના ગોંદરે જમીનમાં ભંડારી દીધી. રાજાએ તેનું ઘર લૂંટી લીધું.

---

૧. 'પટ્ટાવલી સમુચ્ચય' પૃ૦ ૮૧, ૮૨,

૨. 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પૃ૦ ૬૭૩.

૩. "જૈનાચાર્ય શ્રીઆત્માનંદ શતાબ્દી સ્મારક ગ્રંથ:" પૃ૦ ૨૦૭.

૪. "જૈનસત્યપ્રકાશ" વર્ષ: ૮, અંક: ૨, પૃ૦ ૪૪–૪૭.

“ચંદ્રાવતી (ચાણસ્મા)માં વસતા રવિચંદ નામના શ્રાવકને એ પ્રતિમાની ભાળ મળતાં તે લઈ આવ્યો અને તેણે ચાણસ્મામાં એક મંદિર બંધાવી સં. ૧૫૩૫ની અખાત્રીજે એ મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી.

આ બંને ઉલ્લેખો આપણી ઐતિહાસિક વિગતને પૂરક બને છે. ભાટુઆર ગામમાંથી મળેલી પ્રતિમાના કારણે ‘ભટેવા’ નામ પડયું એવો ખુલાસો આપણને સ્તવનમાંથી મળી રહે છે.[1] જ્યારે સં. ૧૩૩૫માં આ ગામમાં મંદિર બંધાવ્યું એવી વંશાવલીની હકીકત વિશ્વસનીય ઠરે છે. કેમકે તેના પ્રતિષ્ઠાપક સૂરિવરનું આચાર્યપદનું વર્ષ સં. ૧૩૧૪ અને સ્વર્ગવાસનું વર્ષ સં. ૧૩૫૯ પટ્ટાવલીઓ નોંધે છે. આથી સ્તવનમાં આપેલું સં. ૧૫૩૫નું પ્રતિષ્ઠાનું વર્ષ કાંતો જીર્ણોદ્ધારનું હોય કે એ સ્તવન લખનાર લહિયાની ભૂલથી સં. ૧૩૩૫ ને બદલે ૧૫૩૫ લખાઈ ગયું હોય.

સ્તવનમાં આપેલો સુરચંદ શેઠ કે રવિચંદ શેઠ અને વંશાવલીમાં આપેલા વર્ધમાનના ભાઈ જયતાનાં નામો વિશે જાણવાને બીજાં પ્રમાણની જરૂર રહે છે. કેમકે આવાં સ્તવનોના વર્ણનોને બહુધા લોકકથાનો આધાર હોય છે.

બીજી હકીકતરૂપે એમ પણ માનવાને કારણ મળે છે કે, ભટેવા નામનું ગામ મારવાડમાં પાલી પાસે આવેલું છે. ત્યાંના વતનીઓ ઉચાળો ભરીને આ તરફ આવ્યા ત્યારે આ મૂર્તિ સાથે લેતા આવ્યા અને દેવળ બંધાવી તેનું નામ ‘ભટેવા પાર્શ્વનાથ’ રાખ્યું હોય.

આ ગામમાં આજે ભટેવા પાર્શ્વનાથ ભગવાનનું ભવ્ય મંદિર છે. તેનું દ્વાર ઉત્તર દિશામાં છે. તેમાં મૂ૦ ના૦ની પ્રતિમા વેળુની બનાવેલી હોય એવી રંગરચના લાગે છે.

આથી પણ ખાતરી થાય છે કે આ મંદિર ઘણું પ્રાચીન છે. સં. ૧૮૭૨ નો તેનો જીર્ણોદ્ધાર થયો છે.

લગભગ ૨૦—૨૨ વર્ષ પહેલાં પાયા ખોદતાં જમીનમાંથી શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા નીકળી હતી ને તે મૂર્તિ માટે નાનું મંદિર બનાવી પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

શ્રીલલિતપ્રભસૂરિએ સં. ૧૬૪૮માં રચેલી ‘પાટણચૈત્યપરિપાટી’માં અહીંના મંદિર અને મૂર્તિસંખ્યાને ઉલ્લેખતાં કહ્યું છે:

“ચાણસમઈ તે પૂજઈ તુ, ભટેવુ શ્રીપાસ રે; ચઉત્રીસ પડિમા નિરખતાં તુ, પુગી મનની આસરે.” ૧૯૪

આ સિવાય અઢારમા સૈકાના ઉપા. શ્રીમેઘવિજયજી ‘તીર્થમાળા’માં નોંધે છે કે—

“ચાણસમો ધન એ, ભટેવઉ ભગવંત.”[2]

આ મંદિરની જોડે જ પશ્ચિમ તરફ વિશાળ ઉપાશ્રય છે. જૈનોની વસ્તી સારા પ્રમાણમાં છે.



## ૨૮. રૂપપર

(કોઠા નંબર: ૯૨૮)

રૂપપર ગામ પ્રાચીન હોય એમ ગામ બહાર ઊભેલા પ્રાચીન પાળિયાઓ અને અહીંના તળાવની બાંધણી ઉપરથી જણાય છે. તળાવના ચારે દિશાના પ્રવેશદ્વાર, તેના ઉપરની બેઠકો—ચોકીઓ અને ગરનાળાં પ્રાચીન શાસ્ત્રીય પદ્ધતિએ બંધાયેલાં છે. કહેવાય છે કે આ તળાવ ગૂર્જરનરેશ સિદ્ધરાજ જયસિંહે બંધાવ્યું હતું.

---

૧. “પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ”માં આપેલી વિગત પ્રમાણે—ભગતિયા પાર્શ્વનાથમાંથી ભટેવા પાર્શ્વનાથ નામ પ્રચલિત થયું એ કલ્પના નિરાધાર ઠરે છે.

૨. “પ્રાચીન તીર્થમાળા સંગ્રહ” પૃ૦ ૧૩૫.

જૈનોની દૃષ્ટિએ આ ગામની મહત્તા શ્રીલલિતપ્રભસૂરિએ સં. ૧૬૪૮માં રચેલી 'પાટણ ચૈત્યપરિપાટી'માંથી સાંપડે છે. અહીંના જૈન મંદિરોનું વર્ણન તેઓ આ રીતે કરે છે:

"રૂપપરિ રંગઇ આવી તુ, પાસ (૧) ભેટ્યા મન રંગઇ રે. ૧૮૭.

છિઉત્તરિ જિણંદ પૂજીઆ તુ, ભમતીઇ જિન ચઉવીસ રે; બીજઇ દેહરઈ રૂપઅજિન(૨)તુ, બઈ પડિમા નામઉં શીસ રે. ૧૮૮.

મહિતા ડુંગરિ ઘરિ ભણું તુ, અજિત જિણેસરદેવ (૩) તુ: છાસઠિ જિણંદ અરચીઇ તુ, સેઠિ ઓઘા ઘરિ (૪) હેવ રે. ૧૮૯.

ચુવીસ જિણંદ નિરખીઆ તુ, સેઠિ ગણરાજ ઘરિ(૫) આવઉં રે; ત્રઇસઠિ જિનવર તિહાં અછઇ, સેઠિ વસ્તા ઘરિ (૬) આવઉં રે. ૧૯૦

શાંતિ જિણેસર પૂજઈ તુ, ઇગ્યાર જિનવર સાર રે: સેઠિ જગૂ દેહરાસરઇ (૭) તુ, ચુત્રીસ જિન ઉદાર રે. ૧૯૧.

વુહરા સાંડા દેહરાસરિ (૮) તુ, પાસ જિણેસર દેવ રે; ઉગણચ્યાલીસઈ જિનવરા તુ, ગોતમ કીજઇ સેવ રે, ૧૯૨.

રંગા કોઠારી ઘરિ ભણઉં તુ, સોલમ જિણેસરસ્વામી રે; (૯) ચોદ જિનવર તિહાં ભાવીઆ તુ, સેઠિ કુંઅરજી ઘરિ પામી રે. ૧૯૩.

વિશ્વસેન કુલમાંહઇ દિનકર તુ, (૧૦)ચોદ પડિમા તિહાં ભાવી રે; અનંત ગુણ છઇ જિનજીના તુ, વયણે અમૃત આવી રે." ૧૯૪.

આ ચૈત્યપરિપાટીમાં ૧૦ જિનમંદિરો અને તેમાંની કુલ ૩૬૭ પ્રતિમાઓની નોંધ આપી છે. આમાં કેટલાંક તો ઘર દેરાસરો અને કેટલાંક શિખરબંધી હશે. તેના બંધાવનાર જૈન શ્રેષ્ઠીઓનાં નામો પણ આમાં નિર્દેશ્યાં છે. આ ઉપરથી જણાય છે કે સત્તરમા સૈકા સુધી આ મંદિરો હતાં અને અહીં ધનાઢ્ય જૈન શ્રેષ્ઠીઓની બહોળી વસ્તી હતી. એ પછી ક્યારે ને શા કારણે આ મંદિરો ધ્વસ્ત થયાં અને શ્રાવકો અહીંથી ઉચાળો ભરી ગયા એનું કારણ શોધવાનું જ રહે છે. અહીંના કેટલાંયે કુટુંબો ચાણસ્મામાં આવીને રહ્યાનું જણાય છે. અહીંના ટેકરાઓ અને જમીનનું ખોદકામ કરવામાં આવે તો અવશ્ય પ્રાચીન સામગ્રી મળી આવે; એમાં શંકા નથી.

આજે અહીં એક માત્ર શ્રીનેમિનાથ ભગવાનનું ચોવીશ દેવકુલિકાઓથી શોભતું શિખરબંધી સુંદર મંદિર છે પણ કમનસીબે આ ગામમાં તેની સંભાળ લેનારો એકે જૈન વસતો નથી. આ મંદિર ક્યારે બંધાયું હશે એ જાણવાને પણ કશું સાધન નથી. મૂળનાયકની મૂર્તિ પરિકરબંધ છે. એનું શિલ્પવિધાન અનુપમ છે. પરિકર નીચે વચ્ચે પ્રાસાદદેવી છે, તેની બંને બાજુએ હાથી અને બંને બાજુએ વાઘની રચના છે. દેવીની નીચે ધર્મચક્ર અને તેની બંને બાજુએ હરણો આલેખ્યાં છે. આ મૂર્તિ ઉપરના પબાસણમાં સં. ૧૧૨૧નો લેખ આ પ્રમાણે છે:

"९। संवत् ११२१ श्रीमालधर्कटकुले थागपद्रीय–संततौ....जंबक....कः मंके। न मिः....नाम। बेगटच्चानामाभूत् तत्पत्नी गुणवती तवाकारि। धर्म्माय बिम्बमेतत् सहदेह(व)रसग्णदेयार्थम् (?) दगु......."

આ લેખ બરાબર વંચાયો નથી તેમાં આપેલો 'મંકા' નગરનો[1] ઉલ્લેખ તેની પ્રાચીનતાનો પુરાવો આપે છે.

આ પરિકરમાં સ્થાપેલા મૂ૦ના૦ શ્રીનેમિનાથ ભગવાન આ પરિકરના નથી એવું મૂ૦ ના૦ ની ગાદી નીચે સં૦ ૧૫૩૩ના લેખ ઉપરથી પુરવાર થાય છે. જીર્ણોદ્ધાર વખતે એ પ્રાચીન મૂર્તિને બદલીને શ્રીનેમિનાથ ભગવાનની આ મૂર્તિને પ્રતિષ્ઠિત કરી હશે

---

૧. હારીજથી ઉત્તર દિશામાં ૫ માઈલ દૂર આજે 'માકા' નામે ઓળખાતું નાનું ગામ મૌજુદ છે, અગિયારમી–બારમી સદીમાં આ મંકા મોટી નગરી હતી. ૫–૬ દેરાસરો વગેરે હતું. શ્રાવકોની ઘણી વસ્તી હોવી જોઈએ. સં૦ ૧૯૩૫માં અહીંના એક ખેતરમાંથી ૭૫ મૂર્તિઓના પરિકરો નીકળ્યાં હતાં, તે બધાંય જમણપુર, હારીજ વગેરે આસપાસના ગામોના શ્રીસંઘને આપી દેવામાં આવ્યાં હતાં, મંકા ગામની વિશેષ હકીકત જાણવાવાળાઓએ "જૈન" પત્રના તા. ૧૫–૫–૧૯૩૨ના અંકમાં પ્રગટ થયેલ મુનિરાજ શ્રીજયંતવિજયજી મહારાજે લખેલો 'મંકાનગરી અને તેના લેખો' શીર્ષક લેખ જોવો.

ભમતીમાં ચોવીશ જિનની પ્રતિમાઓ છે. દરેક મૂર્તિઓમાં બંને કોણી નીચે ટેકા અને આસનમાં ફૂલવેલકોરેલી છે. કેટલીક મૂર્તિઓમાં નાસિકા, હાથ કે પગની આંગળી ખંડિત થયેલી છે. તેમાંની કેટલીક મૂર્તિઓમાં પ્રતિષ્ઠાપક શ્રીરત્નસિંહસૂરિ ( પંદરમી શતાબ્દી ) અને શ્રીશાંતિસૂરિ વગેરેનાં નામો વંચાય છે.

મંદિરની પાછળના બગીચામાંથી મંદિર બંધાવવા વિશેનો સં. ૧૭૭૪નો એક શિલાલેખ મળે છે. તેમાં જણાવ્યું છે કે, ૧૭૭૪ ને સોમવારે મંદિર કરાવવા માંડયું તે સમયે અજિતસિંહ રાજા હતો અને પાટણનો સંઘપતિ રતનસિંહ હતો. એ સંઘપતિ રતનસિંહે આ મંદિર બંધાવ્યું ( જીર્ણોદ્ધાર કરાવ્યો ).

આ અજિતસિંહ રાજા રૂપપરનો ઠાકોર હતો કે પાટણનો સૂબો હતો એ જાણવાનું રહે છે પણ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવનાર સંઘવી રતનસિંહ હતા એમ લેખ પરથી સાબિત થાય છે.



## ૨૯. પાટણ

**( કોઠા નંબર : ૯૨૯–૧૦૩૪ )**

પાટણનો સ્થાનિક ઇતિહાસ ગુજરાતના રાજકીય અને ધાર્મિક ઇતિહાસમાં એવો વણાઈ ગયો છે કે એને તારવવો મુશ્કેલ થઈ પડે. પાટણની રાજકીય સંકલ્પસિદ્ધિમાં જ તેની ધાર્મિક અને સામાજિક ઘટનાઓનું મહત્ત્વ ઉપસી આવે છે. વલભી અને ભિન્નમાળના પતન પછી તેનો સંસ્કારવારસો સાચવી શકે એવી સમર્થ ભૂમિની શોધ કરનાર ચાવડાવંશના પરાક્રમી રાજા વનરાજની દૃષ્ટિ એક ભૂમિ ઉપર પડી. સરસ્વતીનાં નિર્મળાં નીર એ ભૂમિને પાવન બનાવી રહ્યાં હતાં. નગરનિર્માણનાં શુભ શકુનો પણ એને પ્રેરણા આપી રહ્યાં હતાં.

વિદ્વાનોમાં જેનું ઐતિહાસિક મૂલ્ય સ્વીકારાયું છે એવા જૈન પ્રબંધો મુજબ: અણહિલ નામના ભરવાડે બતાવેલા લાખ્ખારામ નામના સ્થળે જૈન શ્રેષ્ઠી ચાંપાની સલાહથી નાગેંદ્રગચ્છના જૈનાચાર્ય શ્રીશીલગુણસૂરિએ વિ. સં. ૮૦૨ના વૈશાખ સુદિ ૩ ને સોમવારે જૈનમંત્રોથી એક નગરની સ્થાપના કરી, જેનું નામ 'અણહિલ્લપુર પાટણ' રાખવામાં આવ્યું. ગુજરાતની પાટનગરી બનવાનું સૌભાગ્ય એને શિર લખાયું હતું. સં. ૮૨૧ના વૈશાખ સુદિ ૩ને સોમવારે શ્રીદેવી શ્રાવિકાએ કરેલા રાજતિલક પૂર્વક વનરાજ ગુજરાતની ગાદીએ બેઠો હતો.

જૈનાચાર્યના હાથે શુભ ઘડીએ થયેલી આ નગરસ્થાપના અને શ્રીદેવી શ્રાવિકાએ કરેલા આ રાજતિલકમાં ગુજરાતના રાજકીય અને ધાર્મિક ઇતિહાસના સુવર્ણયુગનાં બીજ રોપાયાં છે. અને ચૌલુક્ય કુમારપાલના સમય સુધી એ કીર્તિવેલનો વિકાસ છેલ્લી ટોચે પહોંચી ચૂક્યો છે. એનો ઇતિહાસ તેના જિજ્ઞાસુને સાવ અજાણ્યો નથી. અહીં એની લાંબી કથામાં ઉતરવાનું યે નથી.

ટૂંકમાં ગુજરાતના મહાકવિ નાનાલાલનું વંથલી જૈન પરિષદ્ પ્રતિષ્ઠોત્સવ પ્રસંગનું વક્તવ્ય ટાંકવા જેવું છે: "પંચાસરનું રાજ્ય વનરાજના હાથમાં હતું, તેને શીલગુણસૂરિનો આશ્રય મુખ્ય હતો. જો તેમ થયું ન હોત તો પાટણ તથા સોલંકી રાજ્ય હોત નહિ. એટલું જ નહિ પણ ગુજરાતના પાટનગર તરીકે સાત સૈકા સુધી ( પાટણ ) રહ્યું તે જૈનોને જ આભારી છે. કેમકે પાટણમાં રહી જૈનોએ શું કર્યું એ માટે સાત સૈકાના ઇતિહાસમાંથી ઘણું મળે છે."[1]

ખરું જોતાં ગુજરાતના આ મહારાજ્યની સ્થાપનામાં અને તેનો ઉત્તરોત્તર વિકાસ કરવામાં રાજવીઓની સાથે જૈનાચાર્યો, મંત્રીઓ અને શ્રેષ્ઠીઓનો ફાળો મહત્ત્વનો છે. વનરાજ ચાવડાથી લઈ સોલંકી અને તે પછી વાઘેલા સારંગદેવ સુધી ( સં. ૮૦૨ થી સં. ૧૩૫૩ )ના કાળમાં રાજકારભારીઓનું મંડળ ખાસ કરીને જૈનધર્મી હોઈ રાજવીઓ પણ જૈનધર્મની અસર તળે આવ્યા હતા. જૈનાચાર્યો અહિંસા, વ્યસનત્યાગ અને મંદિરનિર્માણ દ્વારા પ્રજાજીવનના સંસ્કારો ઘડી રહ્યા હતા અને વિદ્વન્માન્ય કૃતિઓથી જૈનભંડારને સમૃદ્ધ બનાવી રહ્યા હતા. સમયે સમયે રાજવીઓને પોતાની વિદ્વત્તાથી પ્રતિબોધ કરી તેઓ ધારી અસર નિપજાવતા હતા.

---

૧. "જૈન" પત્ર તા. ૨૭–૬–૨૫નો અંક

એ જ કારણ છે કે, જૈનાચાર્યોથી પ્રતિબોધ પામી વનરાજ, મૂળરાજ, સિદ્ધરાજ અને કુમારપાલ જેવા સંસ્કારપ્રિય નૃપતિઓએ પાટણમાં વનરાજવિહાર, મૂળરાજવસહિકા, રાયવિહાર, ત્રિભુવનવિહાર, કુમારવિહાર[2] જેવાં રાજનામાંકિત વિશાળ અને ભવ્ય જૈન પ્રાસાદો બંધાવ્યા હતા. એ સિવાય બીજાં ચૈત્યો તે તે સમયમાં મોજુદ હતાં, જેમાં રચાયેલા અનેક ગ્રંથોની પ્રશસ્તિઓમાં નોંધ છે: સં. ૧૦૭૩માં શ્રીપાર્શ્વનાથ ચૈત્ય, સં. ૧૧૩૯ (૧૧૪૧)માં દોહટ્ટી શેઠની વસતિ, સં. ૧૧૪૬માં મહામાત્ય મુંજાલની વસતિ, સં. ૧૧૬૫માં શ્રીવીર જિનમંદિર, સં. ૧૧૬૮માં સોલાકવસતિ, સં. ૧૨૮૦ શ્રીનેમિચંદ્ર પૌષધશાળા, સં. ૧૨૧૫માં શ્રીશાંતિનાથમંદિર, સં. ૧૨૪૧માં સિદ્ધપાલવસતિ વગેરે ચૈત્યોમાં ગ્રંથો રચાયા કે લખાયાની નોંધ મળે છે[3] તે સુંદર, ભવ્ય મંદિરોનો આજે પત્તો નથી. 'વનરાજવિહાર' સં. ૧૩૦૧ સુધી વિદ્યમાન હતો. એ વાતની સાક્ષી પૂરતો લેખ પંચાસરા પાર્શ્વનાથના મંદિરમાં ઊભેલી વનરાજની મૂર્તિ પાસે ઠ૦ આસાકની મૂર્તિ પર આ પ્રકારે છે:—

"संवत् १३०१ वर्षे वैशाख सुदि ९ शुक्रे पूर्वमंडलिवास्तव्यमोढज्ञातीयनागेंद्रा........सुत श्रे० जाह्लणपुत्रेण श्रे० राजकुक्षिसमुद्भवेन ठ० आसाकेन संसारासार........योपार्जितवित्तेन अस्मिन् महाराजश्रीवनराजविहारे निजकीर्तिवल्ली विस्ता........। विस्तारितः। तथा च ठ० **आसाकस्य** मूर्तिरियं सुतठ०अरिसिंहेन कारिता प्रतिष्ठिता..........संबंधे गच्छे **पंचासराति(ती)र्थे** श्रीशीलगुणसूरिसंताने शिष्यश्री..........देवचंद्रसूरिभिः ॥ मंगलं। महाश्रीः। शुभं भवतु ॥"

—આ લેખનો આપણી હકીકતને ઉપયોગી સાર એ છે કે, ઠ૦ આસાકે વનરાજવિહારમાં કરાવેલાં ઉદ્ધાર કાર્યોની સ્મૃતિમાં તેના પુત્ર ઠ૦ અરિસિંહે પિતાની મૂર્તિ સં. ૧૩૦૧માં પંચાસરા પાર્શ્વનાથતીર્થમાં સ્થાપન કરી.

વનરાજના મંત્રી નિન્નયે (નીનાએ) પાટણમાં ઋષભદેવપ્રાસાદ બંધાવ્યો હતો.[4] આ મંત્રીના વંશજો ઉત્તરોત્તર મંત્રીપદનો વારસો ઠેઠ કુમારપાલ સુધી ભોગવતા હતા. નિન્નયના વંશમાં થયેલા લહર, વીર, નેઢ, વિમળ, ધવલ, આનંદ, પૃથ્વીપાલ વગેરે મંત્રીઓ હતા. એ સિવાય બીજા નામાંકિત મંત્રીઓમાં જાંબ, ચંપક, મુંજાલ, સાંતૂ, સજ્જન, ઉદયન, બાહડ, આંબડ, આશુક, આલિગ, સોલાક, કપર્દિ, કુમારસિંહ, વાધૂયન વગેરે અનેક જૈન મંત્રીઓએ અને શ્રીમંત જૈન શ્રેષ્ઠીઓએ ગુજરાતના મહારાજ્યને સમૃદ્ધ કરવામાં પાછી પાની કરી નહોતી. એમણે પાટણની ભૂમિને જૈનપ્રાસાદોથી શણગારવામાં મણા રાખી નહોતી. એ જ કારણ છે કે, એની કીર્તિસુવાસ ભારતના પ્રત્યેક રાજ્ય સુધી એવી પમરી કે પાટણ ભારતનાં પ્રાચીન નગરોમાં બધી રીતે સર્વશ્રેષ્ઠ નગર તરીકે પંકાઈ ચૂક્યું.

સં. ૧૧૭૫માં શ્રીમાલમાં દુકાળ પડ્યો ત્યારે અને તે પછીથી સં. ૧૨૦૦ લગભગ સુધીમાં શ્રીમાલનગરની ઘણી વસ્તી અહીં અને ગુજરાતના ગામોમાં આવી વસી ગઈ હતી. આજના શ્રીમાલો અને પોરવાડો એ જ નગરનાં સંતાનો છે.

બીજી રીતે પાટણમાં જૈનધર્મની પ્રબળતા ઓછી નહોતી. જૈનોમાં માન્ય લગભગ બધા ગચ્છના આચાર્યો અને પ્રકાંડ વિદ્વાનો અહીં રહેતા હતા. તેમના ત્યાગ અને તપસ્વી જીવનની છાપ રાજાઓ અને લોકો ઉપર ધારી અસર નિપજાવતી. રાજાઓ અને લોકોનો કુળધર્મ ગમે તે હોય છતાં તેમને તેઓ ગુરુ તરીકે માનતા હતા. વનરાજ અને મૂળરાજની માફક ચામુંડરાજે વીરગણિનો આચાર્યપદ મહોત્સવ ઊજવ્યો હતો. તેમજ વરુણશર્મા (વડસમા)ના એક ક્ષેત્રનું દાન જૈન મંદિરને કરેલું તેનો પુરાવો એક તામ્રપત્ર આપી રહ્યો છે.[5] દુર્લભરાજના સમય સુધી પાટણ ચૈત્યવાસીઓના ગઢ સમું હતું, ત્યારે શ્રીજિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિ નામના સુવિહિત આચાર્યોની વિદ્વત્તાથી પ્રસન્ન થયેલા દુર્લભરાજે સુવિહિતો માટે પણ પાટણનાં દ્વાર ખુલ્લાં મુકાવ્યાં. ભીમદેવના સમયમાં તેમના દંડનાયક વિમલ મંત્રીશ્વર

---

૨. આ કુમારવિહારના અદ્ભુત રચના સંબંધે શ્રીહેમચંદ્રાચાર્યના મુખ્ય શિષ્ય શ્રીરામચંદ્રસૂરિએ "કુમારવિહારશતક" નામનું સુંદર કાવ્ય રચ્યું છે. વળી, આ વિહારમાં શ્રીહેમચંદ્રસૂરિના શિષ્ય દેવચંદ્રસૂરિએ "ચંદ્રલેખાપ્રકરણ" નામનું પંચાંકી નાટક મૂળનાયક શ્રીપાર્શ્વનાથની બાજુએ રહેલા શ્રીઅજિતનાથદેવની સમક્ષ વસંતોત્સવ પર કુમારપાલની પરિષદના ચિત્તસંતોષ માટે રચ્યું હતું અને ત્યાં ભજવાયું પણ હશે, એવી માહિતી તેમાંથી સાંપડે છે.

૩. જુઓ: પીટર્સનના રીપોર્ટો. પત્તનસ્થ જૈન ભાંડાગારીયગ્રંથસૂચી વગેરેની પ્રશસ્તિઓ.

૪. जे विणयमहणाह अणहिल्लपुरे वणरायनिवइनीएण। विज्जाहरगच्छे रिसहजिणहरं तेण कारवियं ॥१॥

—શ્રીહરિભદ્રસૂરિરચિત–મલ્લિનાથચરિત્ર–પ્રશસ્તિ, શ્લોક: ૯

૫. "ભારતીય વિદ્યા" વર્ષ: ૧, અંક ૧.

વિરો રાજાના મનમાં કંઈક વિપરીત ભાવ ઉત્પન્ન થતાં પોતાનું સ્વમાન જાળવવા તે આબુ પાસેની ચંદ્રાવતી નગરી તરફ ચાલ્યો ગયો. પ્રતાપી વિમલના આવવાના સમાચાર મળતાં જ ચંદ્રાવતીનો પરમાર રાજા ધંધુક તેના ભયથી પોતાની રાજધાની છોડી ચિતોડના કિલ્લામાં માલવાના ભોજરાજના આશ્રયે નાસી ગયો. વિમલે એ રાજ્યની લગામ હાથ કરી અને ત્યાંના રાજા જેવો અધિકાર મેળવ્યો. એ સમયે પાટણની પ્રજાના આ માન્યપુરુષના પગલે કેટલાયે શ્રેષ્ઠીઓ કુટુંબ સાથે ચંદ્રાવતીમાં નિવાસ કરવા ચાલ્યા ગયા. પાછળથી પોતાની ભૂલનો પસ્તાવો કરતા ભીમદેવે વિમળ સાથે સમાધાન કર્યું અને તેની સાથે મૈત્રીસંબંધ ચાલુ રાખ્યો; એટલું જ નહિ તેને સ્વતંત્ર રાજા તરીકે સન્માન્યો હતો. વિમલે આબુ ઉપર ખીચોખીચ કોરણીભર્યાં કળામય 'વિમલવસહી' નામના મંદિરને બંધાવી ગુજરાતની કળાસમૃદ્ધિનો અજોડ નમૂનો સં. ૧૦૮૮માં ઊભો કર્યો.

કર્ણદેવ અને જયસિંહ મહારાજાએ ટાકોવી ગામના મંદિરને એકેક ક્ષેત્રનું દાન આપેલું તેનાં બે તામ્રપત્રો મળી આવ્યાં છે, જે અમે ગાંભૂ ગામના વર્ણનમાં ટિપ્પણીમાં નોંધ્યાં છે.

સિદ્ધરાજના સમયમાં સજ્જન નામના દંડનાયકે સૌરાષ્ટ્રની ત્રણ વર્ષની ઉપજ ગિરનાર પરના શ્રીનેમિનાથ પ્રાસાદના સં. ૧૧૮૫માં કરાવેલા જીર્ણોદ્ધારમાં વાપરી નાખવાથી સિદ્ધરાજ રોષે ભરાયો પણ જ્યારે સિદ્ધરાજ ગિરનાર પર આવ્યો અને આવું રમણીય મંદિર 'કર્ણવિહાર' એવા પોતાના પિતાના નામથી અંકિત થયેલું જોયું ત્યારે પ્રસન્ન થયેલા રાજવીએ એ તમામ ખર્ચ રાજખજાને નોંધાવવાનો આદેશ કર્યો. જો કે સજ્જને પહેલેથી જ વામનસ્થલીના એક જૈન શ્રેષ્ઠી પાસેથી જીર્ણોદ્ધારના ખર્ચનો વ્યાજ સાથે પ્રબંધ કરી રાખ્યો હતો. સિદ્ધરાજની સભામાં દિગંબરાચાર્ય કુમુદચંદ્ર સાથે શ્રીદેવસૂરિએ વાદ કરી જય મેળવવાથી સિદ્ધરાજે તેમને 'વાદી' બિરૂદથી નવાજ્યા હતા. શ્રીહેમચંદ્રાચાર્ય તો સિદ્ધરાજના પરમ ઉપાસ્ય ગુરૂ બની ચૂકયા હતા; એટલું જ નહિ તેઓ એક રાજગુરૂ તરીકે ખ્યાતિ પામ્યા હતા. કુમારપાલે પોતાનો કુળધર્મ છોડી શ્રીહેમચંદ્રસૂરિ પાસે સં. ૧૨૧૬માં શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કર્યાં તેથી તે પરમાર્હત બની ચૂકયો હતો. તેણે જુદે જુદે સ્થળે નાનાં મોટાં કુલે ૧૪૦૦ જિનમંદિરો બંધાવ્યાં હતાં. આ સમય સુધીમાં જૈનધર્મ પોતાની સોળે કળાએ ખીલી ઊઠયો હતો.

કુમારપાલ પછી અજયપાલનાં ત્રણ વર્ષો જૈનધર્મ માટે કટોકટીનાં હતાં. રાજ્યની અવનતિનાં બીજ એ સમયે રોપાયાં. અજયપાલે પોતાની અદૂરદર્શિતાથી જૈનો સાથે પ્રત્યાઘાતી વલણ દાખવ્યું. જૈનો રાજકર્મમાંથી નિવૃત્ત થવા લાગ્યા. તેણે કપર્દિ જેવા જૈન મંત્રીનો નાશ કરાવ્યો. શ્રીહેમચંદ્રસૂરિના પટ્ટશિષ્ય શ્રીરામચંદ્રસૂરિને કનડગત કરી તેમનાં નેત્રો કઢાવી સંગાવ્યાં, આથી સ્વતંત્ર પ્રકૃતિના એ સૂરિવરને આત્મઘાત કરવો પડયો.[1] કેટલાંયે જૈન મંદિરોને એણે ધરાશાયી કરી નાખ્યાં. આવા જુલ્મી રાજાનું તેના એક નોકરના હાથે જ ખૂન થયું.

એ પછી બીજા ભીમદેવના ( સં. ૧૨૩૪થી સં. ૧૨૯૮ ) સમયમાં વસ્તુપાલ-તેજપાલ નામની બંધુબેલડીએ ગુજરાતના ડગમગતા સિંહાસનને સ્થિર કરી પ્રતાપી યશ પ્રાપ્ત કર્યો. એ જ કારણ છે કે, તેઓ એ સમયમાં ચક્રવર્તી કરતાંયે વધુ યશસ્વી લેખાયા છે. તેમણે અનેક સ્થળે અને પાટણમાં પણ કેટલાંયે મંદિરો બંધાવી, જીર્ણોદ્ધાર કરી ગુજરાતની સ્થાપત્યકળાને વધુ લાક્ષણિક બનાવવામાં વિશિષ્ટ ફાળો આપ્યો છે.

રાજાઓ અને મંત્રીઓની માફક જૈન શ્રીમંતોએ મહોલ્લે મહોલ્લે અને પોતાની અટ્ટાલિકાઓમાં પણ જૈન મંદિરો કરાવ્યાં હતાં.

શ્રી. સોમપ્રભસૂરિએ સં. ૧૨૪૧માં ( કુમારપાલના મરણ સં. ૧૨૨૯ પછી બારમા વર્ષે ) સિદ્ધપાલની વસતિમાં રહીને " કુમારપાલ પ્રતિબોધ " રચ્યો, તેમાંની હકીકત મુજબ: જ્યારે હેમચંદ્રસૂરિએ પાટણમાં પ્રવેશ કર્યો ત્યારે ૧૮૦૦ કોટિધ્વજ શેઠિયાઓ એ પ્રવેશમહોત્સવમાં એકઠા થયા હતા. તેમની પાંચ-સાત માળની હવેલીઓ ઉપર જેટલા લાખ દ્રવ્ય તેની પાસે હોય તેટલા દીવા પ્રગટેલા જોવાતા. આ ઉપરથી પાટણના જૈન શ્રીમંતોની સંખ્યા અને સમૃદ્ધિનો ખ્યાલ આવી જાય છે. વળી, અણહિલપુરનો ઘેરાવો બાર ગાઉનો હતો, ૮૪ ચોક અને ૮૪ બજારો હતા. સોનારૂપાના

---

૧. શ્રીરામચંદ્રસૂરિના વિશેષ પરિચય માટે જુઓ: પં. લાલચંદ્ર ગાંધી સંપાદિત 'નલવિલાસ નાટક'ની સંસ્કૃત પ્રસ્તાવના. (વડોદરા-ગાયકવાડ ઓરિયંટલ સિરીઝ).

સિક્કા પાડવાની ટંકશાળો હતી. શરાફો વગેરેનાં અલગ ચૌટાં હતાં. દરેક નાતના મહોલ્લા જુદા જુદા હતા. પાટણ માનવ મહેરામણથી જાણે ઊભરાતું હતું.

ગુજરાતનું આવું સ્વર્ગીય પાટણનગર છેલ્લા રાજા કર્ણું વાઘેલા (સં. ૧૩૫૩ થી ૧૩૫૬)ના સમયમાં નાગર મંત્રીઓની અદૂરદર્શિતાથી અલ્લાઉદ્દીનના સેનાપતિ મલિક કાફુરના હાથે જમીનદોસ્ત થયું ને ગુજરાત પરાધીનતાની બેડીમાં સદાકાળ માટે જકડાયું. કેટલાંયે મંદિરો અને મકાનો ભૂમિશાયી બન્યાં. ગુજરાતની લીલી વાડી આ પ્રચંડ ઝંઝાવાતથી વેરાન બની ગઈ. આ ઝંઝાવાતને જાણે વેગ આપતો હોય તેવો ભીષણ દુષ્કાળ સં. ૧૩૭૭માં અહીં પડયો, એવી હકીકત 'ખરતરગચ્છ ગુર્વાવલી'માંથી મળે છે. મુસલમાન સુલતાનોએ સં. ૧૪૬૮માં અહીંથી રાજગાદી ખસેડી તે વર્ષમાં સ્થપાયેલા અમદાવાદમાં તેઓ લાવ્યા.

ઉપર્યુક્ત પ્રાચીન પાટણ હાલના પાટણની જગ્યાએ નહોતું, પણ તેની પશ્ચિમે હતું. એ જૂના પાટણનાં માત્ર બે અવશેષો રહ્યાં છે. એક રાણીવાવનો ખાડો અને બીજું સહસ્રલિંગનું સ્થળ. આ સ્થળે ખોદકામ કરતાં કેટલીયે મૂર્તિઓ અને મકાનોના પાયા મળી આવ્યા છે. કોતરેલ કવચિત્ અક્ષરોવાળા જૂના પાટણના મકાનોના પથ્થરો હાલના પાટણના મકાનોમાં ચણેલા પણ જોવાય છે.

એક નોંધ મુજબઃ નવું પાટણ સં. ૧૪૨૫માં વસ્યું છે, પરંતુ પં. કલ્યાણવિજયજીએ કરેલા સંશોધન મુજબઃ "આધુનિક પાટણ સં. ૧૪૨૫માં નહિ પણ સં. ૧૩૭૦ આસપાસમાં વસેલ હોવું જોઈએ, કારણ કે પાટણભંગના વખતથી પાટણમાં બનતાં જૈન મંદિરો અને પ્રતિમાની પ્રતિષ્ઠાઓ એકદમ બંધ પડે છે અને તે સં. ૧૩૭૯ના વર્ષમાં પાછી શરૂ થતી દેખા દે છે પછીના વખતમાં એ પ્રવૃત્તિ દિવસે દિવસે વધતી જતી જણાય છે. સં. ૧૩૭૯ અને ૧૩૮૧ની સાલમાં ખરતરગચ્છ સંબંધી વિધિચૈત્યમાં જિનકુશળસૂરિના હાથે અનેક જિનબિંબો અને આચાર્યમૂર્તિની પ્રતિષ્ઠાઓ થાય છે. આ શ્રીશાંતિનાથ વિધિચૈત્ય આજે પણ ખરાકોટડીના પાડામાં સુધરેલી દશામાં વિદ્યમાન છે. સં. ૧૪૧૭, ૧૪૨૦, અને ૧૪૨૨ના વર્ષમાં પણ પાટણમાં પ્રતિષ્ઠાઓ થયાના લેખો ત્યાંની મૂર્તિઓ ઉપરથી મળી આવે છે. તેથી આ વાત નિશ્ચિત થાય છે કે, પ્રાચીન પાટણના ભંગ પછી સં. ૧૩૭૯ના વર્ષ પહેલાંના કોઈ વર્ષમાં આધુનિક પાટણ વસી ગયું હોવું જોઇએ."

વિ. સં. ૧૩૭૧ માં શત્રુંજયતીર્થના ઉદ્ધારક સંઘપતિ દેસલશાહના પુત્ર સમરાશાહ પાટણમાં વસતા હતા. તેમણે એ વખતના અલફખાન નામના સૂબાને પોતાની કુશળતાથી પ્રસન્ન કર્યા હતા. એથી પણ સમજાય છે કે એ સમયે પાટણ હયાત હતું. વસ્તુતઃ તઘલખ ફિરોજશાહના રાજકાળમાં પાટણમાં શાંતિ સ્થપાઇ અને નવા પાટણમાં જૈનોએ બેવડા વેગથી નવાં મંદિરો બંધાવવા માંડયાં. પ્રાચીન જાહોજલાલીની ખ્યાતિને તાજી કરાવે એવું એ નગર નવેસર બંધાઈ ચૂકયું. પાટણના કેટલાક મહોલ્લાઓનાં નામ જૂના પાટણના નામો ઉપરથી જ ઊતરી આવ્યાં છે. અહીંનો કિલ્લો ઘણું કરીને સં. ૧૭૯૨ માં બંધાયો હશે.

સં. ૧૬૪૮ માં શ્રીલલિતપ્રભસૂરિએ રચેલી 'પાટણ–ચૈત્યપરિપાટી'ની નોંધ ઉપરથી સમજાય છે કે, આ સમયે અહીં મોટાં જૈનમંદિરો જેને તેઓ 'ચૈત્ય' કહે છે તેની સંખ્યા ૧૦૧ હતી અને નાનાં મંદિરો જેને 'દેહરાં' કહ્યાં છે તેની સંખ્યા ૯૯ હતી. ચૈત્યોની કુલ પ્રતિમાઓની સંખ્યા ૫૪૯૭ હતી અને દેહરાંની પ્રતિમાઓની કુલ સંખ્યા ૨૮૯૮ની હતી. વળી, પાટણના આ મંદિરોની કીમતી અને વિશિષ્ટ પ્રતિમાઓની નોંધ કરતાં જણાવે છે કે, વિદ્રુમ-પ્રવાલની ૧, સીપની ૨, અને રત્નોની ૩૮ પ્રતિમાઓ અહીં છે. ગૌતમસ્વામીનાં બિંબ ૪ અને ચતુર્વિંશતિપટ્ટકો ૪ છે.

એ પછી સં. ૧૭૨૯ ના વર્ષમાં શ્રીહર્ષવિજયે રચેલી 'પાટણ–ચૈત્યપરિપાટી' મુજબ: મોટા ૯૫ જિનપ્રાસાદ અને દેરાસર ૫૦૦ હોવાનું જણાય છે. અલબત્ત, શ્રીહર્ષવિજયે કરેલી આ નોંધ વિશે તેઓ સ્વયં કહે છે કે આ સંખ્યા મેં શ્રવણે સુણી છે. મતલબ કે, જૈનમંદિરોની સંખ્યા ૧૮ મા સૈકાના આરંભમાં ખૂબ વધી હતી. સં. ૧૯૬૭ માં અહીં કુલ નાનાં–મોટાં ૧૨૯ મંદિરો વિદ્યમાન હતાં. અહીં આપેલા કોઠાઓ મુજબ નાનાં–મોટાં કુલ ૧૦૬ મંદિરો આજે હયાત છે.

આટલી હકીકત ઉપરથી પ્રાચીન પાટણની સમૃદ્ધિ, નવા પાટણનો વિકાસ અને આજસુધીમાં થયેલા હ્રાસનો

અંદાજ મળી રહે છે. આ રીતે વસાતા આ પાટણમાં આજે પણ જૈનોની સંખ્યા સારા પ્રમાણમાં છે. લગભગ ૨૦૦૦ ઘરની વસ્તી છે. ૧૦–૧૨ જેટલા પ્રાચીન જૈનભંડારોથી આ નગર 'વિદ્યાતીર્થ' સમું બની રહ્યું છે. પ્રાચીન ગ્રંથોના શોધકને આ તીર્થની ઉપાસના માટે અહીં આવવું પડે છે. કેટલીયે જૈનધર્મશાળા, ઉપાશ્રયો અને વિદ્યાલયો નવા પાટણની શોભા વધારી રહ્યાં.

૧. અહીં પંચાસરા પાર્શ્વનાથનું મંદિર પ્રાચીન છે. સં. ૧૨૧૯ ની એક ગ્રંથપ્રશસ્તિ મુજબ: કુમારપાલના મંત્રી પૃથ્વીપાલે પોતાની માતામહી પદ્માવતીના કલ્યાણ માટે વિશાળ મંડપની રચના અહીં કરી હતી. એટલે આ મંદિર એથીયે પ્રાચીન હોવાનું પ્રમાણિત થાય છે. કેટલાક વિદ્વાનોના કહેવા પ્રમાણે વનરાજે પંચાસર ગામમાં બંધાવેલા મંદિરની મૂળનાયકની પ્રતિમા જૂના પાટણમાં લાવી સ્થાપન કરી હતી. જૂના પાટણનો ભંગ થતાં એ મૂર્તિ નવા પાટણમાં પધરાવવામાં આવી, તે જ આ પંચાસરા પાર્શ્વનાથની મૂળનાયક પ્રતિમા આજે બિરાજમાન છે. આ મંદિરમાં વનરાજ, સુરપાળ વગેરેની પ્રાચીન પ્રતિમાઓ મોજુદ છે.

એક આચાર્ય મૂર્તિ જે વનરાજ ચાવડાના ગુરુ દેવચંદ્રસૂરિની કહેવાય છે તેની નીચે આ પ્રકારે લેખ છે:

"श्रीचापोत्कटवंशोद्भवमहाराजश्रीवनराजगुरुश्रीनागेंद्रगच्छे श्रीशीलगुणसूरिशिष्यश्रीदेवचंद्रसूरीणां....॥"

બીજી એક મૂર્તિ ઉપરનો લેખ આવો છે:—

"सं. १३४९ वर्षे चैत्र वदी ६ रवौ श्रीब्रह्माणगच्छे श्रीअरिष्टनेमिदेवजगत्यां श्रीजज्जुगसूरिभिः स्वकीयगुरुभ्रातुः पंडि० रतनस्य मूर्तिः कारिता प्रतिष्ठिता च शुभं भवतु पं० वयजा पं० वीका ॥"

સં. ૧૨૯૮ ના લેખવાળી પ્રાચીન ગુરુપ્રતિમા ઉપર આ પ્રકારે લેખ છે:—

"सं० १२९८ वैशाख वदि ३ शनौ श्रावक....ल्हाकेन निजगुरुश्रीअजितसिंहसूरि....मूर्तिः कारिता ॥"

આ બધી હકીકતો ઉપરથી પંચાસરા મંદિર પ્રાચીન છે. જો કે મંદિરનું સ્થાપત્ય ૧૯ મી સદીનું જણાય છે. પણ એ જીર્ણોદ્ધારનું પરિણામ છે. હાલમાં આ મંદિરનો નવેસર જીર્ણોદ્ધાર થઇ રહ્યો છે.

૨. ઝવેરીવાડામાં વાડી પાર્શ્વનાથનું ભવ્યમંદિર આવેલું છે. આ મંદિરમાં ચંદરવાનું શિલ્પ તથા અટારીનું કોતરકામ દર્શનીય છે. આ મંદિરનું વિગતવાર વર્ણન "આર્કિયોલૉજીકલ સર્વે ઓફ નોર્થન ગૂજરાત"માં આપેલું છે, મંદિરમાં મૂળનાયકની સામેની ભીંત ઉપર ૧૯ ૧/૨ ઇંચ પહોળી અને ૨૮ ઇંચ લાંબી આરસની એક તક્તીમાં સં. ૧૬૫૨ નો બાવન લીટીનો લાંબો લેખ કોતરેલો છે. તેમાંથી ખરતરગચ્છના આચાર્યો વિશે પુષ્કળ ઐતિહાસિક સામગ્રી મળે છે તે નોંધવા યોગ્ય છે, એ લેખ આ પ્રકારે છે:—

" ॥ ई० ॥ स्वस्ति श्रीवाडीपुरपार्श्वजिनसंघचैत्यकाराय ॥ लक्ष्मीउदयं श्रेयः । पत्तनसंस्थः करोतु सदा ॥ श्रीवाडीपुरपार्श्वनाथचैत्य-श्रीबृहत्खरतरगुरुपट्टावलीलिखनपूर्वं प्रशस्तिर्लिख्यते ॥ अर्हं नत्वा ॥ पातिसाहिश्रीअकब्बरराज्ये श्रीविक्रमनृपसमयातीतसंवते १६५१ मार्गशीर्षसितनवमीदिने सोमवारे पूर्वं भ(भा)द्रपदनक्षत्रे शुभवेलायां आदि प्रारम्भः ॥ शासनाधीशश्रीमहावीरस्वामी(मि)पट्टाविच्छिन्न-परंपरया उग्रतविहारो[द]द्योति श्रीउ[द्]द्योतनसूरि ॥ तत्पट्टप्रभाकरप्रवरविमलदण्डनायककारितार्बुदाचलवसतिप्रतिष्ठापकश्रीसीमंधर-स्वामिशोधितसूरिमन्त्राराधकश्रीवर्धमानसूरि ॥ तत्पट्टप्रभाकरअणहिल्लपत्तनाधीशदुर्लभराजसंसच्चैत्यवासिपक्षविक्षेपाऽशीत्यधिकदशशतसंव-त्सरप्राप्तखरतरबिरुदश्रीजिनेश्वरसूरि ॥ तत्पट्ट० । श्रीजिनचंद्रसूरि ॥ तत्पट्ट० शासनदेव्युपदेशप्रकटितदुष्टकुष्ठप्रमाथहेतुस्तम्भन-पार्श्वनाथनवाङ्गवृत्त्याद्यनेकशास्त्रकरणप्राप्तप्रतिष्ठश्रीअभयदेवसूरि ॥ तत्पट्ट० लेखरूपदशकुलकप्रेषणप्रतिबोधितवागडदेशीयदशसहस्र-श्रावकसुविहितकठिनक्रियाकरणपिण्डविशुद्ध्यादिप्रकरणप्ररूपणजिनशासनप्रभावकश्रीजिनवल्लभसूरि ॥ तत्पट्ट० । स्वशक्तिवशीकृत-चतुःषष्टियोगिनीचक्रद्विपंचाशद्वीरसिन्धुदेशीयपीरअम्बडश्रावकलिखितस्वर्णाक्षरवाचनाविभूतियुगप्रधानपदवीसमलंकृतपंचनदीसाधकश्रीजिनदत्त-सूरि ॥ तत्पट्ट० । श्रीमालउशवालादिप्रधानश्रीमहतीयाणप्रतिबोधकनरमणिमंडितभालस्थलश्रीजिनचंद्रसूरि ॥ तत्पट्ट० भण्डारी-(रि)नेमिचंद्रपरीक्षितप्रबोधोदयादिग्रन्थरूपषट्त्रिंशद्वादशोधितविधिपक्षश्रीजिनपतिसूरिं ॥ तत्पट्ट० । लाडउल–बिजापुरप्रतिष्ठित-श्रीशांतिवीरविधिचैत्यश्रीजिनेश्वरसूरि ॥ तत्पट्ट० श्रीजिनप्रबोधसूरि ॥ तत्पट्ट० । राजचतुष्टयप्रतिबोधोद्बुद्धराजगच्छसंज्ञाशोभित-श्रीजिनचंद्रसूरि ॥ तत्पट्ट० । श्रीशत्रुंजयमंडनखरतरवसतिप्रतिष्ठापकविख्यातातिशयलक्ष्मीजिनकुशलसूरि ॥ तत्पट्ट० श्रीजिनपद्म-

**सूरि** ॥ तत्पट्ट० । श्री**जिनलब्धिसूरि** ॥ तत्पट्ट० श्री**जिनचन्द्रसूरि** ॥ तत्पट्ट० । देवांगनावसरवासप्रक्षेपोदितसंघपतिपदाभ्युदय. श्री**जिनोदयसूरि** ॥ तत्पट्ट० श्री**जिनराजसूरि** ॥ तत्पट्ट० । स्थानस्थानस्थापितसारज्ञानभाण्डागारश्री**जिनवर्द्धनसूरि** ॥ तत्पट्ट० । श्री**जिनभद्रसूरि** ॥ तत्पट्ट० । पञ्चयक्षसाधकविशिष्टक्रियश्री**जिनसमुद्रसूरि** ॥ तत्पट्ट० ॥ तपोध्यानविधानचमत्कृतश्रीसिकंदरपातिसाहिपंचशत-बंदिमोचनसम्मानितश्री**जिनहंससूरि** ॥ तत्पट्ट० पञ्चनदसाधकाधिकध्यानबलशाकलीकृतयवनापद्रवातिशयविराजमानश्री**जिनमाणिक्यसूरि** ॥ तत्पट्टालंकारसारदुर्धरवादिविजयलक्ष्मीशरणपूर्वक्रियासमुद्धरणस्थानस्थानप्राप्तजयप्रतिदिनवर्धमानोदयसदयसन्नयत्रिभुवनजनवशीकरणप्रवण-प्रणवध्यानोपात्तामितपवित्रसूरिमन्त्रविजितभयदुर्गीकृतसकलवादिमर्दनिजपादविहारपावितावनितल अनुक्रमेणसंवत् १६४८ श्रीस्तम्भतीर्थे-चतुर्मासकस्थानसमुद्भूतामितमहिमश्रवणदर्शनोत्कंठितजलालदीनप्रमुपातिसाहिअकब्बरसमाकरणमिलनस्य गुणगणतन्मनोनुरञ्जनसमाश्वासित-सकलभूतलाखिलजन्तुसुखकारि आषाढाष्टाहिकामारिफुरमाणश्रीस्तम्भतीर्थसमुद्रमीनरक्षणफुरमाणतत्प्रदत्तसत्तमश्रीयुगप्रधानपदधारकतद्वचनेन च नयनशररसरमामितसंवति (१६५२) माघसितद्वादशीशुभतिथौ अपूर्वपूर्वगुर्वाम्नायसाधितपञ्चनदीप्रकटीकृतपञ्चपीरप्राप्तपरमवरतदादिविशेषण श्रीसंघोन्नतिकारकविजयमानगुरुयुगप्रधान श्री १०८ श्री**जिनचन्द्रसूरी**श्वराणां श्रीपातिसाहिसमक्षस्वहस्तस्थापितआचार्यश्री**जिनसिंहसूरि**-सपरिकराणामुपदेशेन ओसवालज्ञातीयमन्त्रिभीमसन्ताने मं० चांपाभार्यासूहवदे तत्पुत्र मं० महिपति तद्भार्या अमरी तत्पुत्र मं० वस्तपाल तद्-भार्या सिरियादे तत्पुत्रमं० तेजपाल तद्भार्या श्री० मानू तत्कुक्षिसरोमरालअर्थिजनमनोभिलपूरणदेवसालदेवगुरुपरमभक्तविशेषतो जिनधर्मानुरक्तत्वात् ऊकेशवंशमण्डण साह अमरदत्तभार्यारतनादे तत्पुत्ररत्न **कुंअरजी** तद्भार्या सोभागदे बहिनि बाई वाछी पुत्री बाई जीवणीप्रमुखपुत्रपौत्रादिसारपरिवारयुतेन तेन श्रीअणहिल्लपत्तनशृंगारसारसुरनरमनोनुरञ्जनसुरगिरिसमानचतुर्मुखविराजमानविधिचैत्यं कारितम्॥ श्रीपौषधशालापाटकमध्ये ॥ तदनुकरकरणकायकुप्रमित (?) संवत् अकई ५१ वर्षे वैशाख वदि द्वादशीवासरे गुरुवारे रेवतीनक्षत्रे शुभवेलायां महामहःपूर्वं प्रतिमा **वाडीपार्श्वनाथस्य** स्थापिता ॥ एतत् सर्वं देवगुरुगोत्रजदेवीप्रसादेन वर्धमानं पूज्यमानं समस्तश्रीसंघेन सहितेन चिरं जीयात ॥ कल्याणमस्तु । एषा पट्टिका पं० उदयसागरगणिना लिपीकृता । पं० लक्ष्मीप्रमोदमुनि[ना] आदरेण । कोरिता गजधरगल्लाकेन । शुभं भवतु नित्यम् ॥ "

આ લેખ ઉપરથી જણાય છે કે ખરતરગચ્છીય મંત્રી ભીમના વંશજ શ્રીકુંવરજીએ આ મંદિર બંધાવ્યું અને વાડી પાર્શ્વનાથની પ્રતિમા સં. ૧૬૫૨ ના વૈશાખ વદિ ૧૨ ને ગુરુવારે આ ચૈત્યમાં શ્રીજિનચંદ્રસૂરિના હાથે પ્રતિષ્ઠિત કરવામાં આવી. આ જિનચંદ્રસૂરિના પૂર્વજ શ્રીઉદ્દ્યોતનસૂરિથી લઈને ઠેઠ શ્રીજિનચંદ્રસૂરિ સુધીના આચાર્યોનો નામ-નિર્દેશ અને તેમના કાર્યકલાપની ટૂંકી નોંધ લેખમાં આપી છે.[૭] એ હકીકત મૂળ લેખથી જ જાણી શકાય એમ છે તેથી અહીં વિસ્તાર કરવો ઉચિત નથી.

શ્રીલલિતપ્રભસૂરિએ સં. ૧૬૪૮ માં રચેલી "પાટણ–ચૈત્યપરિપાટી"માં પાટણના સ્થાનિક જૈન મંદિરોનું વર્ણન આપ્યા પછી આસપાસનાં કેટલાંક પરાંઓ અને ગામોનાં મંદિરોની નોંધ આપી છે, તેમાં વાડીપુરના જૈન મંદિરનું વર્ણન આ પ્રકારે આવે છે:—

"વાડીપુર–વર–મંડણઉ એ, પ્રણમીય ૨ અમીઝરઉ પાસ તુ; આસ પૂરઇ સયલ તણી એ, પૂજઇ ૨ આણી ભાવ તુ,

વાડીપુર–વર–મંડણઉ એ,

વાડી–મંડણુ વામાનંદન, સયલ ભુવનઈ દીપ એ, નમઈ અમર–નરિંદ આવો, સયલ દુરજન જીપ એ."

આમાં ઉલ્લેખાયેલ અમીઝરા પાર્શ્વનાથની પ્રતિમા વાડીપુર ગામ ભાગી જવાથી વાડીપુરમાંથી આ મંદિરમાં લાવવામાં આવી હોય એ કારણે તે તેના મૂળ નામને બદલે 'વાડીપુર પાર્શ્વનાથ' અથવા 'વાડી પાર્શ્વનાથ' નામે ઓળખાઈ હોય એવું અનુમાન થાય છે.

૭. પ્રો. શ્રીભોગીલાલ સાંડેસરાએ આ મૂળ લેખ અને તેનો અનુવાદ તેમજ આ મંદિર વિશેની બીજી હકીકત "વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો" નામક પોતાના પુસ્તકમાં પૃ. ૯૫–૧૦૦, ૧૦૮–૧૧૦ માં આપી છે. તેમાંથી ઉપયોગી હકીકત સાભાર નોંધી છે.

૩. અષ્ટાપદનું મંદિર મનોહર છે. તેના ભોંયરામાં મોટી જિનપ્રતિમાઓ વિરાજમાન છે. આ મંદિરની ચાર મૂર્તિઓ પરના ચાર લેખ અહીં આપવામાં આવે છે, જેથી આ મંદિરની પ્રાચીન સ્થિતિનો કંઈક ખ્યાલ આવી શકે.

(१) "सं० १२५५ कार्तिक वदि ११ बुधे देमतिगणिणिमूर्तिः ॥"

(२) "सं० १४२० वर्षे वैशाख शुदि १० श्रेश्री श्रीब्रहगणगच्छे श्रीप्रद्यम्नसूरिसंताने श्रीशीलगुणसूरिपट्टे श्रीजज्जुगसूरिप्रतिमा पाताकेन कारापिता ॥"

(३) "सं० १४२९ वर्षे माघ वदि ७ सोमे श्रीकालिकाचार्यसंताने श्रीभावदेवसूरिगच्छे श्रीविनयसिंघ(ह)सूरीणां मूर्तिः श्रीशील-देवसूरिशिष्य............ ॥"

(४) "सं० १४३४ वर्षे साधु श्रीसारंग सा..........देव्या सहितेन कारापितं प्रतिष्ठितं श्रीदेव[चंद्रसूरिभिः ?] शुभं भवति ॥"

૪. શ્રીમટામાં કુંભારિયાવાડાના મંદિરમાં અને કપૂર મેતાના પાડાના મંદિરમાં લાકડાનું કોતરકામ અવલોકનીય છે. આમાં પ્રાણીઓ તથા ચરિત્રોના અનેક ભાવો કોતરેલા નજરે પડે છે.

અહીં જૂનું કાલિકાનું મંદિર પ્રાચીન છે. વનરાજે બંધાવ્યાનું મનાય છે. તેમાં કાલિકાની જૂની-નવી બે મૂર્તિઓ છે. મૂર્તિની ડાબી બાજુના મંડપમાં બે થાંભલાઓ મંત્રી વસ્તુપાલ-તેજપાલના મહાલયમાંથી લાવીને લગાવ્યા હોવાનું તેના પરના લેખોથી પુરવાર થાય છે. આ બંને લેખો આ પ્રમાણે છેઃ-

(१) "सं० १२८४ वर्षे श्रीपत्तनवास्तव्यप्राग्वाट ठ० श्रीगुनसीहसुत ठ० आल्हणदेविकुक्षिभूः ठ० पेथड ॥"

(२) "सं० १२८४ वर्षे श्रीमत्पत्तनवास्तव्यप्राग्वाट ठ० श्रीचण्डप्रसादसुत ठ० सोम ॥"

પ્રો. ભોગીલાલ સાંડેસરા, ઉપર્યુક્ત બંને લેખવાળા સ્તંભો અને એક આરસપાષાણની ખુંભી, જે પાટણમાં ડૉ. પંડયા અભ્યાસગૃહના પ્રાચીન કળાસંગ્રહમાં પડી છે અને જેના ઉપર મંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાલના દાદાનો સં. ૧૨૮૪ની સાલનો લેખ ઉત્કીર્ણ છે તે ત્રણે વસ્તુઓ મંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાલના નિવાસગૃહ-મહાલયની હશે એવું અનુમાન દોરે છે. એ ખુંભી ઉપર આ પ્રકારે લેખ છેઃ-

"॥र्द०॥ सं० १२८४ वर्षे ॥

विश्वानंदकरः सदा गुरुरुचिर्जीमूतलीलां दधौ । सोमश्चारुपवित्रचित्रत्रिकसद्देवेशधर्मोन्नतिः ।

चक्रे मार्गणपाणिशुक्तिकुहर(रे) यः स्वातिवृष्टिव्रजैर्मुक्तिमौक्तिकनिर्मलं शुचियशोदिक्कामिनीमण्डनम् ॥१॥

युक्तं....सोमसचिवः कुन्देन्दुशुभ्रैर्गुणैः । सिद्धिसिद्धनृप(पं) विमुच्य सुकृती चक्रे न कंचिद् विभुं ।

रंगद्[भृं]गमदप्रदच्छदमरः श्रीसद्मपद्मं किमु । सोल्लासाय विहाय भास्करमहस्तेजोऽन्तरं वाञ्छति ॥ २ ॥

पर्याणैषीदसौ सीतामविश्वामित्रसंगतः । अभूत् त्रि( ? कृ )तमहाधर्मलाघवो राघवोऽपरः ॥ ३ ॥"

આ લેખ ઉપરથી તેમજ અન્ય અનેક પ્રશસ્તિઓ અને ગ્રંથો ઉપરથી આપણે જાણી છીએ કે સોમ એ સિદ્ધરાજનો મંત્રી હતો તથા તેની સ્ત્રીનું નામ સીતા હતું. ગૂજરાતના મહામંત્રી વસ્તુપાલના પૂર્વજોની વંશાવલી આપતાં પ્રશસ્તિઓ આદિ જણાવે છે કે પ્રાગ્વાટ વણિક ચંડપનો પુત્ર ચંડપ્રસાદ, તેનો પુત્ર સોમ, તેનો આશરાજ અને તેના પુત્રો વસ્તુપાલ-તેજપાલ હતા. આ રીતે સોમ એ વસ્તુપાલ-તેજપાલનો પિતામહ હતો.[૮]

આવી અનેક વસ્તુઓ જ્યાં ત્યાં વીખરાયેલી પડી હોય તેનો એકત્ર સંગ્રહ કરવામાં આવે તો પાટણના સ્થાનિક ઈતિહાસની છૂટી કડીઓનું અનુસંધાન કરી શકાય.

અહીંની કેટલીક મસ્જિદોના શિલ્પઅવલોકનથી તે જૈન મંદિરમાંથી પરિવર્તન પામી હોય એમ જણાય છે.

૮. પ્રો. ભોગીલાલ સાંડેસરાકૃત "વસ્તુપાલનું વિદ્યામંડલ અને બીજા લેખો" નામક પુસ્તકમાંથી.

પાટણથી વાયવ્ય તરફ દોઢેક માઈલના અંતરે શેખ ફરીદની દરગાહ આવેલી છે, તેમાં દરગાહ માટેના આવશ્યક ફેરફારો થયા છે પરંતુ સભામંડપના જૂના થાંભલાઓ, ઘૂમટ અને છતનું શિલ્પ મૂળ ૧૧મી સદીની જૈન સ્થાપત્યશૈલીનું જણાય છે.

શહેરની દક્ષિણે કોટ પાસે તૂટેલી હાલતની એક ઈમારત શેખ બોધની મસ્જિદના નામે જાણીતી છે. તેમાંના થાંભલાઓ અને બીજું શિલ્પ પ્રાચીન જૈન મંદિરનું જણાય છે. પ્રાચીન અને સુધારેલો ભાગ તદ્દન જુદા તરી આવે છે.

વળી, મધ્યકાલીન પ્રવાસીઓના વર્ણન ઉપરથી જણાય છે કે, અહીં એક જામી આદીના મસ્જિદ હતી. અલપખાને એક વિશાળ જૈન મંદિરનો ધ્વંસ કરી એ સ્થળે એ બંધાવી હતી. તેમાં ૧૦૫૦ થાંભલા હતા. તેનો વિસ્તાર ૪૦૦×૩૫૦ ફીટનો હતો. ગુજરાતની આ મોટી મસ્જિદનો મરાઠાઓએ તદ્દન નાશ કરી નાખ્યો. આમાં વપરાયેલી થાંભલા વગેરેની સામગ્રી અહીંના ધ્વંસ કરેલા જૈન મંદિરની હતી.

આ સિવાય બીજી મસ્જિદોનું અવલોકન કરીએ તો આવી ઘણી હકીકતો પ્રગટમાં આવે અને પ્રાચીન પાટણની ભવ્યતાની કંઈક ઝાંખી કરી શકાય.

★

## ૩૦. વડનગર

( કોઠા નંબર : ૧૦૬૮–૧૦૭૨ )

વડનગર ગુજરાતનું અતિપ્રાચીન નગર છે. પુરાણો પણ આ નગરની પ્રાચીનતાની સાખ પૂરે છે; પુરાણોએ એને વિવિધ નામો આપ્યાં છે. આનંદપુર, ચમત્કારપુર, મદનપુર વગેરે નામો હાલના વડનગરના પ્રાચીન સ્થળનો જ નિર્દેશ કરે છે. આ નગર સાથે જૈનધર્મનો સંબંધ પણ પ્રાચીનકાળથી છે. જૈનગ્રંથો મુજબ આનું પ્રાચીન નામ આનંદપુર અને વૃદ્ધનગર હતું.

જૈનોના 'કલ્પસૂત્ર' નામના પવિત્ર આગમ ગ્રંથની શ્રાવકો સમક્ષ વાચનાનો આરંભ આ સ્થળે થયો હતો. એ વાચના કયા આચાર્યે શરૂ કરેલી એ વિશે કથાગ્રંથો એકમત નથી પરંતુ જે રાજવી સાથે આ કલ્પવાચનાની ઘટના સંબંધ ધરાવે છે એનું પ્રમાણ આ શ્લોક પૂરું પાડે છે:—

"वीरात् त्रिनन्दाङ्कशरद्यचीकरत् (९९३) त्वच्चैत्यपूते ध्रुवसेनभूपतौ ।
यस्मिन् महे संसदि कल्पवाचनामाद्यां तदानन्दपुरं न कः स्तुते ? ॥"

—આનંદપુરના ચૈત્યથી પવિત્ર થયેલા ધ્રુવસેન રાજાની સમક્ષ વીરનિ. સં. ૯૯૩ (વિ. સં. ૫૨૩)ના જે મહોત્સવમાં એકઠી થયેલ રાજસભામાં "કલ્પસૂત્ર"ની પહેલવહેલી વાચના થઈ તે આનંદપુરની કયો પુરુષ સ્તુતિ ન કરે?

પરંપરા કહે છે કે ધ્રુવસેન રાજાના પુત્રના મરણથી એકઠી થયેલી શોકસભાને સાંત્વના આપવા માટે એ સમયના સમર્થ જૈનાચાર્ય શ્રીધનેશ્વરસૂરિએ "કલ્પસૂત્ર" વાંચી સંભળાવ્યું હતું.[1]

ગૂર્જરનરેશ કુમારપાલે વડનગરમાં સં. ૧૨૦૮માં ભવ્ય કિલ્લો બંધાવ્યો છે, જેના દરવાજાના તોરણોની શિલ્પકલા તો આજે ગુજરાતની પ્રાચીન શિલ્પકલાના સર્વોત્તમ નમૂનારૂપ ગણાય છે.

સં. ૧૫૨૪ માં શ્રીપ્રતિષ્ઠાસોમે રચેલા "સોમસૌભાગ્ય કાવ્ય"માં વર્ણન છે કે—વૃદ્ધનગર (વડનગર) માં સમેલા નામનું તળાવ છે અને જીવંતસ્વામી તથા વીરના બે વિહારો નગરની શોભારૂપ છે. આવા પવિત્ર સ્થળમાં દેવરાજ, હેમરાજ અને ઘટસિંહ નામના ત્રણ ભાઈઓ શ્રીમંત હતા. તેમાંના શ્રેષ્ઠી દેવરાજે ભાઈઓની સમ્મતિથી

1. "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" પૃ. ૧૪૬.

કરેલા ઉત્સવમાં શ્રીસોમસુંદરસૂરિએ શ્રીમુનિસુંદર વાચકને સૂરિપદ આપ્યું હતું. પછી દેવરાજે સંઘપતિ બની અહીંથી મુનિસુંદરસૂરિ સાથે શત્રુંજય અને ગિરનારની યાત્રાઓ કરી હતી.

ઊંચા ટેકરા ઉપર વસેલું આ નગર આજે પણ એના ભૂતકાલીન ગૌરવનું ભાન કરાવે છે. તેમાં અહીંનાં જૈન મંદિરોનું સ્થાન અગ્રપદે છે. આજે અહીં ૫ જિનમંદિરો ઊભાં છે.

૧. ઋષભદેવ ભગવાનનું પ્રાચીન મંદિર વિશાળ અને ભવ્ય છે. ભમતીમાં ત્રણ શિખરબંધી દેરીઓ છે અને મૂળ ગભારા નીચે ભોંયરામાં શેષફણવાળા શ્રીપાર્શ્વનાથની પ્રાચીન રમણીય મૂર્તિ બિરાજે છે. કહે છે કે, આ ભોંયરું ઠેઠ તારંગા સુધી જતું હતું.

૨. હાથીવાળા દેરાસરમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી છે. તેમાં શિખરબંધી બાવન દેવકુલિકાઓ છે. જુદા જુદા નાગરવણિક શ્રાવકોએ દરેક દેરીમાં ભગવાન મહાવીરસ્વામીની પ્રતિમાઓ ભરાવેલી છે. રંગમંડપમાં આ મંદિરના બંધાવનાર શ્રેષ્ઠીની મૂર્તિ બારેક ફીટ ઊંચાઈવાળા પથ્થરના એક હાથી ઉપર શોભી રહી છે.

વડનગરા નાગરની ઉત્પત્તિનું સ્થાન આ નગર મનાય છે. નાગરો અસલ જૈનધર્મ પાળતા હતા એવું પ્રમાણ પ્રાચીન મૂર્તિલેખોમાંથી મળી આવે છે.[2] એમણે બંધાવેલાં મંદિરો અને સ્થાપન કરેલી મૂર્તિઓ આજે પણ અહીં મોજુદ છે.

શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી પોતાના "વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ"માં કહે છે કે–"સં. ૧૫૪૬ની આસપાસ પુષ્ટિમાર્ગ શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના પ્રરૂપક શ્રીવલ્લભાચાર્ય ગુજરાતમાં આવ્યા અને જૈનધર્માનુયાયી મોઢ, ખડાયતા, નાગર વાણિયાઓ હતા તે સર્વ અત્યારે આ સંપ્રદાયના જ જણાય છે." અર્થાત્ આ નાગરો જૈનમાંથી કોઈ કાળે શૈવાનુયાયી થયા અને તે પછી ઉક્ત સંવતમાં કેટલાક પુષ્ટિમાર્ગી બન્યા હશે.

શ્રીઉદ્યોતનસૂરિએ રચેલા "કુવલયમાલા" ગ્રંથની પ્રશસ્તિમાં વટેશ્વરસૂરિએ જે આકાશવપ્રનગરમાં એક રમ્ય જિનાલય કરાવ્યું એવી નોંધ છે તે પર શ્રીજિનવિજયજી પોતાના "કુવલયમાલા" નામના લેખમાં આ આકાશ-વપ્રનગરને વડનગર તરીકે ઓળખાવે છે પરંતુ શ્રીકલ્યાણવિજયજી એ આકાશવપ્રનગરને સિંધની સરહદમાં આવેલા 'અમરકોટ'ના પર્યાય નામ તરીકે ઓળખાવે છે.[3]



## ૩૧. પાનસર

### (કોઠા નંબર : ૧૦૮૩-૮૪)

**પાનસર** સ્ટેશનથી લગભગ ૧ ફર્લાંગ દૂર પૂર્વ તરફ જંગલમાં આ તીર્થધામ આવેલું છે. ગામમાં જવાના માર્ગની જમણી બાજુએ વિશાળ કંપાઉંડમાં વચ્ચે સાત ગભારા અને ત્રણ શિખરવાળું મૂ. ના. શ્રી મહાવીર ભગવાનનું વિશાળ અને ભવ્ય મંદિર શોભે છે. મૂ. ના.ની પ્રતિમા ૩ા ફીટ ઊંચી છે. આના સાતે ગભારામાં મૂ. ના. તરીકે આરસની સાત મૂર્તિઓ પધાવેલી છે. બાકીની મૂર્તિઓ ધાતુની પંચતીર્થી વગેરેની છે.

મંદિરની ચોતરફ આવેલી વિશાળ ધર્મશાળામાં ૧૨૦ ઓરડાઓ છે. મંદિરની સમ્મુખ કંપાઉંડ વચ્ચે જ સુરત વાળા શેઠ ભુરિયાભાઈ જીવણચંદે બાવીશ હજાર રૂપિયા ખર્ચીને ત્રણ માળનું ભવ્ય ટાવર બાંધેલું છે.

આ મંદિર બંધાવવાનો ઈતિહાસ એવો છે કે, મૂ. ના. મહાવીર ભગવાનની મૂર્તિ રાવલ જેલા તેજાના ઘરના કરામાંથી સં. ૧૯૬૬ના શ્રાવણ સુદિ ૯ને રવિવારે પ્રગટ થઈ હતી. એને પાનસર ગામના દેરાસરમાં પધરાવ્યા પછી ઘણા

---

૨. નાગરોએ ભરાવેલી જૈન મૂર્તિઓના લેખો માટે જુઓ: શ્રીબુદ્ધિસાગરસૂરિસંપાદિતઃ "ધાતુપ્રતિમા લેખસંગ્રહ" ભા. ૧–૨, અને શ્રીવિજયધર્મસૂરિસંગ્રહિત 'પ્રાચીન લેખ સંગ્રહ' ભા. ૧.

૩. "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" પૃ. ૧૩૩ની ટિપ્પણી.

યાત્રાળુઓ અહીં દર્શનાર્થે આવવા લાગ્યા. પ્રાચીન મૂર્તિઓનો મહિમા વધતો જતો જોઈ, અમદાવાદ જેવું શહેર નજીક હોવાથી, સ્ટેશન પાસે જમીન વેચાતી લઈ દેરાસર બંધાવવાની શરૂઆત કરતાં શેઠ જેઠાલાલ દીપચંદનાં ધર્મપત્નીએ ચાલીસ હજાર રૂપિયા આપ્યા ને શ્રીસંઘના દ્રવ્યથી આ ભવ્ય જિનાલય તૈયાર થયું. સં. ૧૯૭૪ના વૈશાખ સુદિ ૬ ના દિવસે પ્રગટ થયેલ શ્રીમહાવીર ભગવાનની પ્રતિમાની મૂ. ના. તરીકે પ્રતિષ્ઠા કરવામાં આવી.

સં. ૧૯૯૧ માં અહીંના એક ટેકરાને ખોદતાં પાંચ મૂર્તિઓ નીકળી હતી, જે આ મંદિરમાં પધરાવવામાં આવી છે. ધીમે ધીમે આ સ્થળ તીર્થધામ બની ગયું છે.

આ મંદિરથી બે ફર્લાંગ દૂર ધાનસર ગામ આવેલું છે. ત્યાં પણ ઘૂમટબંધી એક નાનું શ્રીધર્મનાથનું ચૈત્ય છે, જેમાં ભગવાનની બાર આંગળની આરસની એક પ્રાચીન પ્રતિમા બિરાજમાન છે.

આ ગામની આસપાસનાં મકાનો અને વાવડીઓ વગેરે જોતાં આ ગામ પહેલાં આબાદ હશે એમ લાગે છે.

થોડા સમય અગાઉ અહીંથી બીજી કેટલીક મૂર્તિઓ નીકળી આવી છે તે ગામના મંદિરમાં પધરાવી છે.



## ૩૨. વામજ

(કોઠા નંબર : ૧૦૮૬)

સેરિસાથી ૪ માઈલ દૂર વામજ નામનું ગામ છે.

સં૦ ૧૯૭૯ના માગશર વદિ ૫ ને રોજ પાટીદાર મહોલ્લાના એક કણબીના ઘર પાસે ખોદતાં જૈન પ્રતિમાજી નીકળી આવ્યાં. આ પ્રતિમાને સેરિસા લઈ જવાનો ખૂબ પ્રયત્ન થયો પરંતુ ગામના લોકોએ લઈ જવા ન દીધાં. તેમણે અહીં મંદિર બંધાવીને એ પ્રતિમા પધરાવવાનો આગ્રહ કર્યો. આખરે ગામ બહાર હનુમાનજીના મંદિરની ધર્મશાળામાં એક ઓરડી કરાવી એ મૂર્તિને ત્યાં સ્થાપન કરવામાં આવી.

આ મૂર્તિ સિવાય બીજી મૂર્તિઓ પણ મળી આવી હતી. તેમાં ચાર કાઉસગ્ગિયા, ખંડિત થયેલા બે ચામરધર ઇંદ્રો, બે ઇંદ્રાણીઓ, સફેદ આરસની એક ખંડિત મૂર્તિ, જેના ઉપર સં૦ ૧૫૨૩નો લેખ છે અને સફેદ આરસના પરિકરની એક ગાદી વગેરે નવ-દશ નંગ હતાં. કહેવાય છે કે અહીં પહેલાં એક જિનમંદિર હતું અને તેને સેરિસા સુધી ભોંયરું હતું. મુસ્લિમકાળમાં આ બધું વેરવિખેર થઈ ગયું.

અહીંના મહાદેવના મંદિરમાં જૈન અવશેષોના ટુકડાઓ ચણી લીધેલા જોવાય છે. તેમાં મૂળ ગભારા ઉપરના ભાગમાં પરિકરનો એક ટુકડો ચણેલો છે, જેમાં ઉપરના ભાગમાં બે નાની બેઠેલી તીર્થંકર મૂર્તિઓ છે અને એક ગોખલાનો ઉપરનો ટુકડો છે, જેમાં ઉપરના ભાગમાં બે હાથી અને છત્રધર દેખાય છે. ઝીણવટથી જોવામાં આવે તો આખુંયે મહાદેવ મંદિર જૈન મંદિરની સામગ્રીમાંથી ઊભું થયું હોય એમ જણાઈ આવે. ત્યાંના વૃદ્ધો કબૂલ કરે છે કે, જૈન મંદિરના ખંડિયેરોના પથ્થરો તેમજ આરસના ટુકડાઓમાંથી ચૂનો બનાવીને આ શિવાલય બાંધવામાં આવ્યું છે.

કવીશ્વર લાવણ્યસમયે સં. ૧૫૬૨માં અહીં રહીને “આલોયણ વિનતિ” નામની ગુજરાતી કવિતાકૃતિ રચી હતી. તેમાં તેઓ આ પ્રકારે ઉલ્લેખે છે:—

“સંવત પંનરે બાસઠે અલવેસર રે, આદિસર સાખિ તો; વામજમાંહે વીનવ્યો સીમંધર રે, દેવદર્શન દાખિ તો.”

આ ઉપરથી જણાય છે કે સોળમા સૈકામાં અહીં શ્રીઆદીશ્વરનું મંદિર હતું અને તેમાં શ્રીસીમંધર જિનની મૂર્તિ હતી.

આજે અહીં નવીન જિનમંદિર બાંધવામાં આવ્યું છે. તેની પ્રતિષ્ઠા સં. ૨૦૦૨ના વૈશાખ સુદિ ૧૩ને દિવસે શ્રીવિજય-નેમિસૂરીશ્વરજીના શિષ્ય શ્રીવિજયોદયસૂરિજી હસ્તક થયેલી છે.

આ મંદિરમાં મૂ૦ ના૦ ની શ્વેત પ્રાચીન પ્રતિમા મનોહર છે. લોકો તેને શાંતિનાથ ભગવાનની પ્રતિમા કહે છે પરંતુ તે પ્રતિમા આદીશ્વર ભગવાનની છે. એના ઉપર લેખ નથી પરંતુ ૧૧–૧૨ મા સૈકાની હોય એમ જણાય છે. તેની બંને બાજુએ કાઉસગ્ગિયા છે ને તે પર લેખ છે પણ વાંચી શકાતો નથી. આ બંને કાઉસગ્ગિયા મૂ૦ ના૦ ના સમયના જ હોવાની સંભાવના થાય છે.

આ સ્થાન આજે તીર્થ જેવું મનાય છે.



## ૩૩. ઉંઝા

( કોઠા નંબર : ૧૦૯૭–૧૦૯૯ )

ઉંઝા ઘણું જૂનું ગામ છે. અહીં જૈનોનાં ૨૫૦ ઘરની વસ્તી છે. ત્રણ ઉપાશ્રયો છે, તે પૈકી એક ત્રણ મજલાનો મોટો અને સુંદર છે. ૧ જૈન ધર્મશાળા, જૈન પાઠશાળા અને જૈન લાયબ્રેરી વગેરે છે. અહીં ત્રણ જિનમંદિરો છે.

૧. શ્રીકુંથુનાથ ભગવાનનું વિશાળ અને ભવ્ય મંદિર નાના બજારમાં આવેલું છે. વિક્રમની ૧૨મી શતાબ્દીમાં આ મંદિર બંધાયું હોય એમ જણાય છે. મૂળ મંદિરને ત્રણ શિખરો છે ને આસપાસ ૨૫ દેવકુલિકાઓ છે, જેમાં એકેક પાષાણ પ્રતિમા છે. મૂળ ગભારામાં મૂળનાયક શ્રીકુંથુનાથ ભગવાન છે અને બંને બાજુનાં બે જિનાલયોમાં શ્રીમહાવીરસ્વામી ભગવાનની અને શ્રીઅજિતનાથ પ્રભુની મૂર્તિઓ વિરાજમાન છે. શિખરના માળ ઉપર શ્રીશાંતિનાથ વગેરેની પ્રતિમાઓ છે. આ મંદિરની ડાબી બાજુએ એક દેરાસરમાં પાંચ મેરુ તુલ્ય પાંચ ચૌમુખ પ્રતિમાઓ એક જ ચોકી ઉપર સ્થાપન કરેલાં છે. સમગ્ર મંદિરની પ્રતિમાઓ ગણતાં પાષાણની ૭૨ અને ધાતુની ૭૦ પ્રતિમાઓ છે. આ પ્રતિમાઓ વિક્રમની લગભગ ૧૨મી શતાબ્દીથી લઈને ૧૪મી શતાબ્દીની પ્રતિષ્ઠિત છે એક આરસ મૂર્તિ શ્રીગૌતમસ્વામીની છે અને સં. ૧૨૪૦ની સાલનો ૧૮ જિનમાતાનો તૂટેલો આરસનો એક પ્રાચીન પટ્ટ છે. સં. ૧૯૦૦ લગભગમાં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયેલો છે.

૨. વીસાવાસમાં શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી જિનાલય છે. તેમાં પાષાણની ૪ અને ધાતુની ૫ પ્રતિમાઓ છે.

૩. તલાટીના માઢમાં એક શ્રીશાંતિનાથ ભગવાનનું ઘર દેરાસર છે. તેમાં ધાતુની પંચતીર્થીની ૫ પ્રતિમાઓ છે.



## ૩૪. સિદ્ધપુર

( કોઠા નંબર : ૧૧૦૪–૧૧૦૫ )

સરસ્વતી નદીના પશ્ચિમ કાંઠા ઉપર જરા ઊંચાણ ભાગમાં સિદ્ધપુર શહેર વસેલું છે. સિદ્ધપુરનું પ્રાચીન નામ શ્રીસ્થલ હોવાનું જણાય છે. હિંદુઓના માતૃગયા તીર્થ તરીકે આની પ્રસિદ્ધિ હોવાથી ઘણા લોકો અહીં માતૃશ્રાદ્ધ કરવા આવે છે. સોલંકી મૂળરાજે ઉત્તર હિંદમાંથી બોલાવેલા તથા શ્રીસ્થલમાં રાખેલા બ્રાહ્મણોએ તેને સિદ્ધપુર નામ આપ્યું હોવાનો સંભવ છે. દંતકથા તો એવી છે કે, મૂળરાજે બંધાવવા માંડેલો રુદ્રમહાલય સિદ્ધરાજ જયસિંહે પૂરો કર્યો ત્યારે એના માનમાં બ્રાહ્મણોએ રાજાના નામના બે અક્ષરો જોડી દઈ આ શહેરનું નામ સિદ્ધપુર રાખ્યું. આજે એ રુદ્રમહાલયનાં ખંડિત અવશેષો જ હયાત છે. એને જોતાં ગુજરાતમાં સ્થાપત્યકલાનો ઉત્કર્ષ કેવો હતો એનું અનુમાન થઈ શકે છે. મૂળરાજે સં. ૧૦૪૩ માં આ શ્રીસ્થલ ( સિદ્ધપુર ) દાનમાં આપી દીધું હતું, એવું એક તામ્રપત્રમાં જણાવ્યું છે.

સિદ્ધરાજે અહીં 'સિદ્ધવિહાર' નામે ઉત્તુંગ ૨૪ દેવકુલિકાઓવાળું ભવ્ય ચૈત્ય નિર્માણ કર્યું હોવાના ઉલ્લેખો પણ મળે છે. પરંતુ મુસ્લિમકાળમાં અહીં ભારે પરિવર્તન થયું જેમાં આવાં ઉત્કૃષ્ટ ધર્મસ્થાનોનો નાશ થયો, એટલું જ નહિ અત્યારે જે વહોરાઓની વસ્તી જણાય છે તે એ સમયે અને તે પછીના સમયમાં વટલેલા બ્રાહ્મણો હોવાનું કહેવાય છે.

શ્રીહીરવિજયસૂરિના સમયમાં તેમના શિષ્ય કુશલવર્દ્ધન ગણિએ સં. ૧૬૪૧ માં રચેલી "સિદ્ધપુર-ચૈત્યપરિપાટી"માં અહીં બે મોટી પૌષધશાળાઓ ઉપરાંત પાંચ જૈન મંદિરો હોવાનું જણાવ્યું છે:—

"સિદ્ધપુર નયર વખાણીઇ, અવનીતલિ શ્રંગ, શ્રાવક શ્રાવિકા બહુ વસઈ, જિનધરમિ રંગ;
પૌષધશાળા અતિભલી બેહુ તિહાં સોહાઈ, જિણહર પંચ મનોહર દીસઇ મનમોહઇ." (૪)

આ અવતરણ તત્કાલીન જૈનોની સ્થિતિ ઉપર પ્રકાશ પાડી રહ્યું છે. સોળમા-સત્તરમા સૈકા સુધી જૈનોની સારી આબાદી હોવાનું આથી જાણી શકાય છે. એ સમયે જે પાંચ મંદિરો હતાં તેમાં ૧. મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર હતું. ૨. શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનું મંદિર હતું, જેમાં મૂળનાયકની મૂર્તિ સુંદર શ્યામલવર્ણી હતી. ૩. અત્યંત દેદીપ્યમાન જિનાલય ભોંયરાવાળું હતું, જેમાં ત્રણ સુંદર મૂર્તિઓ મહાવીરસ્વામી ભગવાનની અને ચોથી મૂર્તિ શ્રીનેમિનાથ ભગવાનની હતી. ભોંયરામાં શ્રીસુપાર્શ્વનાથ અને નેમિનાથ ભગવાનની પ્રતિમાઓ બિરાજમાન હતી. ૪ શ્રીચંદ્રપ્રભનું જિનાલય હતું અને અને ૫. શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર હતું, જેમાં ૨૪ દેરીઓ અને ચોમુખ જિનની પ્રતિમાઓ પ્રતિષ્ઠિત હતી. કવિ અંતે આ પાંચે જિનાલયોની શોભા વર્ણવતાં જણાવે છે કે—

"પંચ જિણહર મનોહરૂ તુ ભમરૂલી, પંચય મેરૂસમાન સાહેલડી;
પંચય તીરથ અતિભલાં તુ ભમરૂલી, પંચમ ગતિ સુખથાન સાહેલડી." (૩૪)

આ પાંચે મંદિરો કેવાં ભવ્ય, વિશાળ અને કળાપૂર્ણ હશે એનું અનુમાન કરવાનું આજે આ ચૈત્યપરિપાટી સિવાય બીજું સાધન ઉપલબ્ધ નથી.

આજે અહીં ૫૦ જૈનોની વસ્તી છે, ૨ ઉપાશ્રય અને ૨ જિનાલયો છે, જેમાંના એક જીવાતખાના પાસે આવેલા શ્રીચંદ્રપ્રભુ ભગવાનના શિખરબંધી જિનાલયમાં ચોવીશ જિનમાતાનો એક સુંદર પટ્ટ છે અને સં. ૧૨૯૪ની સાલની એક ગૃહસ્થ મૂર્તિ પ્રાચીન છે. બીજું મંદિર અલવાના ચકલે શ્રીમહાવીરસ્વામી ભગવાનનું છે. આ મંદિર ઘૂમટબંધી છે.

★

## ૩૫. મહેસાણા

(કોઠા નંબર : ૧૧૦૮-૧૧૧૮)

મહેસાણા કેટલું પ્રાચીન હશે તે જણાયું નથી પરંતુ પંદરમા સૈકા પહેલાંનું હોવાનો એક પુરાવો મળે છે. જામનગરમાં આવેલા શેઠ રાયશીએ બંધાવેલા શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરની ધાતુમૂર્તિના લેખમાં મહેસાણાના રહેવાસી શ્રેષ્ઠીએ એ મૂર્તિ ભરાવ્યાનો ઉલ્લેખ કરેલો છે. એ લેખ આ પ્રકારે છે:—

"सं. [०] १४९१ व० फाग [०] वदि सोमे महीसाणावास्तव्यश्रीश्रीमालज्ञातीय श्रे० वीरपाल....पूनाश्रेयसे श्रीसंभवनाथबिंबं कारितं पिप्फ(प्प)लीयगच्छे श्रीललितचंद्रसूरिभिः प्रतिष्टि(ष्ठि)तं ॥श्री॥"[1]

આ ગામમાં ૮૦૦ જૈનોની લગભગ વસ્તી છે, ૨ ઉપાશ્રયો અને ૪ મોટી જૈન ધર્મશાળાઓ છે. અહીં ૧૧ જિનમંદિરો છે, તેમાં ૮ મંદિરો તો શિખરબંધી અને રમણીય છે.

(૧-૨) સૌથી મોટું અને વિશાળ મંદિર બજારમાં આવેલું છે. એને બે માળ છે. તેમાં નીચે મૂળનાયક શ્રીમનમોહન પાર્શ્વનાથ ભગવાન છે, જ્યારે માળ ઉપર શ્રીનેમિનાથ ભગવાન બિરાજે છે. આ મંદિરમાં ત્રણ પ્રાચીન મૂર્તિઓ છે. એક પ્રાચીન ગૃહસ્થ મૂર્તિ ઉપર સં. ૧૨૫૭ નો લેખ આ પ્રકારે છે:—

"सं० १२५७ आषाढ सुदि ९ महं० श्रीजम्बकसुत मह० श्रीशांति........॥"

આ મૂર્તિ આ મંદિરના બંધાવનારા શ્રેષ્ઠીની હોય તો આ મંદિર અને ગામ તેરમા સૈકા પહેલાંનું પુરવાર થાય.

૧. "પ્રાચીન લેખસંગ્રહ"—વિજયધર્મસૂરિ સંગ્રહિત : ભા. ૧, લેખાંક : ૧૫૪.

(૩) મહારાજની ખડકીમાં શ્રીશાંતિનાથ ભગવાનનું ઘર–દેરાસર છે. (૪–૫) સંઘવી પોળમાં આદિનાથ ભગવાનનું મંદિર ઘૂમટબંધી અને શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર શિખરબંધી છે. (૬) પટવા પોળમાં શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર ધાબાબંધી છે. (૭–૮) શુકલવાડામાં શ્રીવિમલનાથ ભગવાન અને શ્રીસુમતિનાથ ભગવાનનાં મંદિરો શિખરબંધી છે. શ્રીસુમતિનાથના દેરાસરમાં એક આચાર્યમૂર્તિ ઉપર સં. ૧૨૫૭ નો પ્રાચીન લેખ આ પ્રકારે છે:—

"સં૦ ૫૭ आषाढ शुदि ९ गुरौ पूज्यश्रीहेमचंद्रसूरीणां मूर्ति[ : ] ॥ आगमगच्छे ॥ सं० १२५७ ॥"

(૮) જોશીની ખડકીમાં શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર, (૯) મોતી જડીઆની ખડકીમાં શ્રીઆદિનાથ ભગવાનનું અને (૧૦) મોચીવાડામાં શ્રીઆદિનાથ ભગવાનનાં મળીને ત્રણે મંદિરો શિખરબંધી રચનાવાળાં છે.

અહીં શ્રીયશોવિજય સંસ્કૃત પાઠશાળા વગેરે જૈન સંસ્થાઓ છે.



## ૩૬. ગાંભૂ

(કોઠા નંબર: ૧૧૧૯)

પાટણથી ૨૪ માઇલ દૂર અને ધીણોજ સ્ટેશનથી ૬ માઇલ દૂર આવેલું ગાંભૂ ગુજરાતનું અતિપ્રાચીન ગામ છે. જૈન ગ્રંથોમાં ગાંભૂ અને ગંભુતા એવાં એનાં નામો ઉલ્લેખાયેલાં મળી આવે છે. એક સમયે ગાંભૂ ગામ જૈનોનું કેન્દ્રસ્થાન હતું અને ૧૪૪ ગામના જૂથમાં આવેલું મુખ્ય નગર હતું, એમ દાનપત્રો પરથી જણાય છે.[1]

---

૧. (ટાકોદી) સં. ૨૦૦૭ના અંક: 'બુદ્ધિપ્રકાશ'માં "સોલંકી યુગનાં બે અપ્રસિદ્ધ તામ્રપત્રો પ્રગટ થયાં છે. તેમાં પહેલું તામ્રપત્ર મહારાજાધિરાજ શ્રીમત્‌ત્રૈલોક્યમલ્લ શ્રીકર્ણદેવનું છે. તેમાં નોંધેલું દાન ટાકવવી ગામના મહામાત્ય શ્રીપ્રદ્યુમ્ને બંધાવેલ વસતિકાના શ્રીસુમતિનાથદેવને આપેલું છે. દાનમાં આપેલી ભૂમિ ગંભૂતાન ૧૪૪ ગામના જથ્થામાં આવેલા કાણોદા ગામની પૂર્વ સીમામાં આવી હતી. એની ઉત્તરે કાકાવાસણ ગામની સીમાનો ઉલ્લેખ આવે છે. આ દાન વિ. સં. ૧૧૪૦ ના પોષ વદિ ૧૪ ને સોમવારે ઉત્તરાયણ પર્વને દિવસે આપેલું છે. એ સમયે કર્ણદેવનો મુકામ દયાવડમાંની વિજય છાવણીમાં હતો. દાનશાસનનો લેખ કાયસ્થ વટેશ્વરના પુત્ર કેક્કે ઘડેલો છે ને એનો દૂતક મહાસાંધિવિગ્રહિક શ્રીપ્રભાકર છે. લેખને અંતે રાજાની સહી છે.

બીજું તામ્રપત્ર પરમભટ્ટારક મહારાજાધિરાજ શ્રીજયસિંહદેવનું છે. લેખની શરૂઆતમાં પુરોગામી રાજાઓની યાદી આપવામાં આવી છે. તેમાં પ. મ. પ શ્રીમૂળરાજદેવ, પ. મ. શ્રીચામુંડરાજદેવ, પ. મ. શ્રીદુર્લભરાજદેવ, પ. મ. શ્રીભીમદેવ તથા પ. મ. શ્રીમત્‌ત્રૈલોક્યમલ્લ શ્રીકર્ણદેવની નામવલી આવે છે. દાનની મિતિ વિક્રમ સં. ૧૧૫૬ના આષાડ સુદિ ૧૫ ને સોમવારની છે. દાન પાટનગર અણહિલ્લપાટકમાંથી જ આપવામાં આવેલું છે. દાનનો મુખ્ય ભાગ ટાકોવી ગામના મહામાત્ય શ્રી. પજજકના પુત્ર ઠક્કુર શ્રીવેલ્લહલે કરાવેલા 'વાપી'ને કાંતો 'વાણી'—સરસ્વતીને આપ્યો છે ને થોડો ભાગ ટાકોવી ગામના મહામાત્ય શ્રીયશોરાજે સ્થાપેલા સુમતિનાથદેવને આપ્યો છે. દાનની ભૂમિ ગંભૂતાના ગામમાં આવી હતી. એની પૂર્વે કામેલી ગામ જતા માર્ગનો, દક્ષિણે ગંભૂતા ગામના પાદરનો, ને પશ્ચિમે વડાલવી અને ટાકવવી ગામના માર્ગનો ઉલ્લેખ આવે છે. દાનશાસનનો લેખક કાયસ્થ વટેશ્વરનો પૌત્ર અક્ષપટલિક શ્રીબીજસગ્ર છે ને દૂતક મહાસાંધિવિગ્રહિક શ્રીચાહિલ છે. લેખને અંતે રાજાની સહી છે.

બંને દાનની ભૂમિ ગંભૂતાના ૧૪૪ ગામના જૂથમાં આવેલી છે. આ ગંભૂતા એ ધીણોજ સ્ટેશન અને મોઢેરા વચ્ચે આવેલું ગાંભૂ ગામ છે. કાણોદા એ ચાણસ્માની દક્ષિણે આવેલું કનોડા ગામ છે. એની નજીકમાં આવેલું કાકાવાસણ એ કકાસણા છે. દયાવડા એ ધીણોજની ઈશાને આવેલું દયાવડા છે. અણહિલ્લપાટક એ હાલના પાટણની નજીકમાં આવેલું તે સુવિદિત છે. કામેલી એ ઊંઝા અને સિદ્ધપુર વચ્ચે આવેલું કામલી ગામ હોઈ શકે. એ ગામ ગાંભૂથી વીસેક માઈલ જેટલું દૂર છે પરંતુ લેખમાં તો માત્ર ગામ જવાના માર્ગનો ઉલ્લેખ છે. અને દિશા પણ બરાબર બંધબેસે છે. વડાલવી એ હાલનું વડાવલી અને ટાકોવી એ હાલનું ટાકોદી છે. આ રીતે દાનપત્રોમાં જણાવેલાં બધાં ગામ ઓળખી શકાય છે.

આ બંને તામ્રપત્રોમાં મહત્ત્વનો મુદ્દો એ છે કે, દાન જૈનધર્મનાં દેવાલયોને આપવામાં આવ્યાં છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે, કુમારપાલની પહેલાં થયેલા આ રાજવીઓ પણ જૈન સંસ્થાઓને કાયમી આવક અંગે ભૂમિદાન દેતા હતા.

આ ટાકોદી ગામમાં આજે કોઈ જૈન મંદિર હયાત નથી. આ મંદિર અહીંની ભૂમિમાં દટાયેલું હોવું જોઈએ. એની મૂર્તિઓ

જૈન સૂત્રોના આદિ ટીકાકાર શીલાંકાચાર્યે 'આચારાંગસૂત્ર'ની ટીકા આ ગામમાં રહીને જ શકસંવત્ ૭૮૪ (વિ. સં. ૯૧૯)માં પૂરી કરી હતી. પ્રાચીન વૈદ્યક ગ્રંથ 'સુશ્રુત'ની રચનાનું માન આ ગામને જ મળે છે. તેઓ કહે છેઃ—

"अहं हि धन्वन्तरिरादिदेवो, जरारुजामृत्युहरोऽमराणाम्।
शल्याङ्गमङ्गैरपरैरुपेतं(तः) प्राप्तोऽस्मि गांभूय इहोपदेष्टुम्॥"

આ ગ્રંથની રચના કોણે, ક્યારે કરી એ સંબંધી કશું જાણવા મળતું નથી પરંતુ ગ્રંથના આભ્યંતર નિરીક્ષણથી તેઓ કોઈ રાજમાન્ય જૈન ચૈત્યવાસી હોય એવો આભાસ મળે છે. તેમણે અહીંના જૈનમંદિરમાં રહીને 'સુશ્રુત'ની રચના કરી હોય એમ જણાય છે.

મંત્રીશ્વર વિમલના પૂર્વજ નીના શેઠ શ્રીમાલનગરથી પ્રથમ ગાંભૂમાં આવીને રહ્યા હતા. ગૂર્જરનરેશ વનરાજે (ઇ. સ. ૭૪૬ થી ૮૦૬) તેમને પાટણમાં રહેવાને આમંત્રણ આપ્યું અને તેમના પુત્ર લહરને દંડનાયક તરીકે

---

અને તેના પરના શિલાલેખો મળી આવે તો ઇતિહાસમાં અપૂર્વ પ્રકાશ પાડનારું સાધન ગણાય છે. બીજા તામ્રપત્રમાં જણાવ્યા મુજબ આ સુમતિનાથ મંદિર ટાકોવી ગામના મહામાત્ય શ્રીયશોરાજે સ્થાપ્યું હતું. આ યશોરાજ શ્રેષ્ઠી કોણ હતો એનો પત્તો એવાં શિલાલેખીય સાધનોમાંથી મળી આવે. એ બંને મૂળ દાનપત્રો જેવાં પ્રકાશિત થયાં છે તેવાં અહીં સંગ્રહને ખાતર નોંધવામાં આવે છેઃ—

(૧) શ્રી. કર્ણદેવનું તામ્રપત્રઃ

१. विक्रम संवत् ११४० पौष वदि १४ सोमेऽद्य दयावडावासितश्रीमद्विजयिकटके समस्तराजावलीविराजितमहाराजाधिराजश्रीमत्त्रिलोक्यमल्ल-श्रीकर्णदेवः स्वभुज्यमानगंभूताप्रतिबद्धचतुश्चत्वारिंशदधिकग्रामशतान्तःपातिनः समस्तराजपुरुषान् ब्राह्मणोत्तरांस्तन्निवासिजनपदांश्च बोधयत्यस्तु वः संविदितं यथा। अद्योत्तरायणपर्वणि चराचरगुरुं भगवन्तं भवानीपतिमभ्यर्च्य संसारस्यासारतां विचिन्त्य नलिनीदलगतजललवतरलतरं प्राणितव्यमाकलय्य ऐहिकमामुष्मिकं च फलमंगीकृत्य पित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये टाकवीग्राममहामात्यश्रीप्रद्युम्नकारितवसतिकायां श्रीसुमतिनाथदेवाय काणोदाग्रामे ग्रामस्य पूर्वदिक् विभागे भूमि हलवाह २ विंशोपक १८ रूपक ३ रूपकत्रयोपेताष्टादशविंशोपकाधिकहलवाहद्वयभूमी तच्चास्याश्च पृष्ठतो विंशोपकं यतिबीजवापव्रीहि से ९ नवसेतिका इति प्रत्या केदारैः समन्विता शासनेनोदकपूर्वमस्माभिः प्रदत्ता। अस्याश्च पूर्वस्यां दिशि वणिक् हरिसुया। वणिक् हरिया। ब्राह्मण वराह। वणिक् साम्बिय। वणिक् पास। विश्वरूप। महलुयादीनां क्षेत्राणि। दक्षिणस्याम् क्षेत्राणां मार्गः। पश्चिमायां काणोदाग्रामपाद्रं। उत्तरस्यां वारपक्षेत्र काकावासणीयसीमा। मालाबरवापनक्षेत्र च। इति चतुराघाटोपलक्षितां भूमिमेनामवगम्य एतन्निवासिजनपदैर्यथादीयमानभागभोगकरहिरण्यादि सर्वदा सर्वमाज्ञाश्रवणविधेयैर्भूत्वास्मै देवाय समुपनेतव्यं। सामान्यं चैतत्पुण्यफलं मत्वाऽस्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभिरस्मत्प्रदत्तधर्मदायोयमनुमन्तव्यः पालनीयश्च उक्तं च भगवता व्यासेन॥ षष्ठिं वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः। आक्षेप्ता चानुमन्ता च तान्येव नरकं वसेत्॥

लिखितमिदं शासनं कायस्थवटेश्वरसुतकेक्ककेन। दूतकोऽत्र महासांधिविग्रहिकश्रीप्रभाकर.। श्रीकर्णदेवस्य॥

(૨) શ્રી. જયસિંહદેવનું તામ્રપત્રઃ

राजावलीपूर्ववत्परमभट्टारकमहाराजाधिराजपरमेश्वर—श्रीमूलराजदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजश्रीचामुण्डराजदेवपादानुध्यातपरमभट्टारकमहा-राजाधिराजश्रीदुर्लभराजदेवपादानुध्यातपरमभट्टारकराजाधिराजश्रीभीमदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराज-श्रीमत्त्रिलोक्यमल्लश्रीकर्णदेवपादानुध्यातपरम-भट्टारकमहाराजश्रीजयसिंहदेवः स्वभुज्यमानगंभूताप्रतिबद्धचतुश्चत्वारिंशदधिकग्रामशतान्तःपातिनः समस्तराजपुरुषान् ब्राह्मणोत्तरांस्तन्निवासिजनपदांश्च बोधयत्यस्तु वः संविदितं यथा। विक्रमसम्वत् ११५६ आषाढ शुदि १५ सोमे। अद्येह श्रीमदणहिलपाटके आषाढीपर्वणि चराचरगुरुं भगवंतं भवानी-पतिमभ्यर्च्य संसारासारतां विचिन्त्य नलिनीदलगतजललवतरलतरं प्राणितव्यमाकलय्य ऐहिकमामुष्मिकं च फलमंगीकृत्य पित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये टाकोवीग्राममहामात्यश्रीपउअकसुतठक्कुरश्रीवेल्हलेन कारितवाप्यै गंभूतायां भूमि विष ४ वहति हल १८ अष्टादशहलानां वसान्तमी शासनेनोदकपूर्वम-स्माभिः प्रदत्ता। अस्याश्च भूमेः पूर्वस्यां दिशि काबेलोग्राममार्गः। दक्षिणस्यां दिशि गंभूताग्रामपाद्रं किंचहवीजीर्णकपथ.। पश्चिमायां आलमतबालिका। वडालीग्रामटाकवत्रीग्रामयोः सूकः मार्गः उत्तरस्यां दिशि आशापुरीयविनायकः। क्षेत्रमार्गे आमाक्षेत्र देगडिक्षेत्रं अजितक्षेत्र चेति चतुराघाटोपलक्षितां भूमिमेनामवगम्य तन्निवासिजनपदैर्यथादीयमानभागभोगकरहिरण्यादि सर्वं सर्वदाज्ञाश्रवणविधेयैर्भूत्वास्यै वाप्यै समुपनेतव्यं। सामान्यं चैतत्पुण्यफलं मत्वा-ऽस्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभिरस्मत्प्रदत्तधर्मदायोयमनुमंतव्यः पालनीयश्च। तथा टाकोवीग्राममहामात्यश्रीयशोराजीयसुमतिनाथदेवाय। टाकोवीग्राम-पथक तलावत्रीधाणक। वुंधकायुणकरादीनां सकराभाव्यार्द्धं। तथा द्वितीयमर्द्धमस्ये वाप्यै च शासनेन प्रदत्तमिति मत्वा परिपंथिना केनापि न कार्या। उक्तं च भगवता व्यासेन।

यानीह दत्तानि पुरा नरेन्द्रैर्दानानि धर्मार्थयशस्कराणि। निर्माल्यवंति(न्त)प्रतिमानि तानि को नाम साधुः पुनराददीत॥
बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः। यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं॥

लिखितमिदं शासनं कायस्थवटेश्वरपौत्र—आक्षपटलिकश्रीवीजसश्रेण। दूतकोऽत्र महासांधिविग्रहिकश्रीवाहिलः। श्रीजयसिंहदेवस्य॥

નીચ્યો. આ નીના શેઠે પાટણમાં વિદ્યાધરગચ્છ માટે શ્રીઋષભદેવનું ભવ્ય મંદિર બંધાવ્યું હતું. સં. ૧૨૨૮માં સૈદ્ધાંતિક યશદેવના શિષ્ય પાર્શ્વનાગે આ ગામમાં જંબૂ નામના શ્રાવકના જિનાલયમાં તેની સહાયતાથી શક સંવત્ ૮૨૬માં રચેલી 'શ્રાવકપ્રતિક્રમણસૂત્ર' પરની વૃત્તિ તાડપત્ર પર લખી હતી.[1] સં. ૧૩૦૫માં 'ઉપાંગ–પંચક'ની વૃત્તિઓ અહીં જ લખાઈ હતી.[2] આ સિવાય અહીં બીજા કેટલાક ગ્રંથો રચાયા હોવાની હકીકત જાણવા મળે છે. ડૉ. પિટર્સને રિપોર્ટ ત્રીજાના પૃ. ૫૦માં ગંભૂતાને ખંભાત તરીકે ભૂલથી ઓળખાવ્યું છે.

આ વિગતોથી જાણી શકાય છે કે પાટણ વસ્યા પહેલાં કે તેની આસપાસમાં જૈન પ્રવૃત્તિનું આ સારું મથક હતું. એ સમયે અહીં અનેક જિનમંદિરો હોવાં જોઈએ. જંબૂ નામના શ્રાવકના જિનાલયનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. આ ગામની પ્રાચીનતાનો પુરાવો આપતા અહીંના મોટા ટેકરાઓ, વીખરાયેલાં ખંડિયેરો વગેરે આજે પણ જોઈ શકાય છે.

અહીં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બે માળનું મોટું મંદિર છે. મૂળનાયક ઉપર લેખ નથી પરંતુ મૂર્તિ પ્રાચીન અને પ્રભાવશાળી છે. આ મંદિરમાં મૂર્તિઓનો પરિવાર પ્રમાણમાં ઘણો છે. મોટા ભાગની મૂર્તિઓ અહીંની જમીનમાં દટાયેલી હતી તે જ મળી આવેલી આ મંદિરમાં છે.

★

## ૩૭. મોઢેરા

(કોઠા નંબર : ૧૧૨૦)

મોઢેરાનું પ્રાચીન સૂર્યમંદિર આજે પણ ગૂજરાતની જૈનેતર કળાસંપત્તિનો દર્શનીય નમૂનો છે. આ મંદિરની બાંધણી–કોરણી વિશે અનેક વિદ્વાનોએ પોતાની કલમને કસવામાં ઠીક પરિશ્રમ ઉઠાવ્યો છે છતાં કોઈ સમભાવી વિદ્વાને અહીંનાં જૈન અવશેષો તરફ જરા સરખી નજર કરવાનો કે આલેખવાનો પ્રયત્ન કર્યો નથી.

અહીં એક મૂર્તિ જે હનુમાનજી તરીકે પૂજાય છે તે વાસ્તવમાં બ્રહ્મશાંતિ નામના યક્ષની ખંડિત મૂર્તિ લાગે છે. જૈનોએ આ શાસનદેવ યક્ષનું જે વર્ણન કર્યું છે તેવી એની રચના જોવાય છે.

ગામ બહાર જૈન મંદિરનું ખંડિયેર ઊભું છે. એની સામે વિશાળ કુંડ છે ને કુંડમાં નાની દેરીઓમાં પદ્માસનસ્થ જૈન મૂર્તિઓ જોવાય છે. કહેવાય છે કે થોડા સમય પહેલાં કુંડનું સમારકામ થયું ત્યારે નીચેના ભાગમાંથી ૧૫–૧૬ જિનમૂર્તિઓ નીકળી હતી પરંતુ સમારકામ કરાવનાર ઉપરી અધિકારીએ એ સ્થળે મૂર્તિઓને માટીથી પૂરી દીધી છે. આ હકીકત સાચી હોય તો ગૂજરાત માટે શરમજનક બીના લેખાય. પ્રાચીન શિલ્પ જૈનોનું હોય કે જૈનેતરોનું પરંતુ એ સમસ્ત ગૂજરાતની સંપત્તિ છે. એ જૈનો જેટલી જ જૈનેતરો માટે સમ્માનનીય છે.

આજનું મોઢેરા નવું વસ્યું હોય એમ લાગે છે. ગામની ચારે બાજુએ મોટા ટેકરાઓ અને ધૂળમાં દટાયેલાં અવશેષો જોવાય છે, એ સ્થળે પ્રાચીન મોઢેરા વસેલું હશે.

'પ્રભાવકચરિત'માં ઉલ્લેખ છે કે, બપ્પભટ્ટિસૂરિના ગુરુ સિદ્ધસેનસૂરિ (આઠમો સૈકો) અહીંના મહાવીર ભગવાનની યાત્રા કરવા પધાર્યા હતા. તેમણે આ મોઢેરા તીર્થમાં શ્રીબપ્પભટ્ટિને વિ. સં. ૮૦૭ના વૈશાખ સુદિ ૩ના દિવસે દીક્ષા આપી, તેમનું નામ ભદ્રકીર્તિ રાખવામાં આવ્યું હતું.

ચૌદમા સૈકાના શ્રીજિનપ્રભસૂરિ કહે છે કે, 'મોઢેરામાં શ્રીવીર જિનેશ્વર છે.' અર્થાત્ શ્રીમહાવીરસ્વામીનું પ્રાચીન મંદિર છે. એ મંદિરની શ્રીબપ્પભટ્ટિસૂરિ (નવમો સૈકો) નિત્ય યાત્રા કરતા હતા.

આ ગામના નામ ઉપરથી કેટલાક જૈનાચાર્યો 'મોઢેરગચ્છીય' કહેવાય છે. મોઢ વણિકોથી આજે ભાગ્યે જ કોઈ અજાણ્યું હશે. કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય મોઢ જ્ઞાતિમાં જન્મ્યા હતા અને મહાત્મા ગાંધીજી પણ એ જ જ્ઞાતિનું સંતાન હતા.

---

૧. "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" પૃષ્ઠ ૨૮૨

૨. "જૈન પુસ્તક પ્રશસ્તિસંગ્રહ" પૃષ્ઠ ૧૨૫, પ્રતિ અંક: ૨૦૬

આજે અહીં શ્રીભીડભંજન પાર્શ્વનાથ ભગવાનનું સુંદર મંદિર છે.

પાટણથી મોઢેરા છ–સાત ગાઉ દૂર છે.

★

## ૩૮. સંડેર

**( કોઠા નંબર : ૧૧૩૦ )**

**મણુંદરોડ** સ્ટેશનથી ૩ માઈલ અને **પાટણ**થી અગ્નિખૂણે લગભગ ૧૦–૧૧ માઈલ દૂર **સંડેર** નામનું ગામ છે.[1] આ ગામ પુરાણું હોવાનાં ચિહ્નો જોવાય છે. આસપાસની ભૂમિ ઉપર પ્રાચીન શિલ્પકૃતિઓ, કોરણીભર્યા પથ્થરો જ્યાં ત્યાં પડેલા મળી આવે છે. મકાનોની દીવાલોમાં ચણી લીધેલા એવા પથ્થરો પણ ક્યાંક દેખાય છે. મકાનોના પાયા વગેરે તો દૂર દૂર સુધી નજરે પડે છે, આથી આ ગામ અસલ મોટું નગર હશે એમ પણ લાગે છે. ગામના ચોરામાં આવેલાં મૂર્તિ વગરનાં બે મંદિર વિશે "આર્કિયોલોજીકલ સર્વે ઓફ નોર્ધન ગૂજરાત"ના લેખકોની નોંધ મુજબ : એક મંદિર તો છઠ્ઠી શતાબ્દી જેટલું પ્રાચીન હોય એવું અનુમાન દોરવામાં આવ્યું છે. આ હકીકત વિશ્વસનીય હોય તો આ ગામ છઠ્ઠી શતાબ્દી પહેલાંનું મનાય.

એ પછી આ ગામ વિશેનું બારમી સદીનું તો તામ્રપત્રીય અકાટ્ય પ્રમાણ સાંપડે છે. **સોલંકી કર્ણદેવે** સં. ૧૧૪૮ માં **સૂણુક** ગામનું તળાવ ચાલુ રાખવા માટે ડાભી ગામની કેટલીક જમીન દાનમાં આપી હતી, તેમાં આપેલી જમીનના ખુંટ લખતાં **સંડેર** ગામનો ઉલ્લેખ આ પ્રમાણે આવે છે :–

"…. ..अस्याश्च भूमेः पूर्वस्यां दिशि भट्टारिकाक्षेत्रं तथा ब्राह्मणरुद्र । नेहालालाक्षेत्रं च । दक्षिणस्यां महिपरामक्षेत्रं । पश्चिमायां **संडेरग्राम**सीमा । इति चतुराघाटोपलक्षितां भूमि…. ।। "

આવા પ્રાચીન ગામમાં જૈનોએ પણ પોતાની સાંસ્કૃતિક સાધનામાં પીછેહઠ કરી નહિ હોય, પણ કમનસીબે એ વિશે કશું જાણવા મળતું નથી. હા, સં. ૧૩૫૩ માં **વીજાપુર**માં **પેથડ** નામના શ્રેષ્ઠીએ લખાવેલી '**ભગવતીસૂત્ર**'ની પ્રતિની એક પ્રશસ્તિમાંથી અહીંના મંદિર વિશે આ પ્રકારે સૂચન મળે છે :—

"योऽचीकरन्मण्डपमात्मपुण्यवल्लीमिवारोहयितुं सुकर्म्मा । ग्रामे च **संडेरक**नाम्नि **वीरचैत्ये**ऽजनि श्रेष्ठिवरः स मोखूः ॥"[2]

—સત્કર્મશીલ **મોખૂ** નામે શ્રેષ્ઠી સંડેરક ગામમાં થયો, જેણે આ ગામના વીરચૈત્યમાં પોતાના પુણ્યરૂપી વેલડી પર ચડવા માટે મંડપ બંધાવ્યો.

આ ઉલ્લેખથી જણાય છે કે, સં. ૧૩૫૩ પહેલાં અહીં વીર જિનેશ્વરનું મંદિર હતું, જેમાં મંડપ બંધાવવામાં આવ્યો.

વળી, સં. ૧૫૭૧માં શ્રેષ્ઠી પરવત અને કાન્હાએ લખાવેલી અનેક પ્રતિઓમાં તેમના પૂર્વજોની વંશાવલી અને તેમના સુકૃત્યોની નોંધ ૩૪ શ્લોકની પ્રશસ્તિમાં આપી છે.[3] તે તે પૂર્વજોના સુકૃત્યોની અને વિશિષ્ટ ઘટનાઓની સાલવારી પણ તેમાં નોંધી છે, તેમાં અહીંના મંદિર વિશેનો ઉલ્લેખ આ પ્રકારે કર્યો છે:—

"**संडेरके**ऽणहिल्लपाटकपत्तनस्यासन्ने य एव निरमापयदुच्चचैत्यम् । स्वस्वैः स्वकीयकुलदैवतवीरसेशं क्षेत्राधिराजसतताश्रितसन्निधानम् " ॥७॥

—**પેથડ** નામના શ્રેષ્ઠીએ **અણુહિલ્લપુર પાટણ**ની પાસે આવેલા **સંડેરક** ગામમાં પોતાના ધનવડે પોતાની કુલદેવતા અને **વીરસેશ** (?) ક્ષેત્રપાલથી સેવાયેલ ચૈત્ય કરાવ્યું.

---

૧. પ્રો. ભોગીલાલ સાંડેસરા કૃત "વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો"માંથી આ ગામની કેટલીક હકીકત તારવી છે.

૨. "જૈન પુસ્તક પ્રશસ્તિસંગ્રહ" પૃ. ૧૮, પ્રશસ્તિ અંક : ૧૬.

૩. "જૈન સાહિત્યપ્રદર્શન શ્રીપ્રશસ્તિ સંગ્રહ" પૃષ્ઠ : ૭૨, પ્રતિ અંક : ૨૬૯

એ જ શ્રેષ્ઠી પેથડે આ સિવાય એક મૂર્તિનો જીર્ણોદ્ધાર કરાવી પોતાના ઘર-દેરાસરમાં સં. ૧૩૬૦માં સ્થાપન કર્યાની નોંધ આ પ્રકારે એ પ્રશસ્તિમાં નોંધી છેઃ—

" गोत्रेऽत्रैवायातबिम्बं भीमसाधुर्विधिप्सितम् । यं पित्तलमयं हैमदृढमर्दयसन्धिमकारयत् ॥८ ।
चरमजिनवरेन्द्रस्फारमूर्तिं विधाप्य गृहजिनवसतौ प्रातिष्ठीपद् शुद्धलग्ने ॥९॥ "

—પોતાના ગોત્રમાં થઈ ગયેલા ભીમ શ્રેષ્ઠીએ પહેલાં ભરાવેલી આદિ જિનેશ્વરની પિત્તલમયી મૂર્તિને સુવર્ણથી દૃઢ સંધિવાળી કરાવી. વળી, ભગવાન મહાવીરસ્વામીની સુંદર મૂર્તિ ભરાવીને સારા મુહૂર્તમાં પોતાના ઘર-દેરાસરમાં સ્થાપન કરી.

તે પછીના શ્લોકમાં જણાવ્યું છે કે સં. ૧૩૬૦માં જ્યારે કરણઘેલો પાટણમાં રાજ્ય કરતો હતો ત્યારે એ મૂર્તિઓને સ્થાપન કર્યા બાદ શ્રેષ્ઠી પેથડે અહીંથી શત્રુંજય અને ગિરનારની યાત્રા માટે સંઘ કાઢ્યો.

આ બંને ઉલ્લેખોથી આ ગામમાં સં. ૧૩૬૦ પહેલાં એક કરતાં વધુ જિનમંદિરો હોવાનું સૂચન મળે છે અને તેમાં ઉલ્લેખાયેલા શ્રેષ્ઠીઓ અને તેમના પૂર્વજો આ ગામના વતની હોવાની નોંધથી આ ગામમાં ચૌદમા સૈકા પહેલાં જૈનોની સારી વસ્તી હશે એવું અનુમાન નીકળે છે. અહીંના વીરચૈત્યનો આજે પત્તો નથી.

આજે તો અહીં માત્ર પચાસેક જૈનોની વસ્તી છે અને એક શિખરબંધી મંદિર છે.

મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાન છે. તેમાં એક મહાવીરસ્વામી ભગવાનની મૂર્તિ નીચે સં. ૧૩૩૨ના મહા સુદિ ૧૫નો એક લેખ કોતરેલો છે. તેમાં હારીજગચ્છના એક શ્રેષ્ઠીએ શ્રીજિનચંદ્રસૂરિના શિષ્ય ગુણભદ્રસૂરિના ઉપદેશથી મહાવીરસ્વામીની મૂર્તિ ભરાવ્યાનો ઉલ્લેખ છે. એટલે આ મૂર્તિ સંભવતઃ ઉપર્યુક્ત વીરચૈત્યની હશે એવું અનુમાન કરી શકાય. બીજી બે મૂર્તિઓના પબાસણ ઉપર લેખો છે પણ પ્લાસ્ટરમાં ઢંકાઈ ગયેલા હોવાથી વાંચી શકાતા નથી. એ સિવાયની ધાતુ મૂર્તિઓ ઉપર સં. ૧૪૮૪, સં. ૧૫૦૭, સં. ૧૫૨૧, સં. ૧૫૨૭, સં. ૧૫૩૩, સં. ૧૫૬૪ ના લેખો મળી આવે છે.[૪]



## ૩૯. શંખલપુર

**( કોઠા નંબર : ૧૧૩૪ )**

**બેચરાજી** સ્ટેશનથી ૧ માઈલ દૂર શંખલપુર નામે ગામ છે. શંખલપુર નામને શુદ્ધ કરવાના હેતુથી કેટલાક તેને 'શૃંખલપુર' પણ કહે છે, પરંતુ એ બંને નામો ખરાં નથી. વસ્તુતઃ લખમણ નામના રાજાએ પોતાના નામ ઉપરથી આ ગામ વસાવ્યું હોવાથી તેનું ખરું નામ તો 'સલખણપુર' છે. કવિ શ્રીગુણવિજયજીએ સં. ૧૬૮૭માં રચેલા "કોચરવ્યવહારી રાસ"માં એ સંબંધે આ પ્રકારે ઉલ્લેખ કર્યો છેઃ—

" ગાઉ પનર પાટણથી દૂરિ, સલખણપુરનઉ સબલ પડૂર; નૃપ લખમણિ નિવસાવ્યું જેહ, સોહઇ નગર સકલ ગુણગેહ.
તે પુરમાં વ્યવહારી ઘણા, ઘરમાં માલતણી નહીં મણા; દાન દીઈ દેવપૂજા કરઈ, સાતે ખેત્ર સદા ઉદ્ધરઈ."

અહીં ચૌદમા સૈકાથી લઈને સોળમા—સત્તરમા સૈકા સુધી શ્રાવકોની વસ્તી સારી હતી અને તેઓ મોટે ભાગે સંપન્ન હતા; એમ આ વર્ણનથી અને બીજાં અવાંતર પ્રમાણોથી જણાય છે.

ઉપર્યુક્ત રાસ, અહીંના આગેવાન કોચર નામના શ્રેષ્ઠીની નોંધવાયોગ્ય હકીકત આપે છે તે એ કે, એક સમયે કોચર શ્રેષ્ઠી વેપાર અર્થે ખંભાત ગયા. ત્યાં ચતુર્દશીના દિવસે શ્રીસુમતિસાધુસૂરિ( જન્મઃ સં. ૧૪૯૪, સ્વર્ગવાસઃ સં. ૧૫૫૧ )નું વ્યાખ્યાન સાંભળ્યું. સૂરિજીએ ઉપદેશમાં અહિંસા વિશે જણાવ્યું કે, "જીવદયા પોતે પાળવી એ તો પુણ્ય છે જ પરંતુ બીજા પાસે પળાવવી એ પણ ખાસ કરીને પુણ્યનું જ કામ છે." એ સમયે શ્રેષ્ઠી કોચરે ગુરુ-મહારાજને પ્રસંગોચિત નિવેદન કર્યું કે, "સલખણપુર તાલુકામાં અમારી પળાતી નથી. ત્યાં બહુચરાજી દેવી પાસે

૪. "આત્માનંદ પ્રકાશ" પુષ્ઠ : ૨૯, અંક ; ૮—'કેટલાક ધાતુ પ્રતિમાલેખો' એ શીર્ષક લેખ.

હિંસક લોકો ઘણા જીવોનો વધ કરે છે." આ સાંભળી ગુરુજીએ ખંભાતના સંઘમાં પ્રતિષ્ઠિત અને રાજદરબારમાં માનવંતુ સ્થાન ભોગવતા અરડક્કમલ્લ ઓશવાલ એવા દેસલહરા સાજણસિંહ નામના ગૃહસ્થને બોલાવ્યા અને કોચરની વિનંતિ વિશે કંઈ થઈ શકે તો ધ્યાન આપવા સૂચવ્યું. એ જ સમયે સાજણસિંહે પોતાની લાગવગનો ઉપયોગ કરી, સુલતાનનું ફરમાન મેળવ્યું અને કોચરને સરપાવ અપાવી, સમશેર બંધાવી, ત્યાંના બાર ગામનો અધિકારી બનાવ્યો. તેણે અધિકાર હાથમાં લેતાંવેંત ૧ સલખણપુર, ૨ હાંસલપુર, ૩ વડ્ડાવલી, ૪ સીતાપુર, ૫ નાવિઆંણી, ૬ બહિચર, ૭ દૂહડ, ૮ દેલવાડુ, ૯ દેનમાલ, ૧૦ મોઢેરૂ, ૧૧ કાલહરિ અને ૧૨ છમીછું ગામોમાં અમારીપડહ વગડાવ્યો. એ જ દિવસથી બહુચરાજી વગેરેમાં થતી જીવહિંસા બંધ થઈ.[1]

જો કે આ રાસમાં અહીંનાં મંદિરો વિશે સૂચન નથી પરંતુ ચૌદમા સૈકાના વિનયપ્રભ ઉપાધ્યાયે રચેલી "તીર્થ-માળા"માં '**पास संति जिणा नयरि सलखणपुरे**' એવો ઉલ્લેખ હોવાથી આ નગરમાં પાર્શ્વનાથ અને શાંતિનાથનાં બે દેવળો હતાં; એમ સ્પષ્ટ થાય છે.[2]

માંડવગઢના મંત્રી પેથડકુમારે ચૌદમા સૈકામાં જુદા જુદા ગામ–નગરોમાં મળીને ૮૪ જિનમંદિર બંધાવ્યાં; તેમાં સલખણપુરમાં પણ એક બંધાવ્યું હતું એમ શ્રીમુનિસુંદરસૂરિરચિત 'ગુર્વાવલી'થી જણાય છે. એ મંદિર ઉપર્યુક્ત બે મંદિરો પૈકીનું હશે કે ભિન્ન એ જાણી શકાતું નથી પણ એ બે કે ત્રણ મંદિરો કોઈ રાજકીય આતંકમાં નષ્ટ થઈ ગયાં હશે. આ સંબંધે પુરાવો આપતી આ ગામની સ્થાનિક માહિતી મળે છે કે, સં. ૧૮૪૮ માં કોઈ કોળી રાંતેજથી બે મૂર્તિઓ ચોરીને અહીં લાવેલો, તે અહીંના શ્રાવકોએ ૧ મણ, ૫ શેર દાણા આપીને તેમની પાસેથી વેચાતી લઈ લીધી. તેમાંની એક મૂર્તિ અહીં રાખી અને બીજી મૂર્તિ દુવડ ગામના શ્રીસંઘને આપવામાં આવી હતી. અહીં રાખેલી મૂર્તિ માટે દેરાસર બાંધવાનો વિચાર થતાં શ્રીસંઘે રાજકીય મંજૂરી મેળવી જૂનું ખંડેર જેવું મકાન વેચાતું લીધું. સં. ૧૮૪૯ માં એ જૂના ખંડેરને ખોદીને ઈંટો કાઢતાં તેમાંથી ભોંયરું નીકળી આવ્યું. એ ભોંયરામાંથી ૧૫૦–૨૦૦ જેટલી જિનપ્રતિમાઓ, કાઉસગ્ગિયા, કેટલાયે પરિકરો, દીવીઓ, અંગલૂછણાં, ઓરસિયો, સુખડ અને મંદિરનું શિખર વગેરે પુષ્કળ વસ્તુઓ મળી આવી હતી. એમાંનાં લગભગ ૨૦૦–૩૦૦ નંગ કદંબગિરિ લઈ જવામાં આવ્યાં અને બીજી કેટલીક વસ્તુઓ બહાર ગામ આપી દેવામાં આવી, આ હકીકત અહીંના પ્રાચીન મંદિરોનો પુરાવો આપે છે.

નવા મંદિરનો પાયો નાખવામાં આવ્યો અને પ્રતિમા સ્થાપન કરવાયોગ્ય દેરાસરનો થોડો ભાગ સં. ૧૮૭૯ માં તૈયાર થયો. સં. ૧૯૦૫ ના જેઠ વદિ ૮ ને દિવસે એ મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી.

આજે અહીં ત્રણ શિખરોવાળું ભોંયરાબંધી વિશાળ મંદિર ઊભું છે. મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાન બિરાજમાન છે. મૂળ ગભારો, ભોંયરું અને ભમતીના ૨૫ ગોખલાઓમાં મૂર્તિઓ વિરાજમાન છે. એ પ્રાચીન મૂર્તિઓ પરના લેખો તપાસવામાં આવે તો અહીંનાં પ્રાચીન મંદિરો અને તે તે સમયે શ્રાવકોની વસ્તી અને સ્થિતિનું અનુમાન કરવું સહેલ બને.

આજે અહીં શ્રાવકોનાં ૪૦ ઘરની વસ્તી છે અને ૨ ઉપાશ્રય છે.



## ૪૦. ઝીંઝુવાડા

( કોઠા નંબર : ૧૧૫૫ )

આ ગામ પ્રાચીન છે. એનું પ્રાચીન નામ ઝીંગપુર અને ઝંઝપુર હતું. કહેવાય છે કે સિદ્ધરાજ જયસિંહનો જન્મ આ ગામના જંગલમાં ઝુંઝા નામના રબારીને ત્યાં થયો હતો, તેથી સિદ્ધરાજે એ રબારીના નામે આ ગામ વસાવ્યું. 'ઝાલાવંશવારિધિ'ના કથન મુજબ : સિંધમાંથી સર્વનાશ થયા પછી આવેલા મકવાણા કુલના ઝાલા ક્ષત્રિયને

---

૧. "ઐતિહાસિક રાસ સંગ્રહ" ભા. ૧, પૃ. ૧–૧૨,

૨. "જૈન સત્યપ્રકાશ" વર્ષ : ૧૭, અંક : ૧.

સિદ્ધરાજના પિતા કર્ણદેવે કેટલાંએક ગામ બક્ષિસ આપ્યાં હતાં, તેમાં આ ગામ મુખ્ય હતું પરંતુ કોઈ કારણસર તેઓ પાટડી ગયા તે સમયે ઝીંઝુવાડા પાટણને તાબે ગયું.

રાજકીય દૃષ્ટિએ આ ગામ સીમા ઉપરનું હોવાથી સિદ્ધરાજે અહીં ગામ ફરતો વિશાળ ને મજબૂત કિલ્લો બંધાવ્યો હતો. જો કે આ કિલ્લો આજે તૂટી ગયો છે અને એ કિલ્લાના મુખ્ય દરવાજા ઉપર મહં० उदल આટલા અક્ષરો કોતરેલા છે. એ ઉપરથી પણ જણાય છે કે સિદ્ધરાજ જયસિંહના આદેશથી મંત્રીશ્વર ઉદયનની દેખરેખ નીચે આ કિલ્લો બાંધવામાં આવ્યો હતો. સ્થાપત્યની દૃષ્ટિએ ગુજરાતમાં આ કિલ્લો નમૂનેદાર ગણાય છે. અહીં જૂનું તળાવ અને વાવ મજબૂત પથ્થરનાં બાંધેલાં છે. તેનો ઘણોખરો ભાગ પડી ગયો છે. સંભવ છે કે આ તળાવ અને વાવ પણ કિલ્લાની સાથોસાથ બંધાયાં હશે.

તેરમા સૈકાનો દુર્જનશલ્ય રાજા, જેનો શ્રીશંખેશ્વર તીર્થના પ્રભાવથી કોઢ રોગ મટી ગયો હતો અને શંખેશ્વરના મંદિરનો જેણે જીર્ણોદ્ધાર કરાવ્યો હતો તે આ ગામનો નરેશ હતો.

રામગઢીના કિલ્લાની બહાર પણ ગામના કોટની અંદર એક નાનું પ્રાચીન જૈન મંદિર હતું, તેનો ધ્વંસ થઈ ગયો છે પણ તે જગા હજી જૈનોના કબજામાં છે.

અહીં બે માળનું ત્રણ ગભારા અને ત્રણ શિખરવાળું વિશાળ ને ભવ્ય મંદિર છે. બંને માળમાં મૂ० ના० શ્રીશાંતિનાથ ભગવાન છે. તેમની સં. ૧૯૦૫ના મહાસુદિ ૫ ના રોજ પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

દેરાસરના ઉપલા માળમાં આવેલા મુખ્ય ગભારામાં એક ખૂણામાં ચોવીશીથી છૂટી પડી ગયેલી એક નાની બેઠી મૂર્તિ છે ને બાજુના ગભારામાં જૂના દેરાસરમાંથી લાવેલા આરસના સમવસરણના ત્રણ ગઢની રચનાનો નમૂનો પ્રાચીન છે. એક ખૂણામાં પરિકરથી છૂટા પડી ગયેલા એક નાના કાઉસગ્ગિયા આરસના છે અને એક પટ્ટમાં બે જોડી પગલાં છે તે શ્રીહીરરત્નસૂરિના પટ્ટધર જયરત્નસૂરિ અને ભાવરત્નસૂરિનાં છે. તેના ઉપર સં. ૧૭૩૪–૩૫ અને સં. ૧૭૧૫ના લેખો ઉત્કીર્ણ છે.

નીચેના મૂ० ના० ના ઉપર પંચતીર્થીનું પ્રાચીન પરિકર છે. પરિકરની ગાદી નવીન છે. તેના પર સં. ૧૯૦૩ના વૈશાખ સુદિ ૩ નો લેખ છે, જે પરિકરના જીર્ણોદ્ધાર સંબંધી છે.



## ૪૧. વડગામ

### ( કોઠા નંબર : ૨૧૫૯ )

દસાડા રાજ્યમાં વડગામ જૈન તીર્થરૂપ મનાય છે. અત્યારે શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી ભવ્ય જિનાલય છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૯૦૫ માં થઈ છે. એ પહેલાં ઘર–દેરાસરરૂપે બે ઓરડીઓ હતી.

આ મંદિર વિશે દંતકથા છે કે, અહીં મૂ. ના. પાસે લગભગ એક હજાર વર્ષથી અખંડ દીવો પ્રજળે છે. એટલે આ ગામ અને મંદિર એથીયે પ્રાચીન હોવું જોઈએ. અહીંનો કોઇ વખતનો પૂજારી દુષ્કાળ અથવા મરકી આદિ રોગ-ચાળા વખતે પણ સાચા દિલથી પ્રભુની પૂજા કરતો હતો તેથી તેને હમેશાં નિયમિતપણે અડધો રૂપિયો અને એક પાલી ચોખા ચમત્કારિક રીતે મળતા હતા.

મૂળનાયક ઉપર લેખ નથી. ગરદનથી ખંડિત હોય એમ લાગે છે. દેરાસરની દક્ષિણ તરફની ચોકી પાસે એક નાની દેરીમાં શંકરનાં લિંગો છે અને પાસેના ગોખલામાં ગણપતિની મૂર્તિ છે. અહીંના પૂજારીએ પાછળથી આ લિંગો અને મૂર્તિ સ્થાપન કરી દીધાં છે. તેની પાસે દેરાસરમાંથી કાઢી નાખેલું પ્રાચીન પબાસણ છે.

સં. ૧૯૫૫ માં અમદાવાદવાળા શેઠ મનસુખભાઈ ભગુભાઇએ અહીં આરસનું કામ થયું ત્યારે જૂનું પબાસણ

કાઢીને નવું કરાવ્યું તે સમયે મૂ. ના. ને કાયમ રાખ્યા હતા તેથી કંઇક હેરફેર થતાં મૂ. ના.ની દૃષ્ટિ નીચી થઈ હોય એમ કહેવાય છે.

દેરાસર પાસે જ એક મેડીબંધી ધર્મશાળા છે.



# ૪૨. ઉપરિયાળા

**( કોઠા નંબરઃ ૧૧૬૫ )**

**વીરમગામથી** પશ્ચિમ દિશામાં ૧૨ માઇલ દૂર વીરમગામ–ખારાઘોડા રેલ્વે લાઇનમાં ઉપરિયાળા[1] ફ્લેગ સ્ટેશન છે. સ્ટેશનથી ૦॥ માઇલ દૂર ઉપરિયાળા ગામ છે. તેમાં શ્રીઆદીશ્વર ભ. નું સુંદર મંદિર છે અને ભવ્ય વિશાળ નવી ધર્મશાળા યાત્રીનું મન પ્રથમ દર્શને જ હરી લે છે.

આ ગામ પ્રાચીન છે. સં. ૧૪૯૨ અને સં. ૧૫૨૫ ના મૂર્તિલેખોમાં ઉપલિઆસર ગામનો ઉલ્લેખ આવે છે.[2] લગભગ પંદરમા સૈકાના અંતે અને સોળમા સૈકાના પ્રારંભમાં શ્રીજયસાગર ઉપાધ્યાયે રચેલી "ચૈત્યપરિપાટી"માં આ રીતે વર્ણન છેઃ—

"આદિનાહ ઉર્પાલસયાઅસરી."

આ ઉપરથી લાગે છે કે સોળમી શતાબ્દીમાં અહીં મૂ. ના. આદીશ્વર ભગવાનનું મંદિર મોજુદ હતું પણ કોઈ આસમાની સુલતાનીના સમયમાં આ મંદિરનો ધ્વંસ થઈ ગયો. તે પછી સં. ૧૯૧૯ ના વૈશાખ સુદિ પૂનમના દિવસે એક કુંભારને માટી ખોદતાં જિનમૂર્તિઓનો પત્તો લાગ્યો. જૈન મહાજનોએ એ મૂર્તિઓને હાથ કરી એક નાની ઓરડીમાં એ મૂર્તિઓને પરોણાદાખલ પધરાવી ને તે પછી શિખરબંધી મંદિર કરાવી સં. ૧૯૪૪ ના રોજ પ્રતિષ્ઠા કરવામાં આવી.

ગામની પૂર્વ બાજુમાં જૂની ધર્મશાળા સાથે જોડાયેલું પણ સ્વતંત્ર શ્રીઆદીશ્વર ભ. નું બેઠા ઘાટનું સાદું છતાં રમણીય મંદિર આવેલું છે.

મંદિરને ફરતો કોટ છે, તે ૪૨ ફીટ લાંબો ને ૩૭ ફીટ પહોળો છે. તેની વચ્ચે શોભતું મંદિર મૂળ ગભારો, સભામંડપ અને ત્રણ બાજુના દરવાજાઓ, ઉપર ચોકીઓ, એક શિખર, ચાર ઘુમટો અને વચલી ચોકી ઉપર સામરણયુક્ત બાંધણીવાળું છે.

મંદિરમાં મૂ. ના. શ્રીઆદીશ્વર ભ. છે. જમણી બાજુએ શાંતિનાથ ભ. ની શ્વેત આરસની અને ડાબી બાજુએ પીળા આરસની શ્રીપાર્શ્વનાથ ભ. ની તેમજ મૂ. ના.ની નીચે શ્યામ આરસની શ્રીનેમિનાથ ભ. ની મૂર્તિઓ છે, જે જમીનમાંથી મળી આવી હતી તે જ બિરાજમાન છે. કોઈ મૂર્તિ ઉપર લેખ દેખાતો નથી પણ મૂર્તિઓ પ્રાચીન છે.

સભામંડપમાં આરસ ઉપર કોરેલો રંગિત ચિત્રામણયુક્ત સમેતશિખરનો તેમજ ગિરનાર પર્વતનો પટ્ટ સુંદર અને કળામય છે.

નાના ગામમાં એકાંત સ્થળમાં આવેલું આ તીર્થધામનું વાતાવરણ આહ્લાદક છે. દર વર્ષે મહા સુદિ ૧૩ અને ફાગણ સુદિ આઠમના રોજ મેળો ભરાય છે.



---

૧. વિશેષ હકીક્ત માટે જુઓઃ મુનિરાજ શ્રીજયંતવિજયજી કૃત 'ઉપરિયાળા' પુસ્તિકા.

૨. અનુક્રમે "જૈન પ્રતિમા લેખસંગ્રહઃ" ભા. ૧, લેખાંકઃ ૫; અને "પ્રાચીન લેખસંગ્રહ" ભા. ૧, લેખાંકઃ ૪૦૦

## ૪૩. રાંતેજ

(કોઠા નંબર : ૧૧૯૦)

**રાંતેજ** ચાણસ્મા તાલુકામાં આવેલું છે. વહીવંચાઓના આધારે આ ગામ સં૦ ૯૦૦–૯૫૦ના અરસામાં વસ્યું હોય એમ લાગે છે. એ પછી તો આ ગામ એક નગરીરૂપ બની ગયું હતું. લોકો તેને 'રત્નાવલી' નગરીના નામે ઓળખતા હતા. એ સમયે જૈનોનાં લગભગ ૭૦૦ ઘરો અને ત્રણ મોટાં જિનાલયો હતાં. આજે લગભગ ૧૨૦૦ માણસોની વસ્તીમાં ૧૦ ઘર જૈનોનાં છે. એક જૈન ધર્મશાળા, એક ઉપાશ્રય અને એક જૈન મંદિર છે. આજે પણ આ સ્થળ ઐતિહાસિક તીર્થરૂપે પ્રસિદ્ધ છે.

મૂ૦ ના૦ શ્રીનેમિનાથ ભગવાનનું ત્રણ શિખરોવાળું મોટું બાવન જિનાલય મંદિર છે. આ દેરાસર ક્યારે બંધાવવામાં આવ્યું તે જાણવામાં આવ્યું નથી પરંતુ દેરીઓમાંની કેટલીક મૂર્તિઓ ઉપર સં૦ ૧૮૯૩ના લેખો છે તેથી એ સમયે આ મંદિર જીર્ણોદ્ધાર પામ્યું હશે અને આ મૂર્તિઓની સ્થાપના થઈ હશે.

સં૦ ૧૯૩૦માં એક પટેલના ઘરના પાયામાંથી શ્રીમહાવીરસ્વામી ભગવાનની મૂર્તિ નીકળી આવી હતી. એને કાઢતાં એ ખંડિત થઈ હતી. વળી, મૂ૦ ના૦ સિવાયની ચાર મૂર્તિઓ ઘણાં વર્ષો પહેલાં ગામની ભાગોળમાંથી મળી આવી હતી.

આ મંદિરના મૂળ ગભારામાં બારમી–તેરમી સદીનાં પ્રાચીન પરિકરો અને ગાદીઓ વિદ્યમાન છે. તેના ઉપર પ્રતિષ્ઠિત મૂર્તિઓ પાછળથી નવી મૂકેલી છે. વળી, અહીંના નાના ભોંયરામાં કેટલાક જૂના કાઉસગ્ગિયા અને પરિકરો સંઘરી રાખ્યાં છે, તેના ઉપર કેટલાક લેખો છે. તેમાંથી બે લેખો સં૦ ૧૧૫૭ની સાલના છે. એ બંનેમાં **રાંતેજ** ગામનો ઉલ્લેખ છે જે આ ગામના સ્થાનિક ઇતિહાસની પ્રાચીનતાનું અને આ મંદિરની સ્થાપના સં. ૧૧૫૭માં કે તે પહેલાં થઈ, તેનું પ્રમાણ આપે છે; એ લેખો અનુક્રમે આ પ્રમાણે છે:—

(૧) "संवत् ११५७ वैशाख सुदि १० श्रीथारापद्रीयगच्छे श्रीशालिभद्रसूरौ सुभद्रामृतया ठ० रघुकया स्वात्मदुहितुः मूहवायाः श्रे( श्रे )योर्थं **रांतइजस्य** ॥ छ ॥ सुपार्श्वदेवबिंबं कारितमिति ॥

(२) "संवत् ११५७ वैशाख सुदि १० थारापद्रीयगच्छे श्रीशालिभद्रसूरौ........श्रेयोर्थं **रांतइज**स्य पार्श्वनाथबिंबं कारितमिति ॥""

અહીં ભમતીની છેલ્લી દેરીમાં શ્રાવક–શ્રાવિકા યુગલના બે સુંદર મૂર્તિપટ્ટો લગભગ ૨॥ ફીટ ઊંચા અને ૨ ફીટ પહોળા છે. તેમાં સં૦ ૧૩૦૯ના લેખો ઉત્કીર્ણ છે.

ભમતીની ૪૬મી દેરીમાં સરસ્વતી દેવીની આરસની ખંડિત છતાં મનોહર મૂર્તિ ઉપર સં૦ ૧૩૦૯નો લેખ છે.[3] આ સિવાય જિનાલયની ભમતીમાંના મૂળ મંદિરની જમણી બાજુના પરિકરની ગાદી ઉપર અને પાછળના ગભારાના મૂળનાયકની નીચે સ્થાપન કરેલા પ્રાચીન પરિકરની ગાદી ઉપર અનુક્રમે સં૦ ૧૧૨૪ના ટૂંકા બે લેખો છે.[4]

★

## ૪૪. ભોયણી

(કોઠા નંબર : ૧૧૯૫)

**ચુંવાળ** પ્રદેશમાં આવેલા **ભોયણી** સ્ટેશનથી પશ્ચિમમાં બે ફર્લાંગ દૂર ગામ અને શ્રીમલ્લિનાથ ભગવાનનું મંદિર આવેલું છે. આ મંદિરની તીર્થ તરીકેની પ્રસિદ્ધિનો ઇતિહાસ એવો છે કે, આ ગામના કેવળ પટેલના ખેતરમાંનો એક અવડ કૂવો ખોદતાં સં. ૧૯૩૦ના વૈશાખ વદિ ૧૫ને રોજ શ્રીમલ્લિનાથ ભગવાન અને બે કાઉસગ્ગિયા મૂર્તિ, એમ

---

૧. "પ્રાચીન જૈન લેખસંગ્રહ" ભા. ૨. લેખાંકઃ ૪૬૬–૬૭.

૨. એજન લેખાંક : ૪૬૧–૬૨

૩. "જૈન સત્ય પ્રકાશ" વર્ષઃ ૨, અંકઃ ૬, પૃ૦ ૩૮૬

૪. "પ્રાચીન જૈન લેખસંગ્રહ" ભા. ૨. લેખાંક; ૪૬૩–૬૪,

ત્રણ પ્રતિમાઓ પ્રગટ થઈ આવી. બાદ અમથા પટેલનું ખેતર વેચાતું લઈને શ્રીસંઘે આ મૂર્તિઓને એમાં પધરાવી. એ પછી શ્રીસંઘે એક વિશાળ દેરાસર તૈયાર કરાવવા માંડયું અને સં. ૧૯૪૩ના મહા સુદિ ૧૦ ને દિવસે આ ભવ્ય દેવાલયમાં મૂળનાયક શ્રીમલ્લિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં આવી.

અહીંનું મંદિર ત્રણ શિખરબંધી, વિશાળ અને રમણીય છે. મૂળ ગભારો અને રંગમંડપ વિસ્તારવાળા છે. ત્રણે તરફના દરવાજાઓની શૃંગારચોકીઓ એની ભવ્યતામાં ઉમેરો કરે છે. મંદિરમાં એક કકરા પથ્થરની મૂર્તિ છે, તેના ઉપર આ પ્રમાણે લેખ છે:—

" सं. १८७६ वैशाख सुदि १३ गु.... वासुपुज.... प्रतिमा....॥ "

ઉપર્યુક્ત મળી આવેલી મૂર્તિઓ ઉપરથી આ સ્થળ પ્રાચીનકાળે વસ્તીવાળું હશે અને તેમાં કોઈ જૈન મંદિર પણ હોવું જોઈએ, જે કોઈ વિપ્લવનો ભોગ બન્યું હશે એમ લાગે છે. ઉપર્યુક્ત મૂર્તિઓ નીકળ્યા પછી બીજી મૂર્તિઓ પણ અહીંની ભૂમિમાંથી મળી આવી છે. લુહારની કોડમાં ખોદતાં આશરે ત્રણ–સવાત્રણ ફીટ ઊંચી એક આરસની પ્રતિમા મળી આવી છે, જે અત્યારે ભોંયરામાં મૂકી રાખેલી છે. આ મૂર્તિ પર લેખ નથી, તેના જમણા પડખાના કાન, અંગૂઠો, કોણી અને નાસિકા વગેરે ખંડિત થયેલાં છે પણ એનું શિલ્પવિધાન દર્શનીય છે જે પ્રાચીનતાનું ભાન કરાવે છે. ખભા પર આલેખેલા કેશગુચ્છથી આ મૂર્તિ ઋષભદેવ ભગવાનની હોવાનું પ્રતીત થાય છે.

બીજું એક મૂર્તિઓ સાથેનું પ્રાચીન પરિકર અખંડ છે જેની લંબાઈ આશરે સાડા ત્રણ ફીટ અને પહોળાઈ ત્રણ વેંતની છે ને પણ ભોંયરામાં છે.

આ સિવાય અહીંની ભૂમિમાં કેટલાંક અવશેષો હજીયે પડેલાં છે. ગામની પૂર્વ બાજુમાં રેલ્વે માર્ગથી બે ખેતરવા દૂર 'વાણિયાની તલાવડી' નામે એક તળાવ છે. આ તળાવના પશ્ચિમ કિનારે ખેતરમાં પરિકરયુક્ત આખી અને નાની ખંડિત પાંચ–છ મૂર્તિઓ પડેલી છે. અહીં કાઉસગ્ગિયાની મૂર્તિને જમીનમાં બેસાડી દીધી હોવાથી અને પાંચે મૂર્તિઓની પાછળ ચૂનો પૂરી દીધો હોવાથી તેમની પાછળ લેખ વગેરે છે કે નહીં તે જાણી શકાતું નથી. વળી, પથ્થરની મોટી પાટો પણ મંદિરના કોઈ ભાગનો અવશેષ હોવાનું જણાય છે.

આ અને બીજા અવશેષો ઉપરથી માનવાને કારણ મળે છે કે, આ સ્થળે કોઈ પ્રાચીન નગર વસેલું હશે. કહેવાય છે કે આ ધ્વસ્ત નગર એક સમયનું સમૃદ્ધ 'પદ્માવતી' નગર હોવું જોઇએ.

મહા સુદિ ૧૦ ના દિવસે અને મલ્લિનાથ ભગવાનના જન્મદિન શ્રાવણી પૂનમે યાત્રાળુઓનો અહીં મેળો ભરાય છે. એ સિવાય ચૈત્રી, આષાઢી અને કાર્તિકી પૂર્ણિમાએ પણ યાત્રાળુઓની અવરજવર ખૂબ રહે છે.

અહીં ત્રણ ધર્મશાળાઓ છે અને યાત્રીઓ માટે દરેક પ્રકારની સગવડ મળે છે. પાનસરની સ્થાપના પછી આ તીર્થમાં યાત્રાળુઓ પહેલા જેવા જોવાતા નથી.



## ૪૫. સેરિસા

( કોઠા નંબર : ૧૨૨૬ )

ગુજરાતનું રમણીય પ્રાચીન તીર્થધામ સેરિસા અમદાવાદથી ઉત્તર–પશ્ચિમ દિશાના ખૂણા તરફ એક નાના ગામડારૂપે વસેલું છે, જે કલોલ સ્ટેશનથી ૨॥ ગાઉ દૂર છે. કહેવાય છે કે એક કાળે અહીં 'સોનપુર' નામે સુંદર નગર હતું ને સેરિસા તો તેનો એક નાનકડો મહોલ્લો હતો. સોનપુર ઉપર વિનાશનાં વાદળ તૂટી પડયાં ત્યારે સેરિસા નામપૂરતું બચી રહ્યું.

સેરિસા નામ કેમ પડ્યું એ સંબંધે સં. ૧૫૬૨માં કવિવર શ્રીલાવણ્યસમયે રચેલા 'સેરિસાતીર્થસ્તવન'માં કંઇક સૂચન મળે છે:—

"એ નવણુ પાણી વિવર જાણી, ખાલ ગયો તવ વિસરી; અંતર એવડો શેરી સાંકડી, નયરી કહંતી સેરીસા–કડી."

આ પદ્યમાં કડીની પાસે આવેલા સેરિસાનો ધ્વનિ સૂચિત થાય છે, જે નગરની સાંકડી શેરીમાં આ જિનાલય આવેલું હતું, તેમાં ભગવાનને અભિષેક કરાવતાં એ સાંકડી શેરીમાં બધે પાણી ફેલાઇ ગયું અને તેથી લોકો એ સ્થળને 'શેરીસા' નામે કહેવા લાગ્યા હતા. આજે તો સપાટ મેદાન પર થોડાંક ખોરડાં અને એક બાજુએ અભ્રંલિહ નવીન જિન-પ્રાસાદ સિવાય કશું જોવા મળતું નથી.

એ જ કવિ આ સ્થળના તેરમા સૈકા પહેલાંના પ્રાચીન નગરનું વર્ણન કરતાં કહે છે:—

"એ નગર મોટું, એક ખોટું, નહીં જિનપ્રાસાદ એ"

એ સંબંધે સં. ૧૩૮૯માં રચાયેલા "વિવિધતીર્થકલ્પ"માં સેરિસામાં જિનપ્રતિમાઓ ક્યારે આવી અને મંદિર ક્યારે બંધાયું એની આખ્યાયિકા નોંધેલી છે તેનો સાર એ છે કે, નવાંગીવૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિશાખાના શ્રીદેવેન્દ્રસૂરિજી સેરિસા પધાર્યા ત્યારે તેમણે એક ટેકરામાંથી કઢાવેલી શિલામાંથી સોપારકના અંધ સલાટ પાસે એક દિવ્ય મૂર્તિ ઘડાવી. વળી, એક ખાણમાંથી બીજી ચોવીશ પ્રતિમાઓ નીકળી આવી હતી અને શ્રીદેવેન્દ્રસૂરિજી આ નગરમાં મંદિર બંધાવવા માટે અયોધ્યામાંથી ચાર મોટી પ્રતિમાઓ લઈ આવતા હતા ત્યારે તેમાંની એક પ્રતિમા ધારાસેનક (કદાચ માલવાનું 'ધાર' હોય) ગામમાં રાખી અને ત્રણ પ્રતિમાઓને સેરિસામાં કરાવેલા ભવ્ય મંદિરમાં પધરાવી. એક ચોથી મૂર્તિ ગૂર્જરનરેશ કુમારપાળે કરાવી આપી હતી. શ્રીજિનપ્રભસૂરિજીએ (સં. ૧૩૮૯ ની આસપાસમાં) પ્રત્યક્ષ જોયેલી હકીકતને આલેખતાં તેઓ વર્ણવે છે કે—'આ બધી પ્રતિમાઓ સેરિસા ગામના જિનમંદિરમાં આજે પણ સંઘદ્વારા પૂજાય છે.'

સં. ૧૩૯૩માં શ્રીકક્કસૂરિએ રચેલા "નાભિનન્દનજિનોદ્ધાર પ્રબંધ"માં કહ્યું છે કે, નાગેંદ્રગચ્છના શ્રીદેવેન્દ્રસૂરિજીએ સેરિસા તીર્થની સ્થાપના કરી. આ ઉપરથી લગભગ બારમા સૈકામાં આ તીર્થ સ્થપાઈ ચૂકયું હતું એમ કહેવામાં ઐતિહાસિક દૃષ્ટિએ બાધ નથી અને તેથી જ ઉપર્યુક્ત શ્રીજિનપ્રભસૂરિજીએ ચૌદમા સૈકામાં જોયેલા એ તીર્થની હકીકત નોંધી છે.

શ્રીજિનપ્રભસૂરિએ રચેલા એક 'તીર્થયાત્રાસ્તોત્ર'માં સેરિસાની મૂર્તિઓ વિશે આ પ્રકારે ઉલ્લેખ છે:—

"सेरिसयपुरतिलयं पासजिणमणेयबिंबपरियरियं"

આ બધી પ્રતિમાઓમાં મૂ. ના. ની પ્રતિમા વિશે એમ કહેવાયું છે કે—

"લખ લોક દેખે, સહુ પેખે, નામ લોડણથાપના."

પ્રતિમાને ડોલતી જોઇને લોકોએ તેનું નામ 'લોડણ પાર્શ્વનાથ' રાખ્યું હતું. બીજાના મતે એ મૂર્તિનો એક પગ છૂટો આલેખ્યો હોવાથી એવું નામ પાડવામાં આવ્યું છે. જ્યારે ત્રીજા મતે એમ પણ કહેવાય છે કે, વેળુથી બનાવેલી આ પ્રતિમા લોઢ જેવી કઠણ બની ગઇ તેથી એ 'લોઢણ પાર્શ્વનાથ' નામે પ્રસિદ્ધિ પામી. આ બધા મતો વિશે આજે કશો નિર્ણય કરી શકાય એમ નથી.

લગભગ ચૌદમા સૈકામાં થયેલા શ્રીજિનતિલકસૂરિએ રચેલી 'તીર્થમાળા'માં મૂ. ના. ની મૂર્તિનું વર્ણન કરતાં નોંધ્યું છે:—

"સેરીસે પાસ છે ઉંડકાય"

અર્થાત્–સેરિસામાં શ્રીપાર્શ્વનાથની મૂર્તિ ખૂબ ઊંચી અને ભવ્ય છે.

કવિવર લાવણ્યસમયના વખતમાં એટલે સં. ૧૫૬૨ માં અહીં જિનમંદિર વિદ્યમાન હતું એ વિશે કવિ પોતે જ પ્રત્યક્ષ જોયેલું વર્ણન આ પ્રમાણે કરે છે:—

"પોસ કલ્યાણક દસમ દોહાડ એ, મહિયલ મહિમા પાસ દેખાડ એ.
દેખાડ એ પ્રભૂ પાસ મહિમા સંઘ આવે ઊમટયો, ધ્વજપૂજ મંગલ આરતી તેણે પાપ પૂરવનાં ઘટયાં;
સંવત પન્નર બાસઠિ પ્રાસાદ સેરિસા તણો, લાવણ્યસમેં ઇમ આદિ બોલે, નમો નમો ત્રિભુવન ધણી."

એટલે લગભગ સોળમા સૈકા સુધી આ મંદિર વિદ્યમાન હતું. તે પછી લડાઈના કોઇ પ્રસંગે શ્રાવકોએ એ બધી મૂર્તિઓ જમીનમાં ભંડારી દીધી હશે, અને મંદિર ઉપર નાશની નોબત ગગડી હશે. સેરિસાના મંદિરની સં. ૧૪૨૦ના લેખવાળી પદ્માવતીની મૂર્તિ નરોડા ગામમાં વિદ્યમાન છે, જે સં. ૧૪૨૦ પછીના કોઈ વિપ્લવ સમયે ત્યાં લઈ જવામાં આવી હશે. સદ્ભાગ્યે અહીં ભંડારેલી કેટલીક મૂર્તિઓ વગેરે અહીંથી મળી આવ્યાં છે.

આજે જે નવું મંદિર અહીં ઊભું છે તેની સામેના મેદાનમાં પ્રાચીન જૈન મંદિર ખંડિયેરરૂપે પડયું હતું. મંદિરનો ઘણો ભાગ તો ધરાશાયી હતો. માત્ર દીવાલનો ભાગ થોડોક ઊભો હતો. તેમાં પથ્થરના ઢગલા પડયા હતા. તેની સાથે મૂર્તિઓ પણ દટાયેલી પડી હતી. આ હકીકત તરફ સં. ૧૯૫૫ માં જૈનોનું ધ્યાન ખેંચાયું. તેમાંથી બધી મૂર્તિઓ કઢાવી એક રબારીનું મકાન વેચાતું લઇને તેમાં એ બધી મૂર્તિઓ પધરાવવામાં આવી. એ મૂર્તિઓમાં એક ખંડિત મૂર્તિ, જે ૪ ફીટ પહોળી; ૩॥। ફીટ ઊંચી ને ફણાસહિત ૫ ફીટ ઊંચી; શ્યામવર્ણના બે મોટા કાઉસગ્ગિયા, જે ૨ ફીટ પહોળા અને ૬॥–૭ ફીટ ઊંચા; અંબિકાદેવીની ૧ મનોહર મૂર્તિ—આ પાંચ મૂર્તિઓ જે ખાસ વિશિષ્ટ પથ્થરની બનેલી છે; તેમજ સફેદ આરસની આદીશ્વર ભ.ની ખંડિત મૂર્તિ ૧—આ પ્રકારે ૬ મૂર્તિઓ નીકળી આવી હતી.

આ ખંડેરમાં કોરણીવાળા પથ્થરો, થાંભલા, કુંભીઓ વગેરે નીકળ્યું છે તે એક તરફ મૂકી રાખવામાં આવ્યું છે. વળી, બીજા સમયે ખોદતાં જે મળી આવ્યું તેમાં પથ્થરની ૧૫–૧૬ મૂર્તિઓ, આરસની ખંડિત ૨ મૂર્તિઓ તથા આરસના મોટા માનવાકૃતિ કાઉસગ્ગિયા, જેમાં બ ને પડખે ૨૪ જિનપ્રતિમાઓ કંડારેલી છે અને એ કાઉસગ્ગિયા નીચે લેખ છે પણ તદ્દન ઘસાઇ ગયો છે, જે બારમી–તેરમી શતાબ્દીનો હોય એમ લાગે છે.

આ સિવાય સફેદ આરસના પરિકરની ગાદીના બે ટુકડા નીકળી આવ્યા છે, તેની આગળનો ત્રીજો ટુકડો મળી શક્યો નથી પણ એ બે ટુકડામાં આ પ્રમાણે લેખ વંચાય છેઃ—

(१) "........५ वर्षे फागुण वदि २ रवौ श्रीमत्पत्तनवास्तव्यप्राग्वाटान्वयप्रसूत ठ० श्रीसोमतमतनुज ठ० श्रीआशाराजनंद—(२)........ल्लिसंभूनाम्यां संघपति महं० श्रीवस्तुपाल महं० श्रीतेजःपालाम्यां निजाग्रजबन्धोः महं० श्रीमालदेवस्य श्रेयोर्थं श्रीमालदेवसुत ठ० पुनसांहस्य (३)....पार्श्वनाथमहातीर्थे श्रीनेमिनाथजिनबिंबमिदं कारितं ॥ प्रतिष्ठितं श्रीनागेंद्रगच्छे भट्टारकश्रीविजयसेन...."

—મહામંત્રી શ્ર વસ્તુપાલ–તેજપાલે પોતાના ભાઈ માલદેવ અને તેના પુત્ર પુનસિંહના શ્રેય માટે સેરિસા મહાતીર્થના શ્રીપાર્શ્વનાથ ચૈત્યમાં શ્રીનેમિનાથ ભ૦ નું બિંબ ભરાવી પધરાવ્યું ને તેની પ્રતિષ્ઠા નાગેંદ્રગચ્છના શ્રીવિજયસેનસૂરિએ કરી. આ સંવત્ ૧૨૮૫ હોવો જોઇએ; કેમકે લેખમાં માત્ર (૫) નો આંકડો જ મોજુદ છે.

આ લેખમાં સેરિસાને 'મહાતીર્થ' કહેવામાં આવ્યું છે ને વસ્તુપાળ–તેજપાલ જેવાએ અહીં મૂર્તિ ભરાવી છે એ તીર્થભૂમિની ગૌરવગરિમા એ સમયે કેટલી હશે એ તો માત્ર ગ્રંથોની છૂટક–ત્રુટક વિગતો ઉપરથી જ અનુમાન કરવાનું રહે છે.

ઉપર્યુક્ત મૂર્તિઓ ઉપરાંત જૂની ધર્મશાળા પાસેના એક ખાડામાંથી જે ફણાવાળા શ્રીપાર્શ્વનાથ ભગવાનની વિશાળ મૂર્તિ નીકળી હતી તે મૂર્તિને લોકો વર્ષો સુધી 'જોદ્ધા' તરીકે પૂજતા હતા ને બાધા–આખડી રાખતા હતા. શ્રીઆદીશ્વર ભ. ની કોણી નીચે ટેકા હોવાથી કેટલાક તેને સંપ્રતિના સમયની પ્રતિમા કહે છે.

ઉપર્યુક્ત હકીકત અહીંના વિશાળ પ્રાચીન મંદિરનો અને તેના તીર્થમહિમાનો ખ્યાલ અપાવે છે.

નીકળી આવેલી આ મૂર્તિઓમાંથી પાંચ મૂર્તિઓને શેઠ જમનાભાઈ ભગુભાઈએ મોતીનો લેપ કરાવ્યો હતો અને સં. ૧૯૮૮ના મહાસુદિ ૬ ને દિવસે તે મૂર્તિઓનો મંદિરમાં પરોણાદાખલ પ્રવેશ કરાવવામાં આવ્યો હતો.

આજે અહીં વિશાળ ઘેરાવામાં આવેલું અમદાવાદનિવાસી સ્વ. શેઠ સારાભાઈ ડાહ્યાભાઈના પુણ્યપ્રતીક સમું

વિશાળ મંદિર ઊભું છે. મૂળગભારો જોધપુરી લાલ પથ્થરનો અને રંગમંડપ મકરાણાના પથ્થરથી બનાવેલો છે. તેની આસપાસ ચારે તરફ ધર્મશાળા બનાવીને કંપાઉંડ વાળી લીધું છે. મંદિરની બાંધણી એકંદરે શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર કરેલી છે.

સં. ૨૦૦૨ના વૈશાખ સુદિ ૧૦ના રોજ મોટા ઉત્સવપૂર્વક આચાર્ય શ્રીવિજયનેમિસૂરિજીના હસ્તક શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી આ મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

★

## ૪૬. મહુડી

(કોઠા નંબર : ૧૨૪૬)

**પીલવાઈરોડ**થી બે માઈલ દૂર અને વિજાપુરથી અગ્નિખૂણે આશરે ૩॥ ગાઉ દૂર **મહુડી** નામે ગામ છે. એનું પ્રાચીન નામ '**મધુમતી**' હતું એમ કહેવાય છે.

કહે છે કે **મહુડી** અને તેની પાસે આવેલું કોટ્યારક સ્થાન પ્રાચીન કાળે ખડાયત નામે ઓળખાતું હતું. એ ઘણું વિશાળ હતું. અહીં ગર્ધસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. આથી આ નગર બે હજાર વર્ષથીયે પ્રાચીન હોવાનું મનાય છે. એનું સંસ્કૃત નામ ખડાયતન. ત્રંબાવતી નામે પણ એ ઓળખાતું હતું. ખડાયત નગરમાંથી જ ખડાયતા બ્રાહ્મણો અને ખડાયતા વણિકોની ઉત્પત્તિ થયેલી છે. ખડાયતા વણિકોએ કેટલીયે જૈન મૂર્તિઓ ભરાવ્યાના પ્રતિમાલેખો મળી આવે છે.

આ નગરની પ્રાચીનતાની સાબિતી આપતાં ખંડિયેરો, વાંઘાઓની વચ્ચે દેખાતાં મકાનોના પાયા અને ઠેઠ ઊંચાણ પર દેખાતી કિલ્લેબંધી વગેરે આજે પણ નજરે ચડે છે. અહીંથી કેટલીક પ્રાચીન જૈન મૂર્તિઓ મળી આવી છે, તે ઈ. સ. ના પહેલા સૈકાની અને બીજા મતે ત્રીજા સૈકાની હોવાનું મનાય છે.

મહુડી ગામથી ૧ માઈલ દૂર નદીકિનારા પરના ઊંચા ટેકરાના કોટ્યારક દેવળથી ૨૫-૩૦ કદમ આગળ એક ઊંડા ખાડાને ખોદતાં એક જ નમૂનાની ચાર મૂર્તિઓ મળી આવી હતી. વડોદરા-પ્રાચીન સંશોધનખાતાના શાસ્ત્રી શ્રીહીરાનંદજીએ "**એન્યુઅલ રિપોર્ટ**" (ઈ. સ. ૧૯૩૯)માં ચિત્રપ્લેટ સાથે એની હકીકત પ્રગટ કરી છે. તેમાં તેમણે આ મૂર્તિઓને બૌદ્ધ હોવાનું જણાવ્યું છે. આ વિશે ડૉ. **હસમુખલાલ** સાંકળિયા, મુનિરાજ **શ્રીન્યાયવિજયજી**, **શ્રીસારાભાઈ** નવાબ અને **શ્રીચીમનલાલ** ઝવેરીએ એ મૂર્તિઓ જૈન હોવાનું સિદ્ધ કર્યું છે. એ બધાંમાંથી અહીં ટૂંકી નોંધ આપવી પ્રસંગોચિત છે. આ ચારે મૂર્તિઓ પૈકી એક સિવાય બધી વડોદરા લઈ જવામાં આવી છે.

(૧) એક ભવ્ય મૂર્તિ કોટ્યર્કના મહંતે મંદિરના બહારના ભાગમાં આવેલા એક ઓરડામાં સ્થાપન કરેલી છે. ધાતુની આ મૂર્તિ પર દેખાતાં વાળનાં ગૂંચળાં, શારીરિક ગઠન અને વ્યાઘ્રાસનાદિ છે. મૂર્તિની નીચે બંને છેડા ઉપર સિંહની સુંદર આકૃતિઓ છે. વચ્ચે ધર્મચક્ર અને બે બાજુએ હરણ તેમજ હાથીનાં રૂપો આલેખ્યાં છે. વ્યાઘ્રાસન ઉપર વસ્ત્રની રચના આલેખી છે. સુંદર કમલાસન ઉપર પદ્માસનસ્થ જિનેશ્વરની ભવ્ય અને લાવણ્યમયી મૂર્તિ બિરાજમાન છે. કમલાસન મનોહર કોરણીભર્યું છે. મૂર્તિનો છાતીનો ભાગ સહેજ ઉપસેલો છે અને વચ્ચે શ્રીવત્સનું ચિહ્ન સ્પષ્ટ દેખાય છે. ગળામાં ત્રિવલીની રેખાઓ ઉપસાવી છે. ચકચકિત ચક્ષુઓ હોવાથી તેમાં ચાંદી પૂરેલી હોય એમ લાગે છે, ભવ્ય લલાટ અને મસ્તક ઉપર કેશોનું ઊંચું શિખામંડલ છે. પાછળના ભાગમાં એક લાંબી પાટ જેવું બનાવી એ ભાગને જોડીને ભામંડલ આલેખ્યું છે. એ પાટના બંને ભાગમાં વેલબુટ્ટા અને બંને બાજુએ ફૂલ, ચોકડી, ગજમુખ, વ્યાઘ્રમુખ આદિની કોરણી છે. તેને ફરતી ગોળ કમાન છે. તેમાં સુંદર કોતરણી કરેલી છે. મૂર્તિની બંને બાજુએ માંડવીનો દેખાવ આપતી સુંદર સ્તંભાવલી બનાવી છે. બે બાજુએ ચામરધરોની આકૃતિઓ છે. છેક ઉપરના ભાગે આસોપાલવના ઝાડની પત્રપંક્તિ કોરેલી જણાય છે. મૂર્તિના પાછળના ભાગમાં બ્રાહ્મીલિપિમાં લેખ છે, જે ચોતરફ લખેલો છે. એ લેખ આ પ્રકારે ઉકેલવામાં આવ્યો છે:—

"नम [ ो ] सिद्ध [ाणं] **वेरिगणस्स**........उप[ रि ]का आर्य-संघ-श्रावक ।"

આમાં ઉલ્લેખાયેલો વૈરિગણ, જેમાંથી વૈરિશાખા ઉદ્ભવી, તેનો ઉલ્લેખ "કલ્પસૂત્ર"માં આ પ્રકારે આવે છે:—

"थेरेहिंतो णं अज्जवइरेहिंतो गोयमसगुत्तेहिंतो इत्थ णं **अज्जवइरीसाहा** निग्गया ॥"

આથી વૈરિગણના શ્વેતાંબરાચાર્યે આ મૂર્તિની પ્રતિષ્ઠા કર્યાનું સિદ્ધ થાય છે. એટલે વૈરિશાખા ઉદ્ભવી તે પહેલાં—સંભવત: શ્રીવજ્રસ્વામીની વિદ્યમાનતામાં વીર નિ૦ સં૦ ૫૮૪ પહેલાં આ મૂર્તિ બની હશે એમ લાગે છે. અર્થાત્ ઈ. સ.ના પહેલા સૈકા લગભગમાં આ મૂર્તિ ભરાવી એમ માની શકાય.

આ રીતે ગુજરાતમાંથી મળી આવેલી જૈન મૂર્તિઓમાં આ મૂર્તિ સૌથી પ્રાચીન ગણાય. ગુજરાતની સાંસ્કૃતિક સંપત્તિનો આ નમૂનો બધાં શિલ્પોમાં અદ્વિતીય અને મથુરાનાં પ્રાચીન શિલ્પોની જોડનો ગણાવાય.

આવો શિલાલેખ અને શાસ્ત્રીય શિલ્પવિધાન સ્પષ્ટ હોવા છતાં આ મૂર્તિને બૌદ્ધ મૂર્તિ કહેવી એ ખરેખર, ભ્રાન્તિની પરાકાષ્ઠા જ સૂચવે છે.

(૨) બીજી મૂર્તિ ચાર ટેકા ઉપર રહેલી શ્રીપાર્શ્વનાથ પ્રભુની છે. મનોહર સપ્ત ફણાવલીવાળા સર્પાસન ઉપર કમળ-ચક્રમાં પ્રભુની મૂર્તિ શોભી રહી છે. નીચે બંને બાજુએ બીજી હારમાં વાઘ અને સિંહ આલેખ્યા છે, મધ્યમાં વિશાળ વટવૃક્ષનો દેખાવ છે. આસન નીચે અર્ધ સર્પાકાર મૂર્તિઓ ધરણેંદ્ર અને પદ્માવતીની છે, જ્યારે ઉપરની મૂર્તિઓ માનવાકૃતિની જણાય છે આથી તેઓ ભક્ત શ્રાવક–શ્રાવિકા હોય એમ માની શકાય. એ આકૃતિઓના હાથમાં પૂજાની સામગ્રી હોય એમ લાગે છે.

(૩) ત્રીજી મૂર્તિ ભગવાન મહાવીરસ્વામીની હોય એમ જણાય છે. સમવસરણમાં અવસ્થિત ભગવાનની નીચે બીજા વિભાગમાં એક તરફ સિંહાકૃતિ છે. પહેલી હારમાં નવ આકૃતિઓ ઊભી છે તે અગિયાર ગણધરોના નવ ગણની સૂચક હશે. મૂર્તિની જમણી અને ડાબી બાજુએ મૂર્તિને ભરાવનારા શ્રાવક–શ્રાવિકાનાં સ્વરૂપો હોય એમ લાગે છે.

(૪) ખંડિત થયેલી આ મૂર્તિના ખભા ઉપર લટાઓ દેખાય છે તેથી એ ઋષભદેવની મૂર્તિ હોય એમ મનાય. મૂર્તિની નીચે ડાબી બાજુએ દેવ કે મનુષ્યની આકૃતિ છે. તેની પાસે સૂતેલાં બે માનવીઓનાં રૂપો જણાય છે. સંભવત: ભગવાન સમીપે પંડિત મરણનું સ્વરૂપ આમાં સૂચવેલું હશે એમ લાગે છે.

પ્રાચીન કોટયર્કના મંદિર પાસેથી અજિતનાથ ભગવાનની ખંડિત મોટી મૂર્તિ નીકળી આવી છે એ ઉપરથી પણ અગાઉ નીકળેલી ચારે મૂર્તિઓ જૈન હોવાનું સિદ્ધ થાય છે.

આ સિવાય બીજી કેટલીયે ખંડિત અને અખંડિત મૂર્તિઓ અહીં છે, તેમાં તીર્થંકર મૂર્તિઓ, ઈંદ્ર–ઈંદ્રાણી, દેવ–દેવીઓ, યક્ષ–યક્ષિણીઓ, પુરુષ-સ્ત્રી આદિની આકૃતિઓ છે.

આ બધાં અવશેષો અહીંના કોઈ પ્રાચીન વિશાળ જૈન મંદિરનું સૂચન કરે છે. એ દેવળ આજે તો ભૂગર્ભની વસ્તુ બની ગયું છે, છતાં મળી આવેલી આ પ્રાચીન સામગ્રી આપણા સાંસ્કૃતિક અભ્યાસમાં અનેરો પ્રકાશ પાડવામાં મદદગાર બને એવી તો છે; એથી જ આ બધાં અવશેષોનું શાસ્ત્રીય દૃષ્ટિએ નિરીક્ષણ કરી તેની માહિતી પ્રગટ કરવી જરૂરી છે.

અહીં શ્રીપદ્મપ્રભસ્વામીનું નવું બનેલું ઘુમટબંધી મંદિર છે. લગભગ ૨૦૦ શ્રાવકોની વસ્તી, ૧ ઉપાશ્રય અને ૧ ધર્મશાળા છે.

અહીં ઘંટાકર્ણ મહાવીરની સ્થાપના છે. તેની બાધા–માનતા ઉતારવા ઘણા યાત્રાળુઓ અહીં આવે છે.



# ૪૭. નરોડા

### ( કોઠા નંબર : ૧૧૫૪ )

**અમદાવાદથી** પૂર્વ દિશામાં નરોડા નામનું ગામ છે. સ્ટેશનથી ૧ માઈલ દૂર અહીં શિખરબંધી નવીન મંદિર બનેલું છે. આ મંદિર શેઠ હઠીસિંહ કેસરીસિંહે બંધાવ્યું છે. મૂળ ગભારો ને સભામંડપ મધ્યમસરના છે. સભામંડપની ભીંતોમાં તીર્થોના રંગ-બેરંગી નકશાઓ કોતરાવ્યા છે. મંદિરના દ્વાર સામે ખુલ્લો વિશાળ ચોક છે.

મૂળ ગભારામાં રહેલી મૂર્તિઓ કેટલીક તો અર્વાચીન છે, જો કે તેના ઉપર લેખો દેખાતા નથી પરંતુ જમીનમાંથી પ્રગટ થયેલી મૂ. ના. શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ નાની પણ તેજસ્વી છે, આ જ રીતે મૂ. ના.ની જમણી તરફના ગભારામાં શ્રીપદ્માવતીદેવીની મૂર્તિ પણ પ્રાચીન છે. ખરું જોતાં તો આ શાસનદેવીની મૂર્તિના પ્રતાપ અને પ્રભાવથી જ આ સ્થાન વધુ પ્રસિદ્ધિમાં આવતાં તીર્થ જેવું બની ગયું છે, કેટલાક અજૈનો પણ આ દેવીનાં દર્શનની માનતા-બાધા રાખે છે.

આ શાસનદેવી પદ્માવતીની મૂર્તિ પાસે જ બીજી એક પદ્માવતી માતાની નાની મૂર્તિ છે. વસ્તુતઃ આ મૂર્તિ પદ્માવતી માતાની લાગતી નથી પરંતુ અત્યારની પ્રચલિત પરંપરા મુજબ એની ઓળખાણ આપી છે. એ મૂર્તિ નીચે પ્રાચીન શિલાલેખ છે એનો ભાવાર્થ આ છે:-

"સં. ૧૪૨૦ માં અમદાવાદ નજીક રાજપુરનિવાસી શ્રાવકે સેરિસાના પાર્શ્વનાથપ્રભુના જિનાલયમાં આ મૂર્તિ સ્થાપન કરી છે. પ્રતિષ્ઠાપક તપાગચ્છના............ ( નામ વંચાતું નથી ) છે."

સેરિસા ઉપર ગુજરેલી આફતમાંથી બચાવવા માટે આ મૂર્તિ અહીં લાવવામાં આવી હોય એમ લાગે છે. અહીંની જમીનમાં દટાયેલી આ મૂર્તિ લગભગ સોએક વર્ષ પહેલાં જ પદ્માવતીની મોટી મૂર્તિ સાથે જ પ્રગટ થઈ હતી.

આ નવીન મંદિરની નજીકમાં લગભગ ૦॥ ફર્લાંગ દૂર તપોધન બ્રાહ્મણોના વાસ આગળ એક ઊંચો ટીંબો છે. શરૂઆતમાં અહીં થોડું ખોદકામ કરતાં એક સુંદર પ્રાચીન જૈન મંદિરનાં શિખરો દેખાવા લાગ્યાં હતાં પણ ખોદકામ અટકી પડ્યું ને તેના ઉપર ધૂળ ફરી વળી. જે કંઈ ખોદકામ થયેલું છે તેમાંથી નાની નાની દેરીવાળાં શિખરો, કુંભીઓ, થાંભલાના પથ્થરો, ગુંબજના નાના ટુકડાઓ આમતેમ પડ્યા છે. એને ફરતી દેરીઓની પાછળનાં શિખરોની વિવિધ આકૃતિઓ પણ જોવાય છે. શિલાઓનો ઢગલો અને પથ્થરોના અવશેષો પણ ઘણા પડેલા છે. એકંદરે વિસ્તારથી જોતાં લાગે છે કે ભૂગર્ભમાં રહેલું આ મંદિર બાવન જિનાલયવાળું વિશાળ હશે.

લોકો પોતાના ઉપયોગ માટે આ મંદિરના ઢગલામાંથી કે ટેકરામાંથી ખોદીને પથ્થરો ઉપાડ્યે જાય છે. ગામના બજાર વચ્ચે એક મકાનના ખૂણામાં જૈન મંદિરની નાની દેરીનું શિખર ચોડેલું જોવાય છે. વળી, અહીંના તળાવના પગથિયાંના સ્તંભ વગેરે માટે આ મંદિરના શિખરના ઉપરના ભાગનો ઉપયોગ થયેલો દેખાય છે. એ જ રીતે તપોધનોના વાસમાં ઘણાં ઘરોમાં આ મંદિરના પથ્થરો કામે લગાડ્યા હોય એમ જણાય છે.

અમદાવાદની નજીકમાં જ આવેલા આ પ્રાચીન કળામય ભગ્ન જિનાલયનું કરુણ ગીત હજી સુધી કોઈ ધર્મપ્રેમીના કાને સંભળાયું નથી એ ઓછી આશ્ચર્યકારક બીના ન લેખાય.

આ ગામ આજે તો નાનું છે પણ અસલ આ એક નગરી હતી. લોકો આને નળરાજાની 'નિષધનગરી' હોવાનું કહે છે અને ગામ બહાર ઉત્તર દક્ષિણ તરફ નળરાજા અને દમયંતીના ટીંબા સામસામે હોવાનું બતાવે છે. એટલું જ નહિ; અહીં જે અર્વાચીન મહાદેવનું મંદિર છે તેમાંનું શિવલિંગ નળરાજાના સમયનું છે એવી શોધ અહીંના ગામડિયાઓએ કરી છે.

★

## ૪૮. દાવડ

**( કોઠા નંબર : ૧૩૦૪ )**

જાદર સ્ટેશનથી ૪ ગાઉ દૂર દાવડ નામનું ગામ હાથ્મોલ નદીના ઉત્તર કિનારે વસેલું છે. પ્રાચીન કાળમાં આ ગામ દેવપત્તન અથવા દ્રાવડપુરના નામે પ્રસિદ્ધ હતું એમ કહે છે.

અહીંની આસપાસની ભૂમિ ઉપરથી દેવાલયોના ઘડેલા પથ્થરો, જિનમૂર્તિઓ વગેરે નીકળી આવે છે. સં. ૧૯૪૫માં મેવાડા બ્રાહ્મણ દુર્ગાશંકરના મકાનનો પાયો ખોદતાં ૨૦૦ ખંડિત જિનપ્રતિમાઓ નીકળી આવી હતી, જે એક કૂવામાં ભંડારી દેવામાં આવી. અહીંના કેટલાંક મકાનોમાં પ્રાચીન મંદિરના ઘડેલા પથ્થરો લાગેલા જોવાય છે. વળી, ગામની બહાર તૂટી ગયેલી સાત વાવડીઓ છે, જેનું બહુમૂલ્ય શિલ્પકામ આજે પણ જોવા મળે છે. ગામથી ઉત્તર દિશામાં ાા માઈલ દૂર સિદ્ધરાજ જયસિંહની રાણી હાંસલદેવીએ બંધાવેલું 'હાંસલેશ્વર' નામે ૨૦ એકરના ઘેરાવાવાળું સમચોરસ તળાવ છે. આ બધાં અવશેષો ઉપરથી આ ગામ પુરાણું હોય એવું અનુમાન થાય છે.

આજે અહીં ૪૦ જૈનોની વસ્તી છે. ૧ ધર્મશાળા અને ૧ જૈનમંદિર છે.

શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર પ્રાચીન છે. લગભગ સં. ૧૩૦૦ આસપાસમાં બંધાયેલું લાગે છે. મૂ૦ ના૦ ની શ્વેતવર્ણી પ્રતિમા ૨૪ ઇંચ ઊંચી છે. આ મૂર્તિ સંપ્રતિરાજે ભરાવેલી કહેવાય છે. મૂ૦ ના૦ ની બંને બાજુએ નાની–મોટી છ પ્રતિમાઓ બિરાજમાન છે. ડાબી બાજુએ શ્રીનેમિનાથ ભગવાનની ૩ હાથપ્રમાણ પ્રતિમા છે.

આ પ્રદેશમાં આ સ્થળ તીર્થરૂપ મનાય છે.



## ૪૯. ઈડર

**( કોઠા નંબર : ૧૩૧૦–૧૩૧૫ )**

ઈડર બહુ પ્રાચીન નગર છે. એના ગઢ ઉપર ચડવાની હળવી સ્મૃતિઓ લોકવાણીમાં ગૂંથાયેલી આજે પણ કર્ણગોચર થાય છે. આડાવલાની એક શાખારૂપે પોતાનું અલગ વ્યક્તિત્વ દાખવતો આ ઘઉંઆ ડુંગરો દૂરથીયે નજરે પડે છે. આનું શાસ્ત્રીય નામ ઈલાપદ્ર, ઇલાદુર્ગ, ઇચદ્દર વગેરે મળે છે. ગઢનો ઇતિહાસ જાણીએ તે પહેલાં ઈડર નગરની હકીકત જોઈ લઇએ:

આજનું ઇડરનગર એના પ્રાચીન સ્થળ ઉપર નથી. પ્રાચીન ઈડરના ધ્વંસાવશેષો આજના ઈડરની ઉત્તર દિશામાં પહાડની તળેટીમાં પડેલા છે. દિગંબરીય જૈન મંદિરની દિવાલ પાસે થઈને એ તરફ જવાનો બાંધેલો માર્ગ છે. એ ધ્વસ્ત ઈડરમાં પથ્થરની બાંધેલી પોળો છે, જેમાંની એક તો સાંગોપાંગ ઊભી છે ને બીજી પડી ગઇ છે. પહાડની તળેટીમાં પૂર્વ બાજુએ પથ્થરની બાંધેલી પુષ્કરિણી છે. તેમાં સદા ભરેલું પાણી રહે છે. એથી થોડું આગળ ચાલતાં સાત માળની અને સુંદર વાવ છે. સોળમા સૈકાના શ્રીસુધાનંદસૂરિના કોઈ શિષ્યે રચેલી 'ઈડરગઢ-ચૈત્યપરિપાટી'માં આ શહેરનું સુંદર વર્ણન કરતાં ગઢની તળેટીમાં આવેલાં જિનમંદિરોનો પણ ઉલ્લેખ કરેલો છે:—

> "તલહટ્ટાઇં શ્રીપાસનાહ, પ્રાસાદ નિહાલઉ, પૂજીઅ પણમીઅ પાસસામિ, પાતગ સવિ ટાલઉ. ૮
> ખમણાવસહી ચેપિ હરખિ, ગિરિ સિરિવરિ ચડીઆ; આગલિ આદિ જિણંદ, ભવણ દીસઇ પાગડીઆ " ૯

આ મંદિરો ઈડરના પ્રાચીન ધ્વંસાવશેષોમાં ઢંકાઇ ગયાં છે ને આ ઇતિહાસગાથાઓ એનું મૂંગું સ્મરણ માત્ર કરાવી રહી છે. પ્રાચીન ગ્રંથોની નોંધ ઉપરથી પણ આ નગરના સુવર્ણકાળનાં પ્રમાણો મળી આવે છે:

આ નગરમાં શ્રીઆણંદવિમલસૂરિનો જન્મ સં. ૧૫૪૭માં અને શ્રીવિજયદેવસૂરિનો જન્મ સં. ૧૬૫૬માં થયો હતો. કેટલાયે આચાર્યોએ અહીં સ્થિરતા કરીને ગ્રંથોની રચના કર્યાની અને અનેક ગ્રંથોની પ્રતિલિપિ કરાયાની

પ્રશસ્તિનોંધો મળી આવે છે. એની સાક્ષીરૂપે અહીં એક પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોનો ભંડાર મોજુદ છે. અહીં કેટલાયે મુનિવરોને પદવીપ્રદાન થયાં છે. શ્રીસોમસુંદરસૂરિએ શ્રીજયચંદ્ર વાચકને સૂરિપદ આપ્યું ત્યારે અહીંના રાજમાન્ય શ્રેષ્ઠી ગોવિંદે ભારે મહોત્સવ કર્યો હતો.[1] આ શ્રેષ્ઠીએ અહીંના ગઢ ઉપરના મંદિરનો અને તારંગા તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો.[2] એ સિવાય, શ્રીલક્ષ્મીસાગરસૂરિએ શ્રીસુમતિસાધુને આચાર્યપદવી અહીં આપી હતી, એ સમયે શ્રીપાલ કોઠારીએ તેમના ભાઈ સહજપાલ સાથે ખૂબ દ્રવ્યવ્યય કર્યો હતો. આ શ્રેષ્ઠીઓ ઉપરાંત બીજા વીસલ, સહજૂશાહ, ઈશ્વર સોની વગેરે અનેક શ્રેષ્ઠીઓ અગ્રગણ્ય હતા. એથી જ પૂર્વોક્ત 'ચૈત્યપરિપાટી'કારે કહેલું "પરમ ધનવંત અચ્છ, જિહાં લોક નિવાસી' કથન સાર્થક બને છે. ઈડરનરેશ નારાયણની સભામાં શાંતિચંદ્ર ઉપાધ્યાય જેવા તાર્કિક વિદ્વાને દિગંબર ભટ્ટારક વાદી ભૂષણને પરાસ્ત કરી જયપતાકા ફરકાવ્યાની ઘટના પણ ઈતિહાસના પૃષ્ઠોમાં અંકાયેલી છે.[3]

ઉપર્યુક્ત ઉલ્લેખથી જણાય છે કે આજનું ઈડર સોળમા સેકા પછી કોઈ કાળે વસ્યું હશે. આજના ઈડરમાં જૈનોનાં ૮૦ ઘરો છે, ૪–૫ ઉપાશ્રયો છે ને પાંચ જૈન મંદિરો શોભી રહ્યાં છે:

૧. શ્રીખરતરગચ્છવાળાના મંદિરમાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાન મૂળનાયક છે. તેમાં મૂળગભારો, જાળીભરેલો સભામંડપ અને ઉપર ધાબાબંધી રચના છે.

૨. બીજું પણ મૂળનાયક શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર જૈન સંઘે બંધાવેલું છે. તેમાં પણ લગભગ ઉપર્યુક્ત મંદિર જેવી રચના છે.

૩. પારેખવાડાનું મંદિર શિખરબંધી છે. તેમાં જુદા જુદા પાંચ ગભારા છે. તેમાં બે ગભારા ભમતીમાં અને બે ઉપર છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાન છે.

આ મંદિરની પાછળ એક ઉપાશ્રય છે. છૂટી પરસાલ અને વિશાળ ચોક છે.

૪–૫ ડોસોલ મહોલ્લામાં આવેલાં બે મંદિરો ધાબાબંધી સામાન્ય રચનાવાળાં છે.

અહીં એક વિશાળ દિગંબર જૈન મંદિર છે. એની રચના જોતાં અસલ એ શ્વેતાંબરીય મંદિર હોય એમ લાગે છે.

અહીંથી પશ્ચિમ તરફ ૧॥–૨ માઇલ દૂર ખડકવાળી ટેકરી ઉપર 'રાજચંદ્ર વિહાર' નામનું સ્થળ છે. તેમાં એક નાનું મંદિર અને સ્વાધ્યાયમંદિર વગેરે છે. યાત્રીઓને માટે રહેવાની બધી સગવડ રહે છે. આ સ્થળે જુદી ટેકરી ઉપર શ્રીચંદ્રપ્રભ ભગવાનની દેરી છે. શ્રીમદ્ રાજચંદ્ર આ સ્થળે આવ્યા હતા તે ક્ષેત્રસ્પર્શનાના સ્મરણરૂપે તેમના ભક્તોએ આ સ્થળની રચના કરી છે.

નગરથી ૦॥ માઇલ દૂર ગઢ છે ને તળેટીથી ૧ માઈલનો ચડાવ છે. વચ્ચે વિસામાઓ આવે છે. પહાડ ઉપર જૈન ધર્મશાળા છે અને એક ભવ્ય તેમજ વિશાળ બાવન જિનાલય મંદિર દીપી રહ્યું છે.

આ મંદિરની પ્રાચીનતા વિશે એક જૂની ગુજરાતી 'પટ્ટાવલી'માં આ પ્રકારે ઉલ્લેખ મળે છે:

"संप्रति राजाए × × पुनः इडरगढे श्रीशांतिनाथनो प्रासाद बिंब निपजाव्यो"

આ સંપ્રતિ વીરનિર્વાણ સંવત્ ૨૮૫ વર્ષે થયા એટલે આ ઉલ્લેખ પ્રમાણે આ ગઢ અને તે પરનું જૈન મંદિર લગભગ ૨૨૦૦ વર્ષ જેટલાં પ્રાચીન ગણાય. પરંતુ સં. ૧૨૧૦ થી ૧૨૭૭ ના ગાળામાં કુમારપાલના સમયમાં જ વિદ્યમાન ખરતરગચ્છીય શ્રીજિનપતિસૂરિએ બનાવેલી 'તીર્થમાળા'માં આ પ્રમાણે જણાવ્યું છે:—

"इडर्गगौ निविष्टं चौलुक्याधिपकारितं जिनं प्रथमम् ॥"

---

૧. 'સોમસૌભાગ્યકાવ્ય' સર્ગ : ૭, શ્લોક :

૨. એજન : સર્ગ : ૭, શ્લોક : ૧૦

૩. "રાયનારાયણ રાજસભાઈ ઈડર નયર મઝારિ રે, વાદી ભૂષણ દિગપટ જીતી પામ્યો જયજયકાર રે."
—શ્રીઅમરચંદ્ર કવિકૃત "કુલધ્વજરાસ" કડી : ૭૫.

—ઈડરગિરિ ઉપર ચૌલુક્યનરેશે ( કુમારપાલે ) બનાવેલા મંદિરમાં પ્રથમ જિનેશ્વરને સ્થાપન કર્યા.

શ્રીમુનિસુંદરસૂરિએ રચેલા 'ઇડરના ઋષભદેવસ્તવન'માં શ્રીકુમારપાળે આ મંદિર બંધાવ્યાનું સ્પષ્ટ જણાવ્યું છે. આથી સંપ્રતિ રાજાએ આ મંદિર કરાવ્યાની હકીકતને બીજા સબળ પુરાવાની જરૂર રહે જ છે. શ્રીમુનિસુંદરસૂરિએ તેના જીર્ણોદ્ધારક તરીકે ગોવિંદ શ્રેષ્ઠીનું નામ પણ આપ્યું છે. એ પછી ચંપક શ્રેષ્ઠીએ ઉદ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ શ્રીહેમવિમલસૂરિના શિષ્ય અનંતહંસે રચેલી 'ઈલા–પ્રાકાર–ચૈત્યપરિપાટી'માં કરેલો છે અને તે પછી છેલ્લો ઉદ્ધાર હમણાં જ શ્રીસંઘે કરાવ્યો છે. કુમારપાલનરેશે 'શત્રુંજયાવતાર'રૂપે મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનની સ્થાપના કરી, રાયણવૃક્ષની પણ રચના કરેલી હતી. આ મંદિર 'રાયપાલવિહાર'નામે પણ ઓળખાતું હતું. ગોવિંદ શ્રેષ્ઠીએ કરેલા ઉદ્ધાર સમયે પણ મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાન જ હતા અને સત્તરમા સૈકામાં થયેલા ઉદ્ધાર પછી શ્રીવિજયદેવસૂરિએ જ્યારે પ્રતિષ્ઠા કરી ત્યારે તેમણે શ્રીઋષભદેવ ભગવાનની જ સ્થાપના કરી હતી એવો ઉલ્લેખ મળે છે :—

"इयदराख्यनगरे, स्वावतारेण सुन्दरे । प्रतिष्ठात्रितयं चक्रे. येन सूरिषु चक्रिणा ॥
जीर्णे श्रीमद्युगादीशे, यवनैर्व्यङ्गिते सति । तत्पदे स्थापितो येन, नूतनः प्रथमप्रभुः ॥"[૪]

આ ઉપરથી જણાય છે કે, શ્રીઋષભદેવના જીર્ણપ્રાસાદને તથા મૂર્તિને યવનોએ બાધા કરેલી તેથી શ્રીવિજયદેવસૂરિએ નવા શ્રીઋષભદેવ પ્રભુની સ્થાપના ( સં. ૧૬૮૧ લગભગમાં ) કરી.

૧. આજે આ મંદિરમાં મૂળનાયક શ્રીશાંતિનાથ પ્રભુ બિરાજમાન છે. સંભવત: શ્રીસંઘે કરેલા છેલ્લા ઉદ્ધાર વખતે મૂળનાયકનો ફેરફાર કર્યો હશે. છેલ્લા ઉદ્ધારમાં મૂળગભારાની પીઠ, પબાસણ, ફરતી દીવાલો, શિખર, છજાંઓ, ગભારા, ગૂઢમંડપ, બારણા પરની કુંભી, થાંભલા, સરૂ, કમાનો, બે ચોકીઓની બારશાખો, અગાસી અને ફરશ વગેરે બધા જીર્ણ ભાગોને નવેસર કરાવ્યા છે. આ જીર્ણોદ્ધારથી અલબત્ત, આખુંયે મંદિર દેવવિમાન સમું દેખાય છે. મૂળ દેવળને સુધારવાનું કામ જોતાં તદ્દન નવું મંદિર લાગે છે. ઉદ્ધાર કરાવનાર સંઘના અગ્રણીઓનું કહેવું છે કે જે રચના પ્રાચીન કાળે હતી તેવી જ રચના આમાં રાખવાની કોશીશ કરી છે પણ પ્રાચીનતાની નિશાનીઓ ભાગ્યે જ રહેવા દીધી છે, કાઢી નાખેલા પ્રાચીન કારીગરીના નમૂના કે શિલાલેખો પણ જળવાયા નથી. મૂળ દેવળની પશ્ચિમ બાજુની મોટી દેરીનું બારસાખ અને ગર્ભાગારનું પ્રાચીન બારસાખ કારીગરી અને દેખાવમાં સરખાં હતાં, જ્યારે બહારની ભીંતોમાંની કોરણી એની અસલ પ્રાચીનતાનું ભાન કરાવે છે. ભીંતોમાં જુદા જુદા પ્રાણીઓના થરો અને દેવદેવીઓની રચના આલેખી છે તે પ્રાચીન છે.

આજે આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, ખુલ્લો સભામંડપ, ચારે બાજુએ નાની–મોટી ઘૂમટબંધી સરખા પ્રમાણની બાવન દેરીઓ, સમ્મુખ પુંડરીકજીની દેરી, શૃંગારચોકી અને કોટયુક્ત શિખરબંધી રચનાવાળું છે. મંદિરની લંબાઈ–પહોળાઈ ૧૬૦ × ૧૨૫ ફીટ અને ઊંચાઈ ૫૫ ફીટની છે.

આ મંદિરની પાસે ખડકની અંદર ત્રણ ગુફાઓ સાથે છે.

૨. બીજું રણમલ્લની ચોકીનું મંદિર કંઈક જીર્ણ હાલતમાં ખાલી ઊભું છે. આ મંદિર નાનું છતાં સમચોરસ રચનાવાળું રમણીય અને ભવ્ય લાગે છે. મૂળગભારો, ગૂઢમંડપ અને સભામંડપ, ભમતી સહિત શિખરબંધી હતું. તેની લંબાઈ પહોળાઈ ૩૭૫ × ૩૪ ફીટ અને ઊંચાઈ ૧૯ ફીટ છે.[૫] આજે સભામંડપ અને શિખર પડી ગયું છે. આખુંયે સફેદ પથ્થરથી બનેલું છે. મૂળગભારામાં પબાસણ ઉપર ત્રણ મૂર્તિઓ હોવાની નિશાનીઓ જોવાય છે. આજે અહીં મૂર્તિઓ નથી. દરવાજાની ઉપર શ્રીજિનેશ્વર ભગવાનની મંગલમૂર્તિ જોવાય છે અને તેની ઉપર બંને છેડે સ્તંભોની નજીક એકેક કાઉસગ્ગિયા મૂર્તિઓ વિદ્યમાન છે. મંદિરની પછીતે પૂર્વ તરફની બહારની દીવાલમાં તીર્થંકરની મૂર્તિ કોતરવામાં આવી છે. એ સિવાય બીજા દેવ–દેવીઓની મૂર્તિઓ પણ જોવાય છે અંદરની ભીંતો તથા પ્રદક્ષિણા-પથમાં કરેલી કોરણી રંગબેરંગી હોય એમ દીસે છે. વરસાદથી કેટલોક ભાગ ખવાતો જાય છે. ખરેખર, આ સુંદર

૪. "વિજયપ્રશસ્તિમહાકાવ્ય" ( રચના સં. ૧૬૮૮ ) પ્રશસ્તિશ્લોક : ૧૪, ૧૫.
૫. "Revised lists of Antiquarian Remains in the Bombay Presidency"— Henry Cousens, 1897, P. 236.

મંદિરને થોડા ભાગમાં જીર્ણોદ્ધાર કરાવવાથી ટકી શકે એવું છે. એ તરફ ધ્યાન આપવામાં નહિ આવે તો આખુંયે મંદિર કાળના મુખમાં ઝડપાઈ જશે.

આવા સુંદર મંદિરના બંધાવનાર શ્રેષ્ઠી કોણ હશે એનો પત્તો મળતો નથી. સંભવત: રણમલ્લ રાજાના કોઈ જૈન અધિકારીએ અથવા રણમલ્લ રાજાની સહાયથી બંધાવેલું આ મંદિર હશે તેથી જ તેનું નામ 'રણમલ્લની ચોકી' આપવામાં આવ્યું છે. વળી, એક ત્રીજા ચૈત્યનો પત્તો "ઈડિરગઢ ચૈત્યપરિપાટી" આપણને આપે છે, એ મુજબ : એ મંદિરમાં મૂળનાયક ભગવાન કયા હતા અને કયા શ્રેષ્ઠીએ કઈ સાલમાં એ મંદિર બંધાવેલું તેનું વર્ણન આ પ્રકારે કરેલું છે :—

'તિહાં પ્રાસાદ કરાવિઉ તુ ભ૦, કુંઅરવિહારહ પાસિ; અનુપમરૂપ નિહાળતાં તુ ભ૦ થાઇમનિ ઉલ્લાસ.
સંવત પનર ત્રીસોત્તરઈ તુ ભ૦, કીધઉ જસ આરંભ; મંડપિ જનમન મોહિઉં તુ ભ૦ કોરણિ તોરણિ થંભ.
ધવલપણઇ અતિઝલહલઇ તુ ભ૦ ઉંચપણઇ કૈલાસ; જસ રમણિય ચિત્ત કીઈ તુ ભ૦, સુરસુંદરિ રમઇ રાસ.
મગ્માણી ખાણી તણી તુ ભ૦, આણી એક ફલહી સાર; અજિતનાથ પ્રતિમા ઘડી તુ ભ૦ ધવલધપઇ દૂંધ ધાર.
પનર તેત્રીસઇ સંવત્સરિ તુ ભ૦, ઉત્સવ કરઈ અપાર; ચિહુ દિશિ આવઈ સંઘ ઘણા તુ ભ૦ ગણતાં ન લહઈ પાર.'

આ વર્ણન ઉપરથી (ઓશવાલકુળના શ્રેષ્ઠી સોની ધનરાજ અને તેમની પત્ની સીતૂના ત્રણ પુત્રો ગોવિંદ, પતરાજ અને) શ્રેષ્ઠી ઇશ્વર સોનીએ કુમારવિહારની પાસે સં. ૧૫૩૦ પછી આ મંદિરની કોરણીભરી ભવ્ય રચના કરી અને સં. ૧૫૩૩ માં મૂળનાયક શ્રીઅજિતનાથ ભગવાનની પ્રતિષ્ઠા (શ્રીલક્ષ્મીસાગરસૂરિના હાથે) કરાવી.

ઉપર્યુક્ત ખાલી મંદિર વિશે આ વર્ણન હોઈ ન શકે કેમકે એ મંદિર કુમારવિહારથી દૂર છે. સંભવત: આજે જે દિગંબર મંદિર છે તે જ આ મંદિર હોય એવી સંભાવના આ વર્ણનથી થાય છે એથી એનું વાસ્તવિક નિરીક્ષણ કરવું જરૂરી છે.

ઉપર્યુક્ત ઉલ્લેખ આપણને મળી શક્યો ન હોત તો આ અનામી અને અપ્રાપ્ય મંદિરનો આવો ગૌરવભર્યો ઇતિહાસ આપણે જાણી શકયા ન હોત. આ ઉપરથી ચૈત્યપરિપાટીઓ કેટલી ઉપયોગી છે એનો ખ્યાલ આવી શકે તેમ છે. આવી પ્રગટ-અપ્રગટ તીર્થમાળાઓના સંગ્રહની હવે જરૂરત ઊભી છે, એ તરફ વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ.

★

## ૫૦. ખેડબ્રહ્મા

(કોઠા નંબર : ૧૦૨૧-૧૩૨૨)

**ખેડબ્રહ્મા** કેટલું પ્રાચીન હશે એ જાણી શકાયું નથી. અહીંની એક અદિતિવાવ નામે પ્રાચીન વાવમાં સં. ૧૨૫૬નો શિલાલેખ છે તેના ઉપરથી આ ગામ એ સંવત કરતાંયે પ્રાચીન હોવું જોઈએ. "પદ્મપુરાણ"ના છઠ્ઠા ઉત્તર-ખંડમાં આ ગામ વિશે જણાવ્યું છે કે, "**तीर्थयात्रामिषेण वै ग्वेटके ब्रह्मसंनिधौ।**"

અદિતિવાવના શિલાલેખમાં આ ગામનાં ચારે યુગનાં નામો આપેલાં છે; સત્યુગમાં તેનું નામ બ્રહ્મપુર, ત્રેતામાં અગ્નિખેટ, દ્વાપરમાં હિરણ્યપુર અને કળિયુગમાં તુલખેટ હતું. આ ઉપરથી આ ગામ ઘણું પ્રાચીન હોય એમ લાગે છે. અહીં નાગરોના ઇષ્ટદેવ હાટકેશ્વરનું સ્થાન અને હિંદુઓની અંબામાતાનું સ્થાન હોવાથી હિંદુતીર્થ તરીકે આજે ઓળખાય છે. આ બંને સ્થાનોનું આંતરનિરીક્ષણ કરતાં પ્રાચીન કાળે એ જૈનદેવળો હોવાનું જણાય છે. એ સબંધી આગળ જણાવાશે. પ્રાચીન કાળે અહીં જૈનોની વસ્તી સારી હતી. આજે પણ અહીં જૈનોનાં ૩૦ ઘરો, ૧ ઉપાશ્રય, ૧ જૈન ધર્મશાળા અને ૨ જૈન મંદિરો વિદ્યમાન છે.

૧. આ બે મંદિરો પૈકી એક શ્રીમહાવીરસ્વામી ભગવાનનું શિખરબંધી વિશાળ મંદિર છે. એમાં બે મંડપો અને ચોવીશ દેરીઓ છે. તેમાં પૂર્વ તરફની દેરીઓમાં પ્રતિમાઓ સ્થાપન કરેલી છે, જ્યારે ઉત્તર–દક્ષિણ તરફની દેરીઓ ખાલી છે. પાછળના ભાગમાં વંડો ચણી લીધેલો છે. મંદિરમાં બે સદી પહેલાં કરેલું ચિત્રકામ દર્શનીય છે. આ મંદિરના ચોકમાં ભોંયરું છે તેમાં ઘણા જૂના કાળની પ્રતિમાઓ સંગ્રહેલી છે.[1]

---

1. "પુરાતન બ્રહ્મક્ષેત્ર" પૃ૦ ૪

૨. બીજું ટેકરા ઉપર આવેલું શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર છે. આ મંદિર પ્રાચીન છે પણ જીર્ણોદ્ધાર સમયે એના વિસ્તારને ટૂંકો બનાવી દઈ નવેસર ઘૂમટબંધી મંદિર બનાવ્યું છે. આજુબાજુએ વંડો વાળી લઈ જમીન આંતરી લીધી જે. છતાં પૂર્વ તરફનો ટેકરો પ્રાચીન કાળે દેવળનો જ ભાગ હોય એમ જણાય છે. મંદિર દક્ષિણ દ્વારનું છે પણ પ્રવેશદ્વાર પશ્ચિમ દિશામાં છે. પ્રવેશદ્વારમાં છૂટો ઓસાર બનાવેલો છે.

"પુરાતન બ્રહ્મક્ષેત્ર" (પૃ. ૫)માં જણાવ્યું છે કે, "દિગંબર મતનાં દેવાલયો અગાઉ ઘણાં હતાં. તેમાં બાવન જિનનો પ્રાસાદ લાખો રૂપિયાના ખરચે બંધાવેલો હતો. હાલમાં એનાં દેવાલયો અને પ્રાસાદોનાં ખંડેરો છે." આ હકીકત ઉપરથી જણાય છે જૂના વખતમાં અહીં ઘણાં જૈન દેવળો હતાં.

હાટકેશ્વરના સ્થાનનું બાંધકામ તદ્દન બનાવટી લાગે છે. આજુબાજુનો પાયો હોવા છતાં વચ્ચેથી ચણીને મહાદેવની સ્થાપના કરવામાં આવી છે. આ સ્થાપના તદ્દન પાછલા કાળની છે. આ દેવળનું શિલ્પકામ સાદું છે. દેવળના પ્રવેશદ્વારની બહાર ઊંચા ટેકરા ઉપર ખડકેલા સઘળા પથ્થરો આ પ્રાચીન દેવળના ધ્વંસાવશેષો છે. તેના ઉપર ચડીને આ દેવળમાં દાખલ થવાય છે. આ દેવળની આજુબાજુનો પ્રાચીન ચોક અને થોડું બાંધકામ નજરે પડે છે એ ઉપરથી અનુમાન થાય છે કે અગાઉ આ મોટું જૈન દેવળ હશે.

ગામથી ૦ા માઈલ દૂર અંબામાતાનું દેવળ છે. દેવળના ઉત્તર તરફની દીવાલ ૧૩ ખંડોમાં વહેંચાયેલી છે, જે ધર્મશાળાનું રૂપાંતર પામી છે. પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ તરફની દીવાલોનું નામોનિશાન રહ્યું નથી, ત્યાં નવું ચણતર કરીને નવા ખંડો પાડવામાં આવ્યા છે, જેમાં મંદિરના વહીવટની ગોઠવણ કરેલી છે. આ પ્રાચીન દેવળમાંથી છૂટા પડેલા પથ્થરો જેમાં તોરણ, દેવીઓ, માનવાકૃતિઓ, વ્યાઘ્રમુખો વગેરે મંદિરના ભાગો પગથિયાં અને ચોકમાં જ્યાં ત્યાં જડી દીધેલા છે. દેવળની પાછલી દીવાલે આવેલા માનસરોવરના આરાના પગથિયામાં પણ આ પુરાણા મંદિરના અવશેષો ચોડેલા જોવાય છે. આ બધા અવશેષોનું પુરાતાત્ત્વિક દૃષ્ટિએ અવલોકન કરનારને તરત સમજાય તેવું છે કે આ વિશાળ ચોકવાળું દેવળ અગાઉ જૈનોનું બાવન જિનાલય હશે: જેના આ તૂટેલા ભાગોનો આ રીતે ઉપયોગ કરવામાં આવ્યો છે.

માતાનો મહિમા ગાનારા કહે છે કે, આ મંદિરને વ્યવસ્થિત કરવાની શરૂઆત કરવામાં આવી અને પૂર્વદ્વાર પાસેનો ભાગ ખોદી કાઢવામાં આવ્યો ત્યારે કેટલીક મૂર્તિઓ મળી આવી હતી જેની સાથે આ અંબિકાદેવીની મૂર્તિ પણ મળી આવી હતી. આ હકીકતથી એવું અનુમાન કરવાને કારણ મળે છે કે પહેલાં આ મંદિર શ્રીનેમિનાથ ભગવાનનું હશે જેમની શાસનાધિષ્ઠાયિકા અંબિકાદેવીની મૂર્તિ બીજી મૂર્તિઓ સાથે મળી આવી.

મૂળ દેવાલય આશરે ૩૦ ગજની જમીન રોકે છે. દેવળમાં કોઈ પ્રાચીન કામ નજરે ચડે એવું રહેવા દીધું નથી. મૂળ દેવળમાં બ્રાહ્મણ પૂજારીઓ સિવાય બીજાને પ્રવેશ કરવા દેતા નથી. માતાની સ્થાપના પાછળ કંઈક ભાગ ખાલી છોડી દેવામાં આવ્યો છે; જે એના બનાવટી ચણતરને બતાવી આપે છે.

ગામથી માતાએ જતાં અદિતિ વાવ આવે છે, જેમાં સં. ૧૨૫૬ નો લેખ હોવાનું અગાઉ નિર્દેશ્યું છે. આ સુંદર વાવ અહીંની પ્રાચીનતાનો નમૂનો છે.

★

## ૫૧. વડાલી

(કોઠા નંબર : ૧૩૨૫-૧૩૨૬)

વડાલીનું પ્રાચીન નામ વાટાપલ્લી હતું એવું શિલાલેખોમાંથી જાણવા મળે છે. સં. ૧૨૭૫ નો પ્રતિમાલેખ, જે નીચે નોંધવામાં આવ્યો છે તેમાં આ ગામનો નિર્દેશ હોવાથી આ ગામને એથીયે પ્રાચીન બતાવી રહ્યો છે. શિલાલેખોને આધારે 'વટપલ્લી ગચ્છ'નો ઉલ્લેખ મળે છે, તે શું આ ગામના નામ ઉપરથી અસ્તિત્વમાં આવ્યો હશે? જો એમ હોય તો મારવાડમાં આવેલા નાનરોણા ગામના મંદિરમાંની એક મૂર્તિનો લેખ સં. ૧૧૮૯નો આ પ્રમાણે મળે છે:—

"सं० ११८९ वैशाख सुदि शनौ वटपाली(पल्ली?)गच्छे श्रीनम्नसूरि संताने........॥"

અહીં ૨૦૦ શ્રાવકોના ઘરની વસ્તી છે. ૫ ઉપાશ્રય અને ૨ જૈન ધર્મશાળાઓ છે. બે વિશાળ અને ભવ્ય જૈન મંદિરો વિદ્યમાન છે જ્યારે ત્રીજું મંદિર ખંડિત અવસ્થામાં પડેલું છે.

૧–૨. શ્રીશાંતિનાથ ભગવાનનું અને શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર શિખરબંધી અને બાવન જિનાલયવાળું છે. એ બંને મંદિરોની રચના પ્રાચીનકાળની છે. બંનેમાં મૂળગભારો, ગૂઢમંડપ, સભામંડપ, નવચોકીઓ, શૃંગારચોકીઓ વગેરે છે. આમાં બબ્બે મંડપો છે અને મંડપ ઉપર માળ બનાવેલા છે. શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરમાં ભમતીના ડાબે પડખે બીજી દેરીમાં પબાસણ નીચે આ પ્રકારે લેખ છે:—

"संवत् १२७५ वर्षे वैशाख शुदि ४ शुक्रे
श्रीमच्चन्द्रकुले नभोवदतुले सज्जीवकाव्यालये भास्वत्सोमसुनींद्रमंगलबुधोत्तारात्रिशाखोदये ।
जातो मोहतमोपहो दिनमणिः श्रीवर्धमानाभिधः सूरिर्भूरिगुणप्रतोषितसुरो भव्यांबुजोद्बोधकः ॥१॥
तत्पट्टे देवसूरिः श्रीहेमसूरिस्ततोभवत् । जज्ञेथ श्रीयशश्चंद्रसूरिः सूरिशिरोमणिः ॥२॥
सूरिश्रीमुनिचंद्राह्वो विस्य(श्व)विद्यामहोदधिः । ततः श्रीकमलप्रभसूरिः काममदापहः ॥३॥
तत्संताने गुणाधाने हुंबटान्वयशालिना । श्रीसंघसमुदायेन मोक्षसंगमकांक्षिणा ॥४॥
सौधपंक्तिनि(वि)निर्जितविबुधविमानावल्यां । वाटापल्यां श्रियोक्यां नगर्यां न्यायभूपतेः ॥५॥
श्रीमतः शांतिनाथस्य त्रिलोकीशांतिकारिणः । बिंबोद्धारः शुभाकरश्चक्रे प्राणप्रणाशनः ॥६॥
प्रतिष्ठितः श्रीसोमसूरिभिः ॥ मंगलमस्तु ॥ कर्मस्थाने कारापकः पंडितजिनचंद्रः ॥ इति ॥छ॥"

આ લેખ શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરના બિંબનો જીર્ણોદ્ધાર કરાવ્યા સંબંધે છે તેથી મંદિર તો એથીયે પ્રાચીન હોવાનું નક્કી થાય છે.

"જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ" નામક ગ્રંથની ૬૩મી પ્રશસ્તિમાં પણ આ શાંતિનાથ જિનાલયનો ઉલ્લેખ આ પ્રકારે મળે છે:—

"वाटापल्लीपुरीयचैत्यभवनं शांतेर्जिनेशप्रभोः ॥"

જો કે આ પ્રશસ્તિમાં સમય નોંધ્યો નથી પરંતુ આ જિનાલય એ સમયથી આજસુધીયે શાંતિજિનાલયને નામે જ પ્રસિદ્ધ છે. શ્રીઆદિનાથનું મંદિર પણ એ સમયે કે તે પછીના આસપાસના સમયમાં બન્યું હોવું જોઈએ એવું અનુમાન છે.

ત્રીજું મંદિર શ્રીશાંતિનાથના મંદિરે જતાં માર્ગમાં જમણી બાજુએ ખંડિત પડેલું છે. સં. ૧૯૭૨માં મુનિરાજ શ્રી. જયંતવિજયજીએ આ પ્રદેશમાં વિહાર કરેલો તેની નોંધ પોતાના "વિહાર વર્ણન"માં લખતાં અહીં ૩ મંદિરો હોવાનું નોંધે છે. એટલે સં. ૧૯૭૨ સુધી આ ત્રીજું મંદિર હયાત હોય એમ જણાય છે. દેવળનું મુખદ્વાર અને તેમાં ઉપરની કમાન જ દર્શકને પ્રથમ દૃષ્ટિએ આકર્ષી લે છે. દેવળના વિસ્તારના પાયાઓ તો બહારથી દેખાય છે પણ તેની રચના શ્રીશાંતિનાથના દેવળ જેવી જ હોય એમ લાગે છે. પ્રાચીન કાળે દેવળ દક્ષિણ દ્વારનું હશે પણ અત્યારે તો પગથિયાં ચણીને ઉત્તરમુખે રામ–સીતાની મૂર્તિઓ સ્થાપેલી છે. અંદરના દ્વારમાં પ્રવેશતાં જ ડાબી બાજુએ ચાર ચાર ફીટ ઊંચી પુરુષાકૃતિઓની વેષભૂષા અને તેના ભાવો ચેતનાભર્યા લાગે છે. તેમાં તીર્થંકરોની મૂર્તિઓ હારબંધ મૂકી રાખેલી જોવાય છે. એ મંદિરની મૂર્તિઓના શિલાલેખો અને પ્રાચીન તૂટેલા અવશેષોને સંગ્રહી રાખવા જોઈએ.

★

# પર. મોટા પોશીના

**( કોઠા નંબર : ૧૩૩૦-૧૩૩૩ )**

ખેડબ્રહ્મા સ્ટેશનથી ૨૫ માઇલ દૂર પોશીના નામે ગામ છે, જે મોટા પોશીના નામે ઓળખાય છે. પોશીના ક્યારે વસ્યું એ જાણી શકાયું નથી; પરંતુ આ ગામ પ્રાચીન છે અને જૈન તીર્થરૂપ ગણાયું છે. અહીંના જૈન મંદિરમાંથી સં. ૧૪૭૭ અને ૧૪૮૧ ના મળી આવતા જીર્ણોદ્ધાર સમયના શિલાલેખો ઉપરથી પણ આ ગામ અને તેની તીર્થ તરીકેની પ્રસિદ્ધિ એથીયે પ્રાચીન હોવાનું જણાવે છે. કહેવાય છે કે, અહીંના કંથેરના એક ઝાડ નીચેથી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ મળી આવતાં લગભગ તેરમા સૈકામાં અહીં એક વિશાળ જિનમંદિર બંધાવવામાં આવ્યું. સંભવત: આ મંદિર શ્રીકુમારપાલનરેશે અથવા એ સમયના કોઈ લક્ષ્મીનંદને બંધાવ્યું હોય એવી એક કલ્પના છે.

આખોયે પ્રદેશ ડુંગરાળ છે. અહીં શ્વેતાંબર જૈનનું એક પણ ઘર નથી પરંતુ હુંબડ દિગંબરોનાં ૧૫ ઘરો છે. બે ઉપાશ્રય અને એક પુસ્તકભંડાર છે.

એક વિશાળ વંડામાં ત્રણ મંદિરો એક સાથે આવેલાં છે. તેમાં એક ધર્મશાળા, એક મોટી વાવ અને શ્રીપોશીના પાર્શ્વનાથની પેઢી વગેરે આવેલાં છે.

૧. વંડાના મધ્ય ભાગમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. તેમાં મૂળનાયકની શ્વેતવર્ણી મૂર્તિ ૩।। ફીટ ઊંચી ફણા રહિત છે. તેની નીચે સં. ૧૪૭૭ નો લેખ જણાય છે. મંદિરમાં પાષાણની ૫ અને ધાતુની ૮ મૂર્તિઓ બિરાજમાન છે.

૨. શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર છે, તેમાં મૂળનાયક નીચે સં. ૧૨૮૧ નો લેખ છે. આમાં ૩ પાષાણની અને ૨ ધાતુની પ્રતિમાઓ છે.

૩. શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર છે, તેમાં મૂળનાયકની ૨૫ ઈંચ ઊંચી મૂર્તિ બિરાજમાન છે, તેના આસન ઉપર નીચે મુજબનો લેખ છે:—

"सं. १८८८ माघसुदि ५ चंद्रे श्रीईडरनगरवास्तव्य उकेशज्ञातीयवृद्धशाखायां पारख सघार रायचंद्रभार्या अमृता भ्राता हाथी-सुतेन श्रीनेमिजिनबिंबं का० प्रतिष्ठितं भट्टारकश्रीविजयदेवेंद्रसूरेरादेशात् श्रीतपागच्छे महाराजा श्रीगंभीरसिंहजीराज्ये श्रीपोशीनातीर्थे ॥"

આ સિવાય ગામમાં એક ચોથું મંદિર શ્રીમહાવીરસ્વામી ભગવાનનું શિખરબંધી છે. તેમાં પાષાણની ૧ અને ધાતુની ૨ મૂર્તિઓ છે.

આ બધાં મંદિરોનો સં. ૧૪૭૭ અને સં. ૧૪૮૧ માં જીર્ણોદ્ધાર થયો તે પછી સત્તરમા સૈકામાં શ્રીવિજય-દેવસૂરિએ આ તીર્થનો ઉદ્ધાર કરાવવામાં ખૂબ ખરચ કરાવ્યું હતું. વળી, એ સમયે અહીં પાંચ પ્રાસાદો હતા એમ પણ એક 'પટ્ટાવલી'ના ઉલ્લેખથી જણાય છે. એ ઉલ્લેખ આ પ્રકારે છે:—

" ततः संघेन सार्धं श्रीआरासणादितीर्थयात्रां कुर्वाणाः पोसीनाख्यपुरे पुराणानां पञ्चप्रासादानां श्राद्धानामुपदेशद्वारेण बहुद्रव्य-व्ययसाध्यमपि तदुद्धारं कारितवन्तः ॥ "

—આચાર્ય શ્રીવિજયદેવસૂરિ સંઘ સાથે શ્રીઆરાસણ વગેરે તીર્થોની યાત્રા કરતાં પોસીનાપુરમાં પધાર્યા અને તેમણે અહીંનાં પ્રાચીન પાંચ મંદિરોનો ઘણા દ્રવ્યથી કરી શકાય એવો ઉદ્ધાર શ્રાવકને ઉપદેશ આપી કરાવ્યો.

એ સમયે અહીં પાંચ પ્રાસાદ હતા, આજે માત્ર ચાર મંદિરો છે. શ્રીનેમિનાથ ભગવાનના મંદિર સામે એક દેરાસર છે ખરું, તેને ગણતાં પાંચની ગણતરી બંધબેસે.

કેશરિયાજી તીર્થની યાત્રાએ જતાં આ તીર્થની યાત્રા લોકો અવશ્ય કરે છે.

**નાન પોશીના :**

ઇડરથી ૭ા માઇલ દૂર નાના પોશીના નામે ગામ છે. ગામની પાદરે એક વિશાળ શિખરબંધી મંદિર અને ધર્મશાળા છે. શ્રાવકોની વસ્તી નથી.

મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રાચીન મૂર્તિ ૩ ફીટ ઊંચી છે. અહીં ૨૪ પાષાણની અને ૧૨ ધાતુની પ્રતિમાઓ છે. મૂર્તિઓ ઉપર બારમા–તેરમા સૈકાથી લઈને સત્તરમા સૈકા સુધીના લેખો મળી આવે છે. આ ઉપરથી આ મંદિર પ્રાચીન હોય એમ જણાય છે. સં. ૧૯૭૧ માં શ્રીવિજયનેમિસૂરિજીના ઉપદેશથી આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો છે.

★

## ૫૩. વિજાપુર

**( કોઠા નંબર : ૧૩૪૬–૧૩૫૪ )**

વિજાપુર ગામ ક્યારે વસ્યું એ સંબંધ એક વિસ્તૃત લેખ, વિજાપુરના પ્રાચીન દેરાસરમાં જે ચાર શિલાપટ્ટ ઉપર લખાયો હતો, તેમાંના બે પટ્ટ પહેલાં ઘાંટુગામ અને તે પછી સંઘપુર ગામના જિનાલયમાં સુરક્ષિત રાખવામાં આવ્યા. તેમાંના ૧–૬૫ શ્લોકનો પહેલો પટ્ટ અને ૧૧૫ શ્લોક પછીનો ચોથો પટ્ટ હજી મળ્યો નથી પણ સંઘપુરના દેરાસરમાંથી જે બે શિલાપટ્ટો મળી આવ્યા તેની ઉપર ૬૬ થી ૧૧૫ સુધીના[1] શ્લોકોમાં વિજાપુર કોણે વસાવ્યું, એ સંબંધી આ પ્રકારે ઉલ્લેખ મળે છે:—

"तस्तमौलिं घुर्जायविभवां तस्य चालंकरिष्णोरास्ते वीजापुरमुरु पुरं सत(?)दिक्षु प्रकाशम् ।
यस्मिन् दिव्ये दिवसितशिर(?)मुल्लसन्त्यः पताकाः स्वर्गगोघल्लितलहरीविभ्रमं प्रोद्वहन्ति ॥७९॥
यच्छ्रीवीजलदेवस्य जनकस्य यशोर्थिना । चक्रे बाहडदेवेन परमारकुलेन्दुना ॥८०॥"

આ ઉપરથી ( સં ૧૨૫૬માં ) બાહડદેવે પોતાના પિતાને નામે વિજાપુર વસાવ્યું એમ જાણવા મળે છે. વળી, સં. ૧૫૭૧માં શ્રેષ્ઠી પરવત અને કાન્હાએ લખાવેલા સેંકડો ગ્રંથોની અંતે આપેલી ૩૩ શ્લોકવાળી એક પ્રશસ્તિ, જેમાં એમના પૂર્વજોની કીર્તિકથા આલેખી છે; તેમાંથી જણાય છે કે, સંડેર ગામમાં આગળના વખતમાં પોરવાડ જાતિનો આભૂ નામે શેઠ થઈ ગયો, તેની ચોથી પેઢીએ ચંડસિંહ નામે પુરુષ થયો. તેને ૭ પ્રતાપી પુત્રો હતા. એ પુત્રોમાં સૌથી મોટો પેથડ નામે હતો. તેને પોતાના નિવાસસ્થાનના સ્વામી સાથે કોઈ કારણે કલહ થયો અને તેથી એ સ્થાન છોડી વીજા નામના ક્ષત્રિય વીર નરની સહાયતાથી વીજાપુર નામનું નવું ગામ તેણે વસાવ્યું. એ ગામમાં રહેવા આવનાર લોકો પરનો કર અર્ધો કરવામાં આવ્યો હતો. ત્યાં તેણે એક જૈન મંદિર બંધાવ્યું અને તેમાં પિત્તલમય શ્રીમહાવીરદેવની વિશાળ પ્રતિમા સ્થાપન કરી.[2]

અર્થાત્–શ્રેષ્ઠી પેથડે બાહડદેવની સાથે વીજા વિજલદેવની સહાયથી ( સં. ૧૨૫૬ માં ) વિજાપુર વસાવ્યું, એવું અનુસંધાન કરી શકાય. શ્રેષ્ઠી પેથડે સં. ૧૨૫૬ ની આસપાસ શ્રીમહાવીરજિનનું મંદિર બંધાવ્યાનું પણ આ ઉલ્લેખમાંથી જણાય છે.

વિજાપુર વસાવ્યાનો આ ઉલ્લેખ વિજાપુરના જીર્ણોદ્ધારનો છે અને તે પણ ત્રીજી વાર વસ્યાનું ઐતિહાસિક રીતે પુરવાર થાય છે. ચાવડા રત્નાદિત્યના સમયનો કુંડ જે હાલ હયાત છે તેમાંના ઉલ્લેખ પરથી સં. ૮૦૨ પૂર્વે વિજાપુર ચાવડાઓની સત્તાહેઠળ હતું, તેથી વિજાપુર એ પૂર્વેનું હોવું જોઈએ એમ સમજાય છે.

---

૧. "વિજાપુર બૃહદ્ વૃત્તાંત" પ્રસ્તાવના : પૃ. ૨ થી ૮

૨. "बालावनीनेन समं च जातं, [illegible] कुतोऽस्यापदेव हेतोः । वीजापुरं क्षत्रियमुख्यवीजासौहार्दतो लोककरार्धकारी ॥५॥
अत्र रीरीमयमहावीरप्रतिमान्वितम्, [illegible] कारयामास [illegible]तोरणराजितम् ॥

—જૈન સાહિત્યપ્રદર્શન : ગ્રંથપ્રશસ્તિસંગ્રહ : પૃ. ૭૬, પ્રતિ નં. ૨૭૦

'સુધર્મગચ્છ પટ્ટાવલી'થી જણાય છે કે વિ. સં. ૯૨૭ માં વિજાપુર વસ્યું અને ઉપર્યુક્ત ઉલ્લેખથી પણ સં. ૧૨૫૬ માં વિજાપુર વસ્યાની હકીકત સુતરાં જીર્ણોદ્ધારની સિદ્ધ થાય છે.

ચાવડાઓના સમય પહેલાંની વિજાપુર વિશેની વિગત ગોવિંદભાઈ હાથીભાઈ આ પ્રકારે નોંધે છે : ખેડામાંથી બુદ્ધવર્માના પુત્ર વિજયરાજનું તામ્રપત્ર મળી આવ્યું છે, તેમાં વિજયપુરથી જંબુસરના બ્રાહ્મણોને દાન આપ્યાની હકીકત છે અને તે તામ્રપત્ર વિજયપુરમાં ગુપ્ત સં. ૩૯૪ માં લખી આપ્યું છે.[3]

ડૉ. ભાંડારકર આ તામ્રપત્રમાંના વિજયપુરને વિજાપુર માને છે. એટલે વિજાપુર આઠમા સૈકા પહેલાંનું હોય એવું અનુમાન તારવવામાં આવે છે. ફાર્બસ સાહેબ 'રાસમાળા'માં વિજાપુરને ઇતિહાસકાળ પહેલાંનું સૂચવે છે.

ગમે તે હો, પણ વિજાપુર તેરમા સૈકા કરતાંયે પ્રાચીન હોય એવું અવાંતર પ્રમાણોથી પણ સિદ્ધ થાય છે. એક 'પ્રાચીન જૈન પટ્ટાવલી'[4] મુજબ જણાય છે કે—"વસ્તુપાલ-તેજપાલે વિજાપુરમાં ચિંતામણિ પાર્શ્વનાથના દેરાસરનો સં. ૧૨૮૦માં જીર્ણોદ્ધાર કરાવ્યો." ત્યારે આ જીર્ણોદ્ધાર કરાવેલું મંદિર ઓછામાં ઓછું ૨૦૦–૩૦૦ વર્ષ પૂર્વે બન્યું હોય એમ માની શકાય.

તેરમા સૈકામાં અને તે પછી અહીં બની ગયેલી ઘટનાઓથી આ નગર જૈનધર્મનું કેંદ્ર બન્યું હોય એવાં પ્રમાણો મળે છે. અંચલગચ્છીય શ્રીસિંહપ્રભસૂરિએ સં. ૧૨૮૩માં જન્મ લઈ આ ભૂમિને પાવન બનાવી હતી. લગભગ એ અરસામાં શ્રીધર્મઘોષસૂરિએ અહીં આવી શાકિનીના ઉપદ્રવને દૂર કર્યો હતો. ધર્મર્ષિ નામના આચાર્ય "સૌધર્મગચ્છ વ્યાખ્યાન"માં લખે છે:—

"विज्जाउरनयरम्मि य तवामयं देवभद्दाओ।"

—શ્રીદેવભદ્રસૂરિથી વિજાપુરમાં 'તપાગત' થયો.

શ્રીદેવભદ્રસૂરિના ગુરુભાઈ શ્રીજગચ્ચંદ્રસૂરિ હતા. તેમને મેવાડના આઘાટપુરમાં 'તપા' બિરૂદ મળ્યું હતું અને ૩૨ દિગંબર વાદીઓને જીતવાથી ત્યાંના જૈત્રસિંહ રાજાએ તેમને 'હીરલા' એવી પદવીથી નવાજ્યા હતા. એ જગચ્ચંદ્રસૂરિ અને દેવભદ્રસૂરિએ ચૈત્રવાલગચ્છના આચાર્ય ભુવનચંદ્રસૂરિ સાથે અહીં સં. ૧૨૮૫ માં ક્રિયોદ્ધાર કર્યો અને 'તપામત' પ્રવર્તાવી વિજાપુરનું નામ ઇતિહાસના પાને અમર કર્યું.

એ પછી અહીંની પોષધશાળામાં કેટલાયે ગ્રંથોની પ્રતિઓ જુદા જુદા શ્રેષ્ઠીઓએ લખાવ્યાની અને ગ્રંથ રચાયાની નોંધ મળે છે: સં. ૧૨૮૭માં વામનાચાર્યનું લિંગાનુશાસન, સં. ૧૨૯૨માં મલયગિરિકૃત નંદીટીકા, સં. ૧૨૯૫માં શ્રીઅજિતપ્રભગણિએ ધર્મરત્ન શ્રાવકાચાર નામક ગ્રંથ રચ્યો. એ જ વર્ષમાં ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર–તૃતીય પર્વ, સં. ૧૨૯૮ માં હૈમવ્યાકરણ-તદ્ધિત પ્રકરણ, સં. ૧૩૨૫મા અર્જુનદેવના રાજ્યમાં સોમની પ્રતિપત્તિમાં ધર્મરત્ન પ્રકરણ, સં. ૧૩૩૧માં શ્રીમલયગિરિકૃત કર્મપ્રકૃતિવૃત્તિ, સં. ૧૩૪૩માં શાન્ત્યાચાર્યકૃત ઉત્તરાધ્યયનસૂત્રવૃત્તિ, સં. ૧૩૪૬માં સ્થાનાંગસૂત્ર ટીકા, સં. ૧૩૫૩માં ભગવતીસૂત્ર વગેરે તાડપત્રીય ગ્રંથો લખાયા.[5] આથી તેરમા સૈકામાં અહીં વિશાળ ગ્રંથભંડાર હોવાનું જણાય છે.

શ્રીવિદ્યાનંદસૂરિ( સં. ૧૩૦૨માં દીક્ષા )એ વિજાપુરમાં પદ્માવતી જિનમંદિરના ભોંયરામાં સરસ્વતી દેવીની મૂર્તિ સ્થાપન કરી હતી. તેમણે અહીં જ 'વિદ્યાનંદ વ્યાકરણ'ની રચના કરી હતી. આ વ્યાકરણ વિશે કહેવાયું છે કે —

"विद्यानन्दाभिधं येन कृतं व्याकरणं नवम्। भाति सर्वोत्तमं स्वल्पसूत्रं बह्वर्थसंग्रहम्॥"

સં. ૧૩૦૧ લગભગમાં ખરતરગચ્છીય શ્રીજિનેશ્વરસૂરિએ વિજાપુરમાં પ્રવેશ કર્યો હતો એમ સંઘપુરના શિલા-

---

૩ "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ" પૃ. ૯૮

૪ "જૈન કોન્ફરન્સ હેરલ્ડ" માસિક સં. ૧૯૭૦ નો દીવાળી અંક.

૫. "જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ."

લેખથી જણાય છે. તેમણે સં. ૧૩૧૭માં વિજાપુરના વાસુપૂજ્યમંદિર ઉપર સુવર્ણદંડ અને સુવર્ણકળશ ચડાવ્યા એવી હકીકત લક્ષ્મીતિલક ઉપાધ્યાયે રચેલા 'શ્રાવકધર્મ પ્રકરણ'ની પ્રશસ્તિમાંથી જાણવા મળે છે.[૬]

સં. ૧૩૧૨માં ચંદ્રતિલક ઉપાધ્યાયકૃત 'અભયદેવચરિત'ની સંસ્કૃતમાં ૪૯ શ્લોકોની વિસ્તૃત પ્રશસ્તિ કવિ શ્રીકુમારગણિએ સં. ૧૩૨૮ લગભગમાં રચેલી છે.[૭] તેમાંથી શ્રેષ્ઠી આનદેવના વંશમાં થયેલા પુરુષોએ ઉપર્યુક્ત વાસુપૂજ્ય જિનમંદિરમાં કરાવેલી દેરીઓ, ગોખલાઓ, મૂર્તિઓ વગેરેને લગતી હકીકત સાંપડે છે, એ મુજબ: સાહણ નામના શ્રેષ્ઠીએ વિજાપુરમાં શીતલનાથસ્વામીની દેરી,[૮] શ્રેષ્ઠી કુમારપાલે માતા-પિતાના કલ્યાણ માટે શ્રીપદ્મપ્રભુની દેરી, શ્રેષ્ઠી નાગપાલે પોતાના કલ્યાણ માટે ચંદ્રપ્રભુની દેરી, નાગપાલના ભાઈ શ્રેષ્ઠી બાલચંદ્રે શ્રીઅજિતનાથના ગોખલા, નાગપાલના ભાઇ શ્રેષ્ઠી કુલચંદ્રે શ્રીઅજિતનાથ, શ્રી સંભવનાથ, શ્રીઅભિનંદન અને શ્રીસુમતિનાથની દેરીઓ અને સં. ૧૩૨૮ના માઘ સુદિ ૯ ના દિવસે ઋષભાદિની દેરીઓ કરાવી તેમજ રૂપાનો ધ્વજાગરો, મોતીનું સૂત્ર, સુવર્ણકળશ, સુવર્ણામલક ચડાવ્યાં અને પત્નીના પુણ્યાર્થે બે ચામર આપ્યા. શ્રેષ્ઠી મોહણે માતાના પુણ્યાર્થે શ્રીસુવિધિનાથની દેરી, શ્રેષ્ઠી પાતાએ સુપાર્શ્વનાથની દેરી કરાવી અને શ્રાવિકા નાગશ્રીએ પોતાના પુણ્ય માટે શ્રીવાસુપૂજ્યની પૂજા માટે સારી મોટી પિત્તલમય દીવીઓ કરાવી આપી. શ્રેષ્ઠી કુલચંદ્રની પત્ની ખેતૂએ વિજાપુરમાં શ્રીવીરપ્રતિમાલંકૃત ખત્તક-ગોખલા તથા ચોવીસ તીર્થંકરોની માતાઓની પ્રતિષ્ઠા શ્રીજિનેશ્વરસૂરિ પાસે સં. ૧૩૨૬માં કરાવી. શ્રેષ્ઠી કુલચંદ્રે માતાના પુણ્યાર્થે શ્રીવાસુપૂજ્ય ચૈત્યમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુનો ગોખલો કરાવ્યો અને કાંબલદેવીએ શ્રીમહાવીરની પ્રતિમા ભરાવી.

આ હકીકતથી આ વાસુપૂજ્ય મંદિર કેટલું વિશાળ અને ભવ્ય હશે એનું અનુમાન સહેજે કરી શકાય એમ છે.

રત્નાકરગચ્છના શ્રીહેમચંદ્રસૂરિશિષ્ય શ્રીજિનતિલકસૂરિએ ચોદમા સૈકા લગભગમાં રચેલી 'તીર્થમાળા' ઉલ્લેખ છે:—

"વીજાપુર વિસલપુર ભણાણિ, ચિરોડ ઉવેખિત રહિય ઠાણિ; સાચઉર મોઢેરા પ્રમુખ ઠામિ, લીયો હું તાહરે વીર નામિ."

આ ઉલ્લેખથી જણાય છે કે ચોદમા સૈકા પહેલાં અહીં વીરજિનનું મંદિર પણ હતું. અગાઉ જણાવેલું શ્રેષ્ઠી પેથડે બંધાવેલું વીરજિન મંદિર સંભવત: આ જ હશે. વળી, મંત્રી શ્રીવસ્તુપાલે જીર્ણોદ્ધાર કરાવેલું શ્રીચિંતામણિ પાર્શ્વજિનમંદિર અને શ્રીવાસુપૂજ્યનું વિધિચૈત્ય એમ ત્રણ મંદિરો ચોદમા સૈકા અગાઉ અહીં હતાં એટલું નક્કી થાય છે.

'ખરતરગચ્છ ગુર્વાવલી'થી જણાય છે કે, સં. ૧૩૩૭ ના જેઠ વદિ ૪ ને શુક્રવારે મહારાજાધિરાજ સારંગદેવના રાજ્યમાં મહામાત્ય મલ્લદેવ, તેમજ ઉપમંત્રી વિંધ્યાદિત્યના કાર્યકાળમાં અહીં શ્રીજિનપ્રબોધસૂરિજીનો મોટા સમારોહ સાથે નગરપ્રવેશ થયો હતો. મંત્રી વિંધ્યાદિત્ય સૂરિજીની સ્તુતિ કરતો હતો.

આ બધા ઉલ્લેખો ઉપરથી તેરમા-ચોદમા સૈકામાં અહીં જૈનોની આબાદી સારી હતી એમ જણાય છે.

આજનું વિજાપુર એના પ્રાચીન સ્થળે નથી. વૃદ્ધોના કથન મુજબ: શેખુપીરની કબર અને મેણાવાડની વચ્ચે ઊંચા ટેકરા ઉપર મહાવીરજિનનું બાવન જિનાલય હતું. એ દેરાસર તૂટયા બાદ અહીં જ પડી રહ્યું. તેના પથ્થરોનો કાલિકામાતાનું મંદિર અને શ્રીઋષભદેવ મંદિર બંધાવવામાં ઉપયોગ થયો. જૂની મસ્જિદોમાં પણ જૈન મંદિરોના ભાગ્યાતૂટયા અવશેષો જોવામાં આવે છે.

વળી, પદ્માવતીનું જૈન દેવળ પ્રાચીન વિજાપુરમાં હતું. એની આસપાસ ઝવેરીઓની જૈન વસ્તી હતી અને એ જ જગાએ પેથડકુમાર, જેમણે માંડવગઢના મંત્રી તરીકે નામના મેળવી હતી અને જુદે જુદે સ્થળે મળીને ૮૪ જિનમંદિરો બંધાવ્યાં હતાં, તેઓ અહીં જન્મ્યા હતા. પદ્માવતીનું દેરાસર અને તેની પૂર્વ દિશાનો ટેકરો ને તે પાસેની દક્ષિણ

---

૬. જુઓ આ પુસ્તકનું પાન: ૨૭.

૭. "વીજાપુર બૃહદ્ વૃત્તાંત" પૃ. ૧૪૧-૧૪૫, અને "જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ" પ્રશસ્તિ નં. ૯૫.

૮. ચૌદમી શતાબ્દી પૂર્વે લખાયેલી 'અભયકુમારચરિત્રાદિ પુસ્તકપ્રશસ્તિ'ની પ્રશસ્તિમાં ઉલ્લેખ છે કે— શીતલનાથદેવગૃહિકા વીજાપુરે ચોડ્યીકારત ॥૧॥ "જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ:" પ્રશસ્તિ નં. ૯૫.

દિશાનાં મકાનો અસલ વિજાપુરનું સ્થાન હોવાનું સૂચવે છે. શ્રીબુદ્ધિસાગરસૂરિજી કહે છે કે—"મારું અનુમાન એવું છે કે આ દેરાસરમાં (હાલના આદીશ્વર ભગવાનના મંદિરમાં) પૂર્વે શ્રીપાર્શ્વનાથ ભગવાન મૂળનાયક હોય અથવા જૂના વિજાપુરની જગ્યાએ શ્રીચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર કે જેનો શ્રીવસ્તુપાલ-તેજપાલે ઉદ્ધાર કર્યો હતો તે દેરાસરની અધિષ્ઠાયિકા તરીકે પદ્માવતીની મૂર્તિ હોય અને મુસલમાન બાદશાહોના સમયમાં તે પાર્શ્વનાથનું દેરાસર તૂટયા બાદ પદ્માવતીની મૂર્તિને આ દેરાસરમાં લાવવામાં આવી હોય. જૂના વિજાપુરમાં શ્રીવસ્તુપાલ-તેજપાલે ચિંતામણિ પાર્શ્વનાથ દેરાસરનો જીર્ણોદ્ધાર કર્યો તે નષ્ટ થયું."[૯]

આજે અહીં ૧૦૦૦ જૈનોની વસ્તી છે. ૭ ઉપાશ્રય, ૩ ધર્મશાળાઓ અને ૯ જિનમંદિરો વિદ્યમાન છે.

૧. ભાટવાડામાં ઘૂમટબંધી શ્રીચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર છે. આ મંદિર બધાં મંદિરોમાં સૌથી વિશાળ છે. મોટો મંડપ, બહારનો ચોક અને ભોંયરું વગેરે છે. દ્વાર પૂર્વ દિશામાં છે. સં. ૧૮૫૦માં અહીં મૂ૦ ના૦ ની પ્રાચીન પ્રતિમા જે ગુપ્ત રીતે એક બારોટના ત્યાં રાખવામાં આવેલી તેની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ મંદિરમાંના ચોવીશીના પટ્ટ ઉપર સં. ૧૩૨૪નો લેખ છે. એક બીજી પ્રતિમાના પટ્ટ ઉપર ઘસાઈ ગયેલા અક્ષરોમાં આવો લેખ વંચાય છે:—

"वि० सं० १३४३ वर्षे वैशाख सुदि ४.......प्रतिष्ठितं प्रद्युम्नसूरिसंताने.......तसडिसुत..."

૨. ભાટવાડામાં શ્રીઆદીશ્વર ભગવાનનું ઘૂમટબંધી મંદિર છે. મૂ૦ ના૦ ની જમણી બાજુએ રંગમંડપમાં પદ્માવતી દેવીની પ્રાચીન મૂર્તિ છે. આ મંદિરને પદ્માવતીનું મંદિર કહે છે. મંદિરના મૂ૦ ના૦ની પ્રતિમા બે-ત્રણવાર બદલાઇ હોય એમ લાગે છે. વિ. સં. ૧૮૬૫માં આની પ્રતિષ્ઠા થઈ છે. આ મંદિરમાં આચાર્ય પ્રતિમાઓ પણ છે. ધાતુપ્રતિમાઓમાં સં. ૧૩૩૦, સં. ૧૪૭૧, સં. ૧૫૧૩, સં. ૧૫૨૭, સં. ૧૬૭૬ ની સાલના લેખો છે.

૩. ચોથિયાના કોટમાં શ્રીમહાવીરસ્વામીનું ભવ્ય મંદિર બે માળનું છે. બંને માળમાં પ્રતિમાઓ વિરાજમાન છે. મંદિર આગળ વિશાળ ચોક છે. વિ. સં. ૧૯૦૩માં આ મંદિર બંધાવવામાં આવ્યું છે.

૪. એ જ કોટમાં શ્રીવાસુપૂજ્ય ભગવાનનું મંદિર વિ. સં. ૧૯૩૦-૩૨ માં બંધાવેલું છે.

૫. એ જ કોટમાં શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી દેરાસર સં. ૧૮૭૨માં બંધાવવામાં આવ્યું છે. આ દેરાસરમાં થઇને શ્રીવાસુપૂજ્યના દેરાસરમાં જવાય છે.

૬. શ્રીકુંથુનાથ ભગવાનનું ઘૂમટબંધી દેરાસર જૈન વિદ્યાશાળા પાસે છે. સુરતના રહેવાસી શેઠ મૂળચંદ હીરાચંદે સં. ૧૯૨૭માં આ મંદિર બંધાવ્યું છે. મૂ૦ ના૦ ની પ્રતિમા ખંભાતથી લાવવામાં આવી છે. બીજી બે મોટી પ્રતિમાઓ અને ઉપરના માળના મૂ૦ ના૦ શ્રીસંભવનાથ ભગવાનની પ્રતિમા ઘાંટુ ગામથી આવી છે.

૭. સુથારવાડામાં શ્રીઋષભદેવનું શિખરબંધી મોટું દેરાસર છે. રંગમંડપ વિશાળ છે. વિ. સં. ૧૮૬૬માં આ મંદિરની પ્રતિષ્ઠા થઈ છે.

૮. શ્રી અરનાથ ભગવાનનું નાનું દેરાસર સં. ૧૮૭૩માં બન્યું છે.

૯. દોશીવાડામાં આવેલું શ્રીગોડીપાર્શ્વનાથનું ઘૂમટબંધી મંદિર છે. વિ. સં. ૧૯૪૫માં તેની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. અહીં શ્રીબુદ્ધિસાગરસૂરિએ સ્થાપન કરેલું જ્ઞાનમંદિર છે. તેમાં હસ્તલિખિત અને છપાયેલાં પુસ્તકોનો સારો સંગ્રહ છે.



૯. વિજાપુર બૃહદ્‌વૃત્તાંત" પૃષ્ઠ: ૪૧.

# ૫૪. ધોળકા [સૌરાષ્ટ્ર]

( કોઠા નંબર : ૧૩૯૯-૧૪૦૨ )

આજે ધોળકાના નામે ઓળખાતા ગામનું પ્રાચીન નામ ધવલક્કપુર હતું. બારમા સૈકા લગભગમાં એ વસ્યું હોય એવાં અવાંતર પ્રમાણોથી સિદ્ધ થાય છે. લોકવાયકા એવી છે કે, મહાભારતનું 'વિરાટનગર' એ જ આજનું ધોળકા. એના પુરાવારૂપે પાંડવોનાં કેટલાંક સ્થળ પણ લોકોએ શોધી રાખ્યાં છે પરંતુ એને ઇતિહાસનો કશો આધાર મળ્યો નથી.

આ ગામ કોણે વસાવ્યું એ વિષે શ્રીદુર્ગાશંકર શાસ્ત્રી નોંધે છે કે—"આનાકને લવણપ્રસાદ નામનો પુત્ર થયો. એ ઘણો પરાક્રમી હતો. તેણે પોતાના પરાક્રમથી પોતાનું મંડલ વધાર્યું અને પોતાના પિતામહ ધવલના નામ ઉપરથી ધવલક્ક (હાલનું ધોળકા) ગામ વસાવી ત્યાં રાજધાની સ્થાપી."[1] તેણે ધવલક્ક ક્યારે વસાવ્યું તેની સાલ તેમણે આપી નથી. તેમના હિસાબે ગણીએ તો તેરમા સૈકાના પાછલા ચરણમાં લગભગ એ વસ્યું હોવું જોઈએ. પરંતુ જૈન પ્રબંધો અને ગ્રંથપ્રશસ્તિઓમાં ધવલક્કપુરનો નામનિર્દેશ તો બારમા સૈકાનો મળે જ છે. આ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે, લવણપ્રસાદે ધોળકા વસાવ્યું નથી પરંતુ તેના પિતા આનાકે પોતાના પિતા ધવલના નામે અથવા ધવલે સ્વયં આ ગામ વસાવ્યું હશે અને લવણપ્રસાદે પોતાની રાજધાનીને યોગ્ય એને નગરનું રૂપ આપ્યું હશે, એવું અનુમાન છે.

બારમા સૈકાથી લઈને ચૌદમા–પંદરમા સૈકા સુધીમાં આ નગરમાં બનેલી ઐતિહાસિક ઘટનાઓથી અહીં જૈનોની ભારે જાહોજલાલી હતી એમ જણાઈ આવે છે: શ્રીઅભયદેવસૂરિ, જેમણે નવ અંગો (આગમો) પર વિ. સં. ૧૧૨૦ થી ૧૧૨૮માં ટીકાઓ રચી હતી તેઓ ધોળકામાં પધાર્યા હતા[2] અને પાટણ, તામ્રલિપ્તિ, આશાપલ્લી તેમજ ધોળકા આદિ નગરોના ૮૪ શ્રાવકોએ તેમની રચેલી આગમગ્રંથોની ટીકાઓની ૮૪ નકલો કરાવી આચાર્યોને ભેટ કરી હતી.[3]

આ હકીકતથી જણાય છે કે, અહીં જેમ શ્રાવકોની વસ્તી સારા પ્રમાણમાં હોવી જોઈએ તેમ જિનમંદિરો પણ હોવાં જોઈએ. સં. ૧૧૩૨માં ખરતરગચ્છના યુગપ્રધાનાચાર્ય શ્રીજિનદત્તસૂરિના જન્મથી આ નગર પવિત્ર બન્યું છે. આ નગરમાં આવેલા શ્રીધર્મદેવ ઉપાધ્યાયે આ બાળકનાં પ્રતાપી લક્ષણો જોઈ તેને સં. ૧૧૪૧માં દીક્ષા આપી હતી.[4]

શ્રીવાદિદેવસૂરિ( વિ. સં. ૧૧૪૩ થી ૧૨૨૬ )એ બંધ નામના શિવાદ્વૈતીનો અહીં પરાજય કર્યો હતો.[5] વળી, તેમણે અહીંના 'ઉદાવસતિ' ચૈત્યમાં શ્રીસીમંધરસ્વામીની પ્રતિષ્ઠા કરી હતી. શ્રીજિનપ્રભસૂરિની નોંધથી જણાય છે કે, આ મંદિર ચૌદમા સૈકામાં વિદ્યમાન હતું.[6] એ પછી સં. ૧૧૬૦માં બૃહદ્ગચ્છના જિનચંદ્રસૂરિએ યશોનાગની વસતિમાં રહીને આરંભેલી દેવેન્દ્રગણિ અપરનામ નેમિચંદ્રસૂરિકૃત 'આખ્યાનમણિકોશ'ની વૃત્તિ અહીંની અચ્છુપ્તની વસતિમાં રહીને પૂર્ણ કરી હતી. લગભગ એ જ સમયમાં શ્રીચંદ્રપ્રભસૂરિ[7] અહીંના શ્રીમુનિસુવ્રતસ્વામીના બિંબથી અધિષ્ઠિત 'ભરૂચ' (અશ્વાવબોધ-શકુનિકાવિહાર) નામના જિનમંદિરમાં પધાર્યા ત્યારે અહીંના ધવલશેઠે સૂરિજીને 'મુનિસુવ્રતચરિત' રચવાની પ્રાર્થના કરી, જે ચરિત તેમણે આશાપલ્લીમાં શ્રીમાલ નાગિલના પુત્રોની વસતિમાં રહીને સં. ૧૧૯૩ના દિવાળીના દિવસે પૂર્ણ કર્યું હતું.

એ પછી સં. ૧૨૭૬માં અહીંના રાજવી વીરધવલે વસ્તુપાલ-તેજપાલને મંત્રીપદે નિયુક્ત કર્યા ત્યારે ધોળકા જૈનપ્રવૃત્તિનું કેંદ્ર બની ગયું હતું. એ સમયે કેટલાયે આચાર્યોએ અહીંના ઉપાશ્રય અને વસતિ–ચૈત્યમાં રહીને ગ્રંથો

---

૧. 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ" ભાગ: ૧, પૃષ્ઠ: ૩૬૪.

૨. 'પ્રભાવકચરિત' અભયદેવસૂરિચરિત, શ્લો. ૧૨૮.

૩. એજન: શ્લોક: ૧૨૬.

૪. "યુગપ્રધાન શ્રીજિનદત્તસૂરિ"—લેખક: શ્રીઅગરચંદ નાહટા, ભંવરમલ નાહટા.

૫. 'પ્રભાવકચરિત' વાદિદેવસૂરિચરિત, શ્લો. ૩૯.

૬. એજન: શ્લો. ૪૮–૫૨.

૭. શ્રીચંદ્રપ્રભસૂરિ વિશે તેમના ગુરુભાઇ શ્રીલક્ષ્મણસૂરિએ સં. ૧૧૯૯માં રચેલા 'શ્રીસુપાસનાહચરિય'ની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે, તેમણે માત્ર લાટદેશની મંત્રીમુદ્રાને જ નહિ પરંતુ શ્રમણમુદ્રા (સાધુધર્મ)ને પાલન કરતાં જિનપ્રવચનપ્રભાવના કરી હતી. આથી સંભવ છે કે તેઓ સિદ્ધરાજના સમયમાં લાટદેશના મંત્રીપદે મુદ્રાઅધિકારી તરીકે હોવા જોઈએ. તેમણે સંગ્રહણીરત્ન, ક્ષેત્રસમાસ વગેરે ગ્રંથો પણ રચેલા છે.

રચ્યા અને પ્રતિલિપિઓ કરી તેની પ્રશસ્તિનોંધો મળે છે. મંત્રી વસ્તુપાલે પોતે જ ધોળકામાં શ્રીઆદિનાથનું મંદિર, બે ઉપાશ્રયો, વાવ અને પાણીની પરબ વગેરે સુકૃત્યો કર્યાં હતાં. એ મંત્રીના સમયમાં જ 'વેણીકૃપાણ અમર'ના નામે ખ્યાતિ પામેલા શ્રીઅમરચંદ્રસૂરિએ ધોળકામાં પ્રવેશ કર્યો અને રાજદરબારમાં પ્રતિભાસંપન્ન કવિ તરીકેની કીર્તિ સંપાદન કરી હતી.

ચૌદમા સૈકામાં માંડવગઢના મંત્રી પેથડે અહીં એક જિનમંદિર બંધાવ્યું હતું એ જ સૈકાના વિનયપ્રભ–ઉપાધ્યાયે રચેલી 'તીર્થમાળા'માં અહીંનાં મંદિરોનો આ રીતે ઉલ્લેખ કર્યો છે:—

"ધવલક્કઈ એ પાસુ કલિકુંડ, જિણહાવસહીય પાસવરો"

આ હકીકત ઉપરથી બારમા સૈકાથી લઈને ચૌદમા સૈકા સુધીમાં અહીં કેટલાંયે જિનમંદિરો બંધાયેલાં હતાં તેનો ખ્યાલ આવી શકે એમ છે. અગાઉ નિર્દિષ્ટ અચ્છુપ્તની વસતિ, અશ્વાવબોધ–શકુનિકાવિહાર, શ્રીવસ્તુપાલનું આદિનાથમંદિર અને પેથડના મંદિરનો ઉલ્લેખ 'તીર્થમાળા'માં ન હોવાથી એ મંદિરોનું શું થયું એ જાણવા મળતું નથી, જ્યારે કલિકુંડ પાર્શ્વનાથ અને જિણહાવસહી પાર્શ્વનાથનો માત્ર ઉલ્લેખ કરેલો જોવાય છે.

આજે તો પથ્થરોના ઢગલા જેવું આ ગામ દેખાય છે. અહીં હવે અગાઉની જાહોજલાલી વર્તાતી નથી. પણ અસલનાં પ્રાચીન સ્થાનો છે ખરાં. પાંડવની નિશાળ નામે ઓળખાતી મસ્જિદ પોતાની શિલ્પશૈલી અને લોકોની સ્મરણ-પરંપરા પ્રમાણે એક હિંદુ મંદિર હતું. વળી, ટાંકાની મસ્જિદ નામે ઓળખાતું મોટું વંડાબંધી મકાન એક જૈનમંદિર હતું, જેને મસ્જિદ બનાવી દેવામાં આવ્યું છે. આ મસ્જિદની નીચેના ભોંયરામાંથી કેટલીયે જિનમૂર્તિઓ નીકળી આવી હતી. એ ભોંયરું આજે તો બંધ કરી દેવામાં આવ્યું છે પણ તેમાં ઊતરવાની નિસરણીની સ્પષ્ટ નિશાનીઓ આજે પણ જોવાય છે. બાવન જિનાલય જેની આસપાસ હતાં એવું મધ્યનું સ્થાન ઘૂમટવાળું છે. મંદિરના સ્તંભો ટૂંકા છતાં કીર્તિમુખ અને ઘટપલ્લવના અલંકરણોથી શોભિત છે. એક તરફના ખૂણામાં બે–ત્રણ શ્રીધરસ્તંભો પણ દૃશ્યમાન છે. મુખ્ય દરવાજાનું ચોકઠું મનોહર કોરણીભર્યું છે. એની બારશાખમાં વાદ્યસામગ્રી સાથે નાચતા દેવતાઓ અને પલ્લવની આકૃતિઓ છે. તેના ઉપર તીર્થંકર દેવની મંગળમૂર્તિ આજે પણ જોઈ શકાય છે. આખાયે મકાનની સુંદર કોરણી ઈરાદાપૂર્વક ઘસી નાખવામાં આવી છે પણ એની અંદરનું મૂળ સ્વરૂપ અછતું રહી શકતું નથી.

આજે તો ખંડિયેરોવાળી વિશાળ ભૂમિમાં જૈનોનાં માત્ર ૭–૮ ઘરો વિદ્યમાન છે અને ત્રણ જિનાલયો પણ મોજુદ છે, જે પ્રાચીનકાળના ગૌરવનું સ્મરણ કરાવી રહ્યાં છે.

૧. અહીં અંબાજીની પોળમાં શ્રીસુમતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર વિશાળ સજાવટભર્યું છે. આ મંદિર મંત્રીશ્વર વસ્તુપાલ–તેજપાલે બંધાવ્યું હતું. તેમાં એ સમયે શ્રીઆદીશ્વર ભગવાન મૂળનાયક હતા પરંતુ જીર્ણોદ્ધાર સમયે શ્રીસુમતિનાથ પધરાવ્યા હશે. મૂળનાયક શ્રીસુમતિનાથ ભગવાનની બદામી વર્ણની ૧। ફૂટ ઊંચી સપરિકર પ્રતિમા બિરાજમાન છે. બંને તરફની શ્વેતવર્ણી પ્રતિમાઓમાં એક શ્રીપાર્શ્વનાથપ્રભુ અને બીજા શ્રીઆદિનાથ ભગવાન છે, જે સં. ૧૬૫૯માં પ્રતિષ્ઠિત કરેલા છે, રંગમંડપમાં ડાબા હાથે શ્રીનેમિનાથ ભગવાનની શ્વેત આરસની કાઉસગ્ગિયા મૂર્તિ ૩ હાથ ઊંચી છે અને જમણી બાજુએ સં. ૧૨૦૧ના લેખવાળો ચતુર્વિંશતિપટ્ટ વિરાજમાન છે. આ મંદિરની સામે ત્રણ ખુણિયાળી નાની ધર્મશાળા છે જેમાં પુરાણા સમયનું જલભર્યું ટાંકુ બાંધેલું છે.

૨. બીજું મંદિર પંચભાઈની પોળમાં ઘૂમટબંધી શ્રીશાંતિનાથ ભગવાનનું છે. તે પોતાની બાંધણીમાં નિરાળું છે. મૂળનાયકની ૨॥ ફીટ ઊંચી પ્રતિમા બદામી રંગની છે અને તેની આસપાસ બે બે હાથની આરસ પ્રતિમાઓ પ્રાચીન સમયની ગણાય છે. આ મંદિરના પ્રવેશદ્વારમાં ડાબી બાજુએ બાંધેલું મજબૂત ભોંયરું છે આ મંદિરની પાસે બે માળનો એક ઉપાશ્રય અને એક નાની ધર્મશાળા પણ છે.

૩. અહીંથી બે માઇલ દૂર ધોળકાના જૂના મહોલ્લા નામે ઓળખાતી ભાલાપોળમાં ત્રીજું શ્રીઆદીશ્વર ભગવાનનું ઘર દેરાસર પણ પ્રાચીન છે. આ મંદિરમાં શ્રીવસ્તુપાલ અને રૂપાદેવીની આરસની મનોહર મૂર્તિઓ છે.

અહીંના પ્રાચીન સ્થળોની શોધ કરવામાં આવે તો ઇતિહાસને ઉપયોગી ઘણી સામગ્રી મળી આવવાનો સંભવ છે.

★

## ૫૫. ધંધુકા

(કોઠા નંબર : ૧૪૦૯)

ધંધુકા કેટલું પ્રાચીન હશે એ જાણી શકાયું નથી પરંતુ બારમા સૈકાથીયે પ્રાચીન હોય એમ જૈન ગ્રંથોથી પ્રતીત થાય છે.

આ ગામમાં કવિ સાધારણ અપરનામ શ્રીસિદ્ધસેનસૂરિએ સં. ૧૧૨૩માં 'વિલાસવઈકહા' નામનો પ્રાકૃતમાં ગ્રંથ રચ્યો હતો.[1] એ પછી લગભગ સં. ૧૧૪૫ના અરસામાં શ્રીપ્રદ્યુમ્નસૂરિશિષ્ય શ્રીદેવચંદ્રસૂરિ આ ગામમાં વિદ્યમાન હતા ત્યારે તેમણે પાહિણી નામની શ્રાવિકાના સ્વપ્નનું ફળ કહ્યું હતું. એ ફળ અનુસાર ચંગદેવનો જન્મ વિ. સં. ૧૧૪૫ના કાર્તિકી ૧૫ના દિવસે થયો હતો.[2] એ જ બાળક શ્રીદેવચંદ્રસૂરિ પાસે દીક્ષા લઈ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ નામે ખ્યાત થયા, જેમણે અનેક વિષયના ગ્રંથો લખી ભારતીય સંસ્કૃત–પ્રાકૃત સાહિત્યમાં વિશિષ્ટ ફાળો આપી નામના મેળવી છે. શ્રીહેમચંદ્રસૂરિના જન્મ સમયે અહીં મોઢ (મોઢેરગચ્છ)નું ચૈત્ય વિદ્યમાન હતું.[3] એ પ્રાચીન મંદિરનાં કોઈ એંધાન આજે વિદ્યમાન નથી.

આજે અહીં જૈનોનાં ૪૫ ઘર વિદ્યમાન છે. બે ઉપાશ્રય છે અને એક ઉપાશ્રયમાં અલગ ઓરડામાં ઘર–દેરાસર છે. તેમાં મૂળનાયક શ્રીઆદીશ્વરની મૂર્તિ છે. શ્રીહેમચંદ્રાચાર્યની આરસની મૂર્તિ પણ ૧ છે.



## ૫૬. વઢવાણ શહેર

(કોઠા નંબર : ૧૪૩૨–૧૪૩૪)

વઢવાણનું પ્રાચીન નામ 'વર્ધમાનપુર' હોવાનું શિલાલેખોથી જણાય છે. અહીંના મોટા દેરાસરની ભમતીમાં આવેલી એક પ્રતિમાના પરિકર ઉપર સં. ૧૧૭૪ના લેખમાં આ ગામનું નામ વર્ધમાનપુર જણાવેલું છે:—

"संवत् ११७४ फाल्गुन वदि ४ श्रीसरवालसंस्थितगच्छप्रतिपात्रकश्रीजिनेश्वराचार्ये श्रीवर्द्धमानपुरे परि० महणसुत....कनेन देवश्रेयोर्थं श्रीसीतलदेवप्रतिमा कारिता ॥"

સં. ૧૧૭૪નો આ લેખ એ કરતાંયે આ શહેરની પ્રાચીનતાનું સૂચન કરે છે. આ શહેર કેટલું પ્રાચીન છે એ શોધવા જેવું છે.

આજે પણ આ શહેરમાં ૨૨૦૦ જૈનોની વસ્તી, ૪ ઉપાશ્રયો, ૧ ધર્મશાળા અને ૩ જિનમંદિરો છે. આ ત્રણ મંદિરો પૈકી (૧). લાખુ પોળમાં શ્રીશામળા પાર્શ્વનાથ ભગવાનનું મોટું દેવાલય શિખરબંધી છે. (૨–૩) માંડવી પાસે લાખુપોળમાં શ્રીઆદિનાથ ભગવાન અને શ્રીશાંતિનાથ ભગવાનનાં મંદિરો પણ શિખરબંધી રચનામાં પ્રાચીન જણાય છે. શ્રીઆદિનાથના મંદિરના મૂળનાયકના પરિકર ઉપર સં. ૧૨૦૮ની સાલનો પ્રાચીન લેખ છે અને શ્રીશાંતિનાથ ભગવાનના દેવાલયના મૂળનાયક ઉપર સં. ૧૫૦૪નો લેખ ઉત્કીર્ણ છે. શ્રી. વિનયપ્રભ ઉપાધ્યાયરચિત "તીર્થયાત્રા સ્તવન"[4] માં "नयरि वढवाणि रिसहेस तिरथंकरो"ના ઉલ્લેખથી આ મંદિરનું સ્મરણ કરેલું હોય એમ લાગે છે. આ મંદિરોની ધાતુમૂર્તિઓના પ્રાચીન લેખો "પ્રાચીન લેખસંગ્રહ" ભા. ૧ માં શ્રીવિજયધર્મસૂરિજીએ સંગ્રહીત કર્યા છે.

ગામ બહાર એક દેરી છે, જેમાં ભગવાન મહાવીરને ઉપદ્રવ કરનાર શૂલપાણિ યક્ષની સ્થાપના કરેલી છે.



---

૧. "एक्कारसहिं सएहिं [गएहिं] तेवीसवरिसअहिएहिं । पोसचउद्दसिसोमे सिद्धा धंधुक्कयपुरंमि" ॥ —વિલાસવઈકહા–પ્રશસ્તિ

૨. 'પ્રભાવકચરિત' શ્રીહેમચંદ્રસૂરિચરિત, શ્લો. ૧૪–૧૮.

૩. એજન: શ્લો. ૨૧.

૪. "જૈન સત્ય પ્રકાશ" વર્ષ : ૧૭, અંક : ૧, પૃ. ૨૦

 

# ૫૭. જામનગર

**( કોઠા નંબર : ૧૪૮૯–૧૫૦૨ )**

પુરાતત્ત્વની દૃષ્ટિએ જામનગરનો ઇતિહાસ બહુ પ્રાચીન નથી; પરંતુ આ નગરની સૌંદર્યપૂર્ણ બાંધણીમાં જે મનોહર કળાત્મા વિલસી રહ્યો છે એ જ આ નગરનું વિશિષ્ટ આકર્ષણ છે. શત્રુંજયની પ્રાચીન ટૂંકનો ખ્યાલ આપતાં, નગરના મધ્ય ભાગમાં આવેલાં, અહીંનાં ભવ્ય અને અનોખાં જિનાલયોએ આ નગરને જૈનોના યાત્રાધામ તરીકેની પ્રસિદ્ધિ અપાવી છે. આ નગરની સ્થાપના સાથે જ જિનાલયોના ઇતિહાસનો આરંભ થાય છે.

સં. ૧૫૯૬ના શ્રાવણ સુદિ ૭ના દિવસે જામ શ્રીરાવળે આ નગરની સ્થાપના કરી, તેને નવાનગર એવું નામ આપ્યું. નગરસ્થાપનાના સમયે જ વીશા શ્રીમાલી જ્ઞાતિના ભણશાલી ગોત્રવાળા આણંદશેઠ અને અબજીશેઠના વડિલો તેમજ મકીમ કુટુંબ અહીં આવીને વસ્યાં. નગરસ્થાપનાના સમયે જે ત્રણ સ્તંભો ખડા કરવામાં આવ્યા તેમાંથી પહેલા સ્તંભ આગળ જામશ્રીનો ભવ્ય દરબાર ભરવામાં આવ્યો; દરબારગઢની બાજુમાં જ બીજા સ્તંભ આગળ શેઠ કુટુંબનાં નિવાસસ્થળો યોજાયાં અને ત્રીજા સ્તંભ આગળ મકીમ કુટુંબને સ્થાન આપતાં માંડવીનો વહીવટ તેમના હાથમાં સોંપવામાં આવ્યો. આ દૃષ્ટિએ જોતાં જામનગરની સ્થાપનામાં અને વિકાસમાં જૈનોનો ફાળો મહત્ત્વનો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આજે અહીં ચૌદ ભવ્ય જિનાલયો શોભી રહ્યાં છે. તેમાંનાં છ જિનાલયો તો લગભગ ૩૦૦–૩૫૦ વર્ષ પહેલાંનાં છે અને બાકીનાં આજથી પચાસ વર્ષ પૂર્વનાં છે.

૧. નગરના મધ્યભાગમાં 'શેઠના મંદિર'ના નામે ઓળખાતા જિનાલયનું ખાતમુહૂર્ત શ્રીઆણંદશેઠે જામ સતાજીના સમયમાં સં. ૧૬૩૩માં કરેલું અને સં. ૧૬૫૧માં શ્રીવિજયદેવસૂરિની અધ્યક્ષતામાં શ્રીઆદિનાથ ભગવાનની મૂળનાયક તરીકે પ્રતિષ્ઠા કરવામાં આવી હતી.

૨. ઉપર્યુક્ત મંદિરની સામે બીજું શ્રીવર્ધમાન શાહ અને શ્રીપદ્મસિંહ શેઠે બંધાવેલું મંદિર છે. તેમણે ભદ્રેશ્વરમાં વેપાર કરતાં અઢળક લક્ષ્મી પેદા કરી[1] અને શ્રીકલ્યાણસાગરસૂરિના ઉપદેશથી સં. ૧૬૫૦માં શ્રીશત્રુંજયનો સંઘ કાઢચો ત્યારે નાવમાં નાગના બંદરે આવી રણ ઊતરી નવાનગર આવતાં તેના રાજાએ કહેવડાવ્યું કે, તેઓ નવા નગરમાં નિવાસ કરે તો વેપારમાં પોતે અર્ધું દાણ લેશે. આથી આ બંને ભાઈઓ સાથે પાંચ હજાર ઓશવાળ કુટુંબો પણ જામનગર આવી વસ્યાં. કચ્છમાં કલ્યાણસાગરસૂરિને આમંત્રણ આપી તેમની અધ્યક્ષતામાં સં. ૧૬૬૮ શ્રાવણ સુદિ ૫ ના રોજ વિશાળ જિનચૈત્યનું શેઠના હાથે શિલારોપણ કરવામાં આવ્યું. ચૈત્યનાં શિખરો અને ઘૂમટનો ભાગ તૈયાર થતાં સં. ૧૬૭૬ના વૈશાખ સુદિ ૩ ને બુધવારના રોજ શ્રીશાંતિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં આવી અને બાવન દેરીઓ વગેરે તૈયાર થતાં સં. ૧૬૭૮ના વૈશાખ સુદિ ૫ ના દિવસે પ્રતિષ્ઠા કરી.

૩–૪. શ્રીશાંતિનાથ ભગવાનનું જિનાલય શેઠ તેજસી શાહે સં. ૧૬૨૦ પછીના સમયમાં બંધાવવા માંડેલું પરંતુ સં. ૧૬૪૬–૪૭માં મોગલોની ચડાઈથી એ મંદિરને નુકસાન પહોંચ્યું ત્યારે સં. ૧૬૪૭માં તેનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો અને સં. ૧૬૭૫માં શેઠના સુપુત્ર રાયસિંહ શેઠે મંદિરમાં ફરતી દેરીઓ અને પાછળના ભાગમાં ચૌમુખજી વગેરે સ્થાપી મંદિરને ભવ્ય બનાવ્યું.

ઉપર્યુક્ત મંદિરની જોડાજોડ શેઠ રાયસિંહના ભાઈ નેણસિંહ શેઠે સૌથી ઊંચા શિખરવાળું અને ઝરૂખાયુક્ત કળામય જિનાલય બંધાવી સં. ૧૬૭૬માં પ્રતિષ્ઠા કરી. આ મંદિરમાં શ્રીનેમનાથ ભગવાનની દેરી પાસે પથ્થરની ચોરીની સુંદર રચના કરવામાં આવેલી હોવાથી આ મંદિર 'ચોરીવાળા મંદિર'ને નામે પ્રસિદ્ધ છે. વિશાળતા અને કળાયુક્ત બાંધણીવાળું આ જિનાલય શિલ્પકળાના ઇતિહાસમાં અનોખું સ્થાન મેળવી ચૂક્યું છે.

---

૧. આ બંને ભાઈઓના ચરિત્ર વિશે જુઓ : "કલ્યાણસાગરસૂરિરાસ" પૃષ્ઠ : ૨૯–૩૪ અને પં. હીરાલાલ હંસરાજકૃત "વિજયાનંદાભ્યુદયકાવ્ય" તેમજ તેના સારભાગ માટે જુઓ : પ્રાચીન જૈન લેખસંગ્રહ" ભા. ૨, ( અવલોકન ) પૃષ્ઠ : ૪૦–૪૨.

આ ત્રણે મંદિરો 'લાલબાગ'થી ઓળખાતી જગામાં એક જ વંડામાં ઘેરાયેલાં છે.

૫. શ્રીનેમનાથ ભગવાનનું જિનાલય શ્રીમહણસિંહ શેઠે બંધાવ્યું છે. આ મંદિરની સ્થાપના વિશે કહેવાય છે કે, વહાણવટું કરતા મહણસિંહ શેઠ દ્વારકાથી કપાસ ભરીને આવતાં, તેમણે જામનગરમાં જ્યારે વહાણને નાંગર્યું ત્યારે શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિમા નીકળી આવી. આથી શેઠે જામનગરમાં ભવ્ય મંદિર બંધાવી સં. ૧૬૪૩ના મહા સુદિ ૫ના દિવસે પ્રતિષ્ઠા કરી અને એક શ્રાવિકાનો ઉપાશ્રય પણ બંધાવ્યો.

સં. ૧૭૨૫ માં મુસલમાનોની ફોજ હાલારમાં આવતાં નવાનગરના શ્રાવકોએ બધાં મંદિરોની પ્રતિમાઓ ઉત્થાપી ભોંયરામાં ભંડારી દીધી હતી, આથી સં. ૧૭૮૭ સુધી મંદિરો ઉજ્જડ જેવાં બની રહ્યાં. તે દરમિયાન મુસલમાનોએ જિનમંદિરોનાં દ્વારો તોડી નાખી તેમાં ઘણીવાર માલ ભર્યો હતો. છેવટે શ્રીવર્ધમાન શાહના વંશજ તલકશી શાહે મંદિરોને સમરાવી સં. ૧૭૮૮ના શ્રાવણ સુદિ ૭ને ગુરુવારે પુનઃ પ્રતિષ્ઠા કરેલી છે.

એ સમય પછી ઓશવાલ ગૃહસ્થ શેઠ આણંદકરણ શાહે શ્રીવાસુપૂજ્ય સ્વામીનું મંદિર બંધાવ્યું. જખૌનિવાસી શેઠ જીવરાજ રતનશીના વંડામાં શ્રીઅજિતનાથ ભગવાનનું મંદિર, શ્રીઝવેરચંદ શેઠે બંધાવેલું શ્રીમુનિસુવ્રતસ્વામીનું મંદિર તેમજ શેઠ પોપટલાલ ધારશી વગેરેએ બંધાવેલાં જિનાલયો મળીને ૧૪ મંદિરો આજે જામનગરની શોભામાં અભિવૃદ્ધિ કરી રહ્યાં છે.



## ૫૮. શત્રુંજય

(કોઠા નંબર : ૧૫૩૨-૧૬૫૮-૧૬૭૬-૧૬૭૮-૧૬૮૨)

સૌરાષ્ટ્રની પુણ્ય ભૂમિમાં આવેલો શત્રુંજયગિરિ જૈનોનું ગરવું તીર્થ છે. 'જ્ઞાતાધર્મકથા' જેવા પ્રાચીન આગમ ગ્રંથમાં આનો 'પુંડરીકગિરિ' નામે ઉલ્લેખ થયો છે. શત્રુંજયનાં ૧૦૮ જેટલાં નામો જૈન ગ્રંથોમાં નોંધાયાં છે. પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવ ભગવાનની પવિત્ર ઘટનાઓ સાથે આ ગિરિનો સંબંધ જૈન ગ્રંથોમાં વર્ણવાયો છે, તેથી જ પાંચ મહાતીર્થોમાં અતિપ્રાચીન અને વધારેમાં વધારે લોકપ્રિય બનેલા આ તીર્થનો મહિમા કવિઓ, વિદ્વાનો, સંતો, ભક્તો, વૃદ્ધો, નાનાં-મોટાં બાળકો અને સ્ત્રીઓ પોતપોતાની ઢબે ગાય છે ને ઓછામાં ઓછું જીવનમાં એકાદ વખત પણ એના દર્શનનો લહાવો માણી પોતાને કૃતાર્થ બનાવે છે. આ તીર્થની ઇતિહાસયાત્રા શરૂ કરીએ તે પહેલાં પાલીતાણાની ચૈત્યપરિપાટી કરી લઈએ:

**પાલીતાણા :—**

શત્રુંજયગિરિની તળેટીમાં વસેલું આજનું પાલીતાણા એ તો 'પાદલિપ્તપુર'નું અપભ્રંશ નામ છે. એ નામમાં જ જૈનશાસનના યુગપ્રધાન એક મહાન સિદ્ધયોગીનું નામસ્મરણ અંકાયેલું છે. શ્રીપાદલિપ્તસૂરિના નામને સદોદિત ઉજ્જવળ બનાવી રાખવા માટે તેમના જ શિષ્ય નાગાર્જુને લગભગ બીજી શતાબ્દીના અંતે અને ત્રીજી શતાબ્દીના આરંભમાં 'પાદલિપ્તપુર' નામે નગર વસાવ્યું હતું; જે અનેક પરિવર્તનો પામી આજના સ્વરૂપમાં જોવાય છે ને શત્રુંજયગિરિનાં ચરણ પખાળતી શત્રુંજયા (શેત્રુંજી) નદીનાં નિર્મળાં નીર આ નગરને નૂતન સમૃદ્ધિથી નવાજે છે.

ચૌદમા સૈકામાં 'વિવિધતીર્થકલ્પ'ની રચના કરનાર શ્રીજિનપ્રભસૂરિ કહે છે: "પાલીતાણામાં શ્રીપાર્શ્વનાથ ભગવાન, શ્રીમહાવીરસ્વામી અને શ્રીનેમનાથ પ્રભુનાં મંદિરો શોભે છે." તેરમા સૈકામાં મંત્રીશ્વર શ્રીવસ્તુપાલે આ નગરના શ્રીપાર્શ્વનાથ ભગવાનની યાત્રા કરી હતી; એવો ઉલ્લેખ મળે છે. આ ઉપરથી જણાય છે કે આ ત્રણ મોટાં મંદિરો અહીં ચૌદમી શતાબ્દીમાં વિદ્યમાન હતાં; પરંતુ આજે એની શોધ કરવીયે મુશ્કેલ છે. આજે જે મંદિરો અહીં વિદ્યમાન છે તે ૧૦૦-૧૫૦ વર્ષ કરતાં પ્રાચીન જણાતાં નથી.

યાત્રાળુઓ માટે અહીં નાની-મોટી ૪૦ જેટલી ધર્મશાળાઓ, ભોજનશાળાઓ, દવાખાનાં, વાહનો, ડોળીવાળા અને ભોમિયા વગેરે તમામ પ્રકારની સગવડો મળે છે. શહેરમાં નાનાં-મોટાં મળીને લગભગ ૧૩ જૈનમંદિરો વિદ્યમાન છે.

તેમાં [૧] શહેરના મધ્યભાગમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી પાસે શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર આવેલું છે. સં. ૧૮૧૭માં દીવનિવાસી શેઠ રૂપચંદ ભીમસિંહે બંધાવ્યું છે. [૨] શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર સં. ૧૮૫૦માં સુરતનિવાસી શેઠ હીરાચંદ ધર્મચંદ ભણશાળીનાં ધર્મપત્ની શ્રીહેમકુંવર શેઠાણીએ ઘર-દેરાસર તરીકે બંધાવ્યું હતું, તેને શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ નવેસર બંધાવી સં. ૧૯૯૦ના જેઠ સુદિ ૧૧ ના રોજ પુનઃ પ્રતિષ્ઠા કરાવી છે. આ મંદિરમાં પ્રતિષ્ઠિત ત્રણ મૂર્તિઓ પૈકી એક ધોલેરાથી લાવવામાં આવી હતી જ્યારે બીજી શ્રીપાર્શ્વનાથ ભગવાનની બે પ્રતિમાઓ શત્રુંજયગિરિ ઉપરના શ્રીનેમનાથ ભગવાનના ચોરીના મંદિરની ભીંતમાંથી નીકળી હતી તે વિદ્યમાન છે. આ ત્રણે મૂર્તિઓ દર્શનીય છે. [૩] શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર દરબારગઢની બાજુમાં યતિવર્ય શ્રીકરમચંદજીના વિશાળ ડેલાની અંદર મેડી ઉપર આવેલું છે. સં. ૧૯૫૦માં બંધાયું છે. તેની વ્યવસ્થા યતિવર્ય શ્રીલક્ષ્મીચંદજી કરે છે. [૪] શેઠ નરશી કેશવજીની ધર્મશાળામાં આવેલા શ્રીચૌમુખજીના મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૯૨૧માં થયેલી છે. [૫] શેઠ નરશી નાથાની ધર્મશાળામાં મોટા દરવાજા પાસેની મેડી ઉપરના શ્રીચંદ્રપ્રભુજીના મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૯૨૮માં થયેલી છે. [૬] શ્રીવીરબાઈ પાઠશાળાના અંદરના ભાગમાં શેઠ કેશવજી નાયકનાં ધર્મપત્ની વીરબાઈએ સં. ૧૯૫૪માં શ્રીમહાવીર ભગવાનના મંદિરની પ્રતિષ્ઠા કરાવી છે. [૭] શેઠ મોતી સુખિયાની ધર્મશાળામાં શ્રીઆદીશ્વર ભગવાનના શિખરબંધી મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૯૪૮માં થયેલી છે. [૮] શ્રીકુંકુબાઈની ધર્મશાળામાં મેડી ઉપર શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર છે. આ ધર્મશાળા પાસે એક ચોતરા ઉપર બે દેરીઓ છે. તેમાં ત્રણ ચરણ પાદુકાઓ છે. પહેલાં અહીં એક રાયણ વૃક્ષ હતું. આ સ્થળ જૂની તળેટી હોવાનું કહેવાય છે. [૯] સુરતનિવાસી શેઠાણી જસકુંવરે સં. ૧૯૪૯માં ધર્મશાળા બંધાવી તેમાં એક શિખરબંધી શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર પણ સાથે જ કરાવ્યું છે. [૧૦] કલકત્તાનિવાસી શેઠ માધવલાલ દુગડ બાબુએ સં. ૧૯૫૮માં એક ધર્મશાળા બંધાવી તેમાં શ્રીસુમતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર પણ કરાવ્યું છે. [૧૧] ગોરજીની વાડીમાં શ્રીખરતરગચ્છીય આચાર્ય શ્રીજિનદત્તસૂરિની ચરણપાદુકાઓ પ્રતિષ્ઠિત છે. હાલમાં જ એક મોટું મંદિર પણ બંધાવવામાં આવ્યું છે. [૧૨] યશોવિજય જૈન ગુરુકુળમાં શ્રીસુમતિનાથ ભગવાનનું દેરાસર છે. તેમાં એક કળામય સિંહાસન છે, જે પ્રાચીન કારીગરીની ઝાંખી કરાવી રહ્યું છે. વળી, વિદ્યાધિષ્ઠાત્રી સરસ્વતી દેવી, પ્રખર તાર્કિક ઉપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજ અને ગુરુકુળના સંસ્થાપક શ્રીચારિત્રવિજયજીની સુંદર મૂર્તિઓને જોતાં જ્ઞાન, દર્શન અને ચારિત્રસ્વરૂપ ત્રિવેણી સંગમનું ભાન જાગૃત થઈ આવે છે. [૧૩] તળેટીના રસ્તે જૈન બાલાશ્રમમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે.

કચ્છી રણસિંહ દેવરાજની ધર્મશાળા પાસેની એક પ્રાચીન દેરીમાં શ્રીઆદીશ્વર ભગવાનની ચરણપાદુકાઓ સ્થાપેલી છે. આજે જેનું નામોનિશાન રહ્યું નથી એવું 'લલિતાસાગર' સરોવર, મંત્રીશ્વર વસ્તુપાળ-તેજપાળે આ સ્થળે બંધાવ્યું હતું એમ કહેવાય છે. કોઈની માન્યતા છે કે, ધાંધારના ઘાટ ઉપર સ્મશાનથી થોડે દૂર આજે જ્યાં એક દેરી ઊભી છે, એ સ્થળે 'લલિતાસાગર' સરોવર લહેરાતું હતું.

યાત્રીઓ આ નગરભૂમિનાં પવિત્ર સ્થળોનાં દર્શન કરી, રસ્તા પરની ધર્મશાળાઓ વટાવી, ગિરિરાજની તળેટીના માર્ગે વળે છે. છેલ્લી નાહર બિલ્ડીંગ પાસેથી પચાસ કદમ દૂર એક ઊંચા ઓટલા ઉપર ઘૂમટવાળી શ્રીકલ્યાણવિમળની દેરી દેખાય છે. આ કલ્યાણવિમલજીએ રાયબાબુ સીતાપચંદજી નહારના દાદાને ઉપદેશ આપી તળેટીમાં યાત્રાળુઓને ભાતુ આપવાની શરૂઆત કરાવી હતી, જે સ્થળ આજ સુધી 'ભાતાતળેટી'ના નામે ઓળખાય છે.

એ માર્ગે આગળ જતાં રાણાવાવ, મેઘમુનિનો સ્તૂપ, જૈનનગરનું વિશાળ મેદાન પસાર કરી યાત્રીઓ ભાતાતળેટીના વિશ્રામસ્થળમાં આવી પહોંચે છે.

અમદાવાદના નગરશેઠ શાંતિદાસના ભાઈ શેઠ સુરદાસના પુત્ર શ્રીલક્ષ્મીદાસે અહીં નજીકમાં સં. ૧૬૫૭માં એક 'સતી વાવ' બંધાવેલી તે વિદ્યમાન છે. વળી, આગમોદ્ધારક શ્રીસાગરાનંદસૂરીશ્વરજીના ઉપદેશથી જામનગરનિવાસી શેઠ પોપટલાલ ધારશીભાઈએ ભવ્ય અને કળામય 'દેવરાજ શાશ્વતજિનપ્રાસાદ શ્રીવર્ધમાન જૈન આગમમંદિર' બંધાવી સં. ૧૯૯૯ ના મહા વદિ ૧૦ના રોજ પ્રતિષ્ઠા કરાવી છે. આ મંદિરમાં ૪૫ જૈન આગમો શિલામાં કંડાર્યાં છે ને દેવભવનમાં શ્રીચૌમુખજીની રમણીય મૂર્તિઓ બિરાજમાન કરી છે. બાજુમાં ગણધર મંદિર છે, જે જામનગરનિવાસી શેઠ અમૃતલાલ કાલિદાસે બંધાવ્યું છે. તેમાં ગણધરોની સુંદર પ્રતિમાઓ બિરાજમાન છે.

જૈન ગ્રંથોમાં શત્રુંજય માહાત્મ્ય વિશે અનેક હકીકતો નોંધાઈ છે. આગાઉ જણાવ્યા મુજબ જૈનોના આગમગ્રંથ 'જ્ઞાતાસૂત્ર' જેવા પ્રાચીન ગ્રંથમાંથી આ તીર્થ વિશે ઉલ્લેખો સાંપડે છે. પ્રાચીન આચાર્યોએ કેટલાયે શત્રુંજયકલ્પો લખ્યા છે, શ્રીધનેશ્વરસૂરિએ તો 'શત્રુંજયમાહાત્મ્ય' જેવા મોટા ગ્રંથની રચના કરેલી છે. એ બધી કૃતિઓને લક્ષ્યમાં રાખીને શ્રીજિનપ્રભસૂરિએ જે સંગ્રહ પોતાના 'વિવિધ-તીર્થકલ્પ'માં કર્યો છે તેનો સાર નીચે નોંધ્યો છે:

શ્રીઆદીશ્વર ભગવાનથી પ્રતિષ્ઠિત થયેલા આ પુંડરીક (શત્રુંજય) પર્વતનું માહાત્મ્ય શ્રીઅતિમુક્તક કેવલીએ નારદઃઋષિ આગળ કહ્યું તેનો સાર ઉદ્ધારતાં તેઓ કહે છે:

પુંડરીક નામના તપસ્વી કરોડો મુનિઓ સાથે આ સ્થળે મુક્તિ પામતાં આ ગિરિ 'પુંડરીક તીર્થ' નામે ખ્યાતિ પામ્યો. એ રીતે જુદા જુદા ઋષિઓએ પાડેલાં આ ગિરિનાં ૨૧ નામો તો પ્રાચીનકાળથી પ્રસિદ્ધ છે. પાછળથી એ નામોમાં વધારો થતો જ રહ્યો છે. આ ગિરિનાં ઢંક (ઢાંક), કદંબ (કદંબગિરિ), લોહિત્ય, તાલધ્વજ (તળાજા) અને કપર્દી એવાં પાંચ શિખરોમાં દેવોનો વાસ છે. એટલું જ નહિ, તેમાં તો રસકુપિકાઓ, રત્નોની ખાણ અને વિવિધ પ્રકારની ઔષધિઓની ગુફાઓ પણ છે. આ પાંચે શિખરોને મિથ્યાદૃષ્ટિઓએ કાળબળે હાથ કરી લીધાં છે. પ્રાચીન કાળમાં આ ગિરિની ઊંચાઈ ૮૦ યોજન હતી, આજે ૧૨ યોજનની છે. ભગવાન નેમિનાથને છોડીને શ્રીઋષભદેવ વગેરે ૨૩ તીર્થંકરો અને બીજા કેવળી ભગવંતો આ ભૂમિમાં આવ્યા હતા, જેમાંથી કેટલાયે ભગવંતો અહીં મુક્તિપદને પામ્યા છે.

શ્રીભરત ચક્રવર્તીએ સોના-રૂપાની બાવીશ તીર્થંકર મૂર્તિઓ બાવીસ દેવકુલિકાયુક્ત બનાવી હતી અને શ્રીઋષભદેવની મૂર્તિ સ્ફટિકની ભરાવી રત્નમય રમણીય ચૈત્ય બંધાવ્યું હતું. વળી, બાવીશ તીર્થંકરોની ચરણપાદુકાઓ અને લેપ્યમયી મૂર્તિઓવાળાં ચૈત્યો તેમજ બાહુબલિ અને મરુદેવા માતાના સમવસરણયુક્ત પ્રાસાદો બંધાવ્યા હતા. વળી, નાનાં નાનાં સરોવરો પાસે અને ગુફાઓમાં પણ દેવકુલિકાઓ સ્થાપી હતી.

અહીં સૂર્યયશા, નમિ, દ્રાવિડ, વારિખિલજી, જયરામ, નારદ, પ્રદ્યુમ્ન, શાંબ. ઋષભદેવ ભગવાનના વંશજો-આદિત્યયશાથી લઈને સગર સુધીના રાજાઓ, શૈલક, શુક, પાંચ પાંડવો વગેરે અસંખ્ય મુનિવરો સાથે સિદ્ધ થયા હતા.

આ પર્વત (તીર્થ)ના સંપ્રતિ, વિક્રમાદિત્ય, સાતવાહન, પાદલિપ્તસૂરિ, આમરાજા, દત્ત, વાગ્ભટ્ટ વગેરેએ ઉદ્ધારો કરાવ્યા હતા. શ્રીજાવડ શાહે આ તીર્થની પ્રતિમાનો ઉદ્ધાર (સં. ૧૦૮માં) કરાવ્યો, તે પછી (તેરમા સૈકામાં) અહીં 'અનુપમા સરોવર'ની રચના થઈ હતી. ભવિષ્યમાં પણ કલ્કિપુત્ર મેઘઘોષ રાજા, વિમળવાહન વગેરે રાજાઓ આનો ઉદ્ધાર કરશે. તીર્થ :ચ્છેદ થતાં ઋષભકૂટ પ્રાસાદની પૂજા દેવતાઓ કરશે.

આ તીર્થમાં રહેનારા તિર્યંચો પણ પાપથી મુક્ત થશે અને આ તીર્થનું સ્મરણ કરનારાઓને કોઈ પણ જાતનો ભય આવી પડશે નહીં અહીંના ઋષભદેવની મૂર્તિનું ધ્યાન કરનારને ઇચ્છિત સિદ્ધિઓ મળે છે. અહીં એક ઉપવાસ જેવું તપ કરવાથી ઘણું પુણ્ય થાય છે બધીયે કલ્યાણક તીર્થભૂમિઓનું યાત્રાફળ શત્રુંજયને વંદન કરતાં મળે છે; એટલું જ નહિ, પણ એ તીર્થભૂમિઓની યાત્રા કરતાં આ તીર્થભૂમિની યાત્રાનું ફળ સોગણું વધારે છે. વળી, અહીં પૂજા કરતાં પ્રતિમા ભરાવનારનું પુણ્ય સો ગણું, ચૈત્ય બંધાવતાં હજારગણું અને તેથીયે અનંતગણું પુણ્ય તો પ્રભુની આજ્ઞા પાળવામાં રહેલું છે. ગમે તેવો પાપી માણસ પણ અહીં શુદ્ધ અને પવિત્ર થઈ શકે એવું આ તીર્થનું સામર્થ્ય છે.

બાહડે આ મંદિરોનો (તેરમા સૈકામાં) ઉદ્ધાર કરતાં ત્રણ કરોડમાં ત્રણ લાખ ઓછી સોનામહોરો અહીં ખરચ કરી હતી. વિ. સં. ૧૦૮માં મધુમતી (મહુવા)ના રહેવાસી શ્રેષ્ઠી જાવડિશાહે શ્રીવૈરસ્વામીથી આ તીર્થનું માહાત્મ્ય સાંભળી મમ્માણીય મણિવાળા પહાડના જ્યોતિરસ રત્ન વડે આ મંદિરની મૂર્તિ ભરાવી ઉદ્ધાર કર્યો હતો. (આ રત્નમૂર્તિ કઈ રીતે ઘડાવી એની ચમત્કારિક ઘટના પણ વિસ્તારથી આમાં નોંધી છે.) એ પછી બીજા વર્ષે બોહિત્થો (બૌદ્ધ દર્શનીઓ ?) અહીં આવ્યા હતા.

ઇક્ષ્વાકુ અને યાદવકુળના અનેક મનુષ્યો અહીં મુક્ત થયા. પાંચ પાંડવો અને માતા કુંતી એ છયેની લેપ્યમયી મૂર્તિઓ અહીં વિરાજે છે. અહીં રાયણનું અદ્ભુત વૃક્ષ છે. અહીં સત્યપુર, અષ્ટાપદ, નંદીશ્વર, સ્તંભનક, ઉજ્જયંત વગેરે તીર્થોના અવતારો (રચના) છે. બીજા શિખર ઉપર શ્રીશ્રેયાંસનાથ પ્રભુ, શાંતિનાથ પ્રભુ, નેમિનાથ પ્રભુ અને

બીજા ચોવીશે તીર્થંકરો અલંકૃત છે. આ તીર્થના રક્ષક કપર્દી યક્ષની અહીં સ્થાપના છે. શ્રીકૃષ્ણે અહીંની ગુફામાં કપર્દી યક્ષની સાધના કરી હતી આ ગુફા આજે એક નાના તળાવરૂપે વિદ્યમાન છે. અહીં શ્રીઅજિતનાથ ભગવાન અને શ્રીશાંતિનાથ ભગવાનનાં ચૈત્યો સામસામાં હતાં. શ્રીઅજિતનાથ ચૈત્ય પાસે 'અનુપમા સરોવર' થયું હતું. અહીં શ્રીશાંતિ-નાથ ભગવાનનું મંદિર છે.

સોનારૂપાની ખાણો અહીં છે. એક સો હાથ ઊંડો કૂવો છે, તેમાં નીચે આઠ હાથ ઊંડી વાવમાં (સુવર્ણ) સિદ્ધિરસ ભરેલો છે. અહીં વસ્તુપાલ અને પેથડે કરાવેલાં અનેક ધર્મસ્થાનો છે જાવડિએ સ્થાપન કરેલા બિંબનો સં. ૧૩૬૯ માં મ્લેચ્છોએ નાશ કર્યો હતો.

શ્રીજિનપ્રભસૂરિ કહે છે કે, આ હકીકતો મેં ભદ્રબાહુસ્વામીએ રચેલા 'કલ્પપ્રાભૃતથી, તે પછી વજ્રસ્વામી અને પાદલિપ્તસૂરિએ રચેલા કલ્પોમાંથી ઉદ્ધાર કરીને (સં. ૧૩૮૫) આજ સુધીની વિગતો નોંધી છે.

આવા પવિત્ર તીર્થની હવે આપણે ઐતિહાસિક યાત્રા શરૂ કરીએ. ગિરિરાજ ઉપર જ્યાંથી ચડવાની શરૂઆત કરીએ એ સ્થળને 'જયતળેટી' કહે છે. જયતળેટીમાં બધી મળીને કુલ અઠ્ઠાવીસ દેરીઓ છે. અહીંથી ઉપર જવા માટે પથ્થરથી બાંધેલાં પહોળાં પગથિયાં છે. ઠેઠ સુધીની સુંદર પાજ મંત્રીશ્વર તેજપાલે બંધાવી હતી, એ સંબંધી શિલાલેખનો અડધો ભાગ ગિરિ ઉપર ઢોલાખાડી આગળથી ઉપલબ્ધ થયો હતો. તે લેખ આ પ્રમાણે ત્રુટિત અંશોને પૂરા કરીને પ્રગટ થયો છેઃ—

"[ श्रीमदर्णहिल्लपत्तन ]वास्तव्यप्राग्वाटान्वय[ ठ. श्रीचंडपतनुज ]ठ. श्रीचंडप्रसादां[ गज ठ. श्रीसोमपुत्र ]ठ. श्रीआशराजां ]गज-ठ. श्रीलूणिग. ठ. ]श्रीमालदेव संघप[ तिमहं. श्रीवस्तुपालानु ]जमहं. श्रीतेजपालेन[ न श्रीशत्रुंजयतीर्थे ] संचारपाजा कारिता ॥"

—શ્રીઅણહિલ્લપત્તનનિવાસી પ્રાગ્વાટજ્ઞાતીય ઠક્કુર શ્રીચંડપના પુત્ર ઠ. શ્રીચંડપ્રસાદ, તેમના પુત્ર ઠ. સોમ, તેમના પુત્ર ઠ. આસરાજ, તેમના પુત્ર ઠ. શ્રીલુણિગ, શ્રીમાલદેવ, સંઘપતિ મહં. શ્રીવસ્તુપાલ, તેમના નાના ભાઈ તેજપાલે શ્રીશત્રુંજયતીર્થ ઉપર રસ્તાની પાજ બંધાવી (તેરમા સૈકામાં).

ચડાવ ઘણો સીધો છે પણ આ પગથિયાંના કારણે યાત્રાળુ વગર શ્રમે ચડી શકે છે. છતાં વૃદ્ધ અને અશક્તો માટે ડોળીઓ મળે છે. પગથિયે ચડતાં જ પથ્થરના બે ભવ્ય હાથીઓ યાત્રાળુઓની ભક્તિ ઉપર જાણે મંગલાભિવાદન કરતા હોય એમ લાગે છે.

ઉપર ચડતાં પહેલી ધનવસહી ટૂંક (મંદિરોનો સમૂહ) આવે છે. મુર્શિદાબાદનિવાસી બાબુ રાયબહાદુર ધનપતસિંહે પોતાની માતા મહેતાબકુંવરના નામથી આ ટૂંક બંધાવી સં. ૧૯૫૦ના મહા સુદિ ૧૦ ના રોજ પ્રતિષ્ઠા કરાવી છે.

આ આખીયે ટૂંક આસપાસના ભવ્ય કિલ્લાથી ઘેરાયેલી છે. પહેલા ચોકમાં શત્રુંજયની રમણીય રચના છે. તેમાં આખાયે પહાડનાં વિવિધ દૃશ્યોની એક નાની આવૃત્તિ અહીં જ ખડી કરી દીધી છે. ગુરુમંદિરમાં ખરતરગચ્છીય પ્રભાવક આચાર્યોની મૂર્તિઓ શોભે છે. બીજા ચોકના મુખ્ય મંદિરમાં પ્રવેશતાં પહેલાં બાજુએ શ્રીઋષભદેવ ભગ-વાનનાં પંચકલ્યાણક, સામે સમેતશિખર, ગિરનાર, પાવાપુરી વગેરે પવિત્ર સ્થળોનાં મનોહર દૃશ્યો નજરે પડે છે. બાજુમાં શ્રીમોહનલાલજી મહારાજની મૂર્તિ અને સામે પ્રભુપ્રતિમાનાં દર્શન થાય છે. એક તરફ અષ્ટાપદ અને બીજી તરફ જંબૂદ્વીપનો દેખાવ જાણે સમગ્ર મહાતીર્થોની ભાવનાત્મક સૃષ્ટિ ઊભી કરી રહ્યો છે.

ઉપર જતાં શ્રીઆદીશ્વર ભગવાનનો નવદ્વારવાળો ચીની પથ્થરોથી જડેલો રંગમંડપ અને કળામય જિનાલય નજરે પડે છે. મૂળ ગભારાના ત્રણ વિભાગ પાડેલા છે. વચ્ચેના ગભારામાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાન બિરાજમાન છે અને તે ત્રણે વિભાગના મજલામાં જુદા જુદા ત્રણ ચૌમુખ ભગવાન પધરાવેલા છે. મુખ્ય ગભારાની લંબાઈ–પહોળાઈ ૧૦×૧૦ ફીટની છે અને આજુબાજુના ગભારાની લંબાઈ–પહોળાઈ ૧૦×૭॥ ફીટની છે. રંગમંડપની લંબાઈ–પહોળાઈ ૪૫×૨૯ ફીટની છે. રંગમંડપની ઉપલી છત બિલોરી કાચથી મઢેલી છે. મૂળ મંદિરના તળિયેથી શિખર સુધી ઊંચાઈ ૪૫ ફીટની છે.

સામે પુંડરીક ગણધરનું મંદિર અને ચારે તરફ મળીને ૮૪ દેવકુલિકાઓ છે. મૂળ મંદિરની પાછળ રાયણવૃક્ષ

અને શ્રીઋષભદેવ ભગવાનનાં પગલાં છે. આખીયે ટૂંકની રચનામાં બુદ્ધિકૌશળ વાપરી ભક્તિનો જે ધોધ વહાવ્યો છે એ તો ખરેખર, પ્રેક્ષકના મનને ઘડીભર મંત્રમુગ્ધ બનાવી દે છે.

અહીંથી આગળ વધતાં બાજુમાં આઘે-પાસેની કેટલીક દેરીઓ વટાવી પહેલો હડો (કઠણ ચડાવ) આવે છે. જમણી તરફ આવેલી દેરીઓમાં સં. ૧૬૮૫માં સ્થાપન કરેલી ભરત ચક્રવર્તીની ચરણપાદુકાઓ અતિ પ્રાચીનકાળની ઘટનાઓનું સ્મરણ કરાવે છે. એ પછી બીજો હડો પૂરો થાય છે. અહીંથી સપાટ માર્ગ શરૂ થાય છે. વચ્ચે નવો કુંડ, કુમાર(પાલ) કુંડ, હીંગલાજ (માતા)નો હડો, સાલાકુંડ વગેરે સ્થળોમાં નાની-મોટી દેરીઓ પરબો અને વિશ્રામ સ્થળો બનેલાં છે.

સાલાકુંડથી પશ્ચિમ તરફ આવેલી એક ધ્વસ્ત ટૂંકને આપણે ભૂલી જવી ન જોઇએ. એ ધ્વસ્ત થયેલી જિનેન્દ્ર ટૂંક તરફ જવાનો રસ્તો અહીંથી ફંટાય છે. આ ટૂંક આજે તો સાવ ખંડિયેર જેવી બનેલી છે છતાં શ્રીપદ્માવતીના દેરામાં ચાર ભુજાવાળી અને ૧૬-૧૭ ઇંચના પ્રમાણવાળી શ્રીપદ્માવતી દેવીની મૂર્તિ છે. તેમના મસ્તક ઉપર સાત ફણાઓ છે ને તે ઉપર શ્રીપાર્શ્વનાથ ભગવાનની પાંચ ફણાવાળી મૂર્તિ જોવાય છે નીચે શ્રીવિજયદેવેન્દ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કર્યાનો લેખ પણ વંચાય છે, આ સિવાય ૧૮ દેરીઓમાં ગુરુપાદુકાઓ અને બીજી દેરીઓમાં વિવિધ પાદુકાઓ તેમજ મૂર્તિઓનાં દર્શન થાય છે. બહુ પ્રાચીન નહિ એવી આ ટૂંકની આ સ્થિતિનો ઇતિહાસ શોધવાજેવો છે.

સાલાકુંડથી આગળ ચાલતાં સપાટ ભૂમિના એક ચોતરા ઉપર કેટલીક દેરીઓ છે; જેમાં દ્રાવિડ વારિખિલ્લજી, અઇમત્તા મુનિવર, નારદ ઋષિ વગેરેની કાયોત્સર્ગસ્થ ચાર મૂર્તિઓ શ્યામ પથ્થરની બનેલી છે. એ પછી હીરાબાઈનો કુંડ, ભૂખણદાસનો કુંડ આવે છે. અહીં એક ઊંચાણ ભાગ ઉપર એક દેરીમાં રામ, ભરત, શુકરાજ, શૈલંકાચાર્ય અને થાવચ્ચા મુનિવર એમ પાંચ મહાપુરુષોની કાઉસગ્ગિયા મૂર્તિઓ છે તેને જ લોકો પાંચ પાંડવોની મૂર્તિઓથી ઓળખે છે.

સપાટ ભૂમિ ઉપર આગળ ચાલતાં હનુમાનદ્વાર આવે છે. અહીંથી બે માર્ગો ફંટાય છે. એક પૂર્વ તરફ જાય છે ને બીજો પશ્ચિમ તરફ. એકેક ભાગ ૩૮૦ ફીટની લંબાઇવાળો છે. બે તરફનાં શિખરો ઉપર સેંકડો દેવમંદિરોનું સુંદર, દિવ્ય અને આશ્ચર્યજનક વિશાળ નગર દૃશ્યમાન થાય છે. સમગ્ર પૃથ્વી પર ભાગ્યે જ આવો કોઇ પર્વત હશે જેના પર આટલાં બહુમૂલ્ય અગણિત મંદિરોનાં ઝુમખાં નિર્માણ થયાં હોય.

ડાબા હાથે શ્રીઆદીશ્વર ભગવાનની ટૂંક અને જમણા હાથે નવટૂંક તરફ જવાય છે. પ્રથમ શ્રીઆદીશ્વર ભગવાનની ટૂંક તરફ વળીએ: હનુમાન દ્વારથી કંઈક આગળ ચાલતાં પર્વતની બેખડ અને ખીણો આવે છે. ડાબા હાથે પથ્થરની મોટી પાળ બાંધેલી છે. જરા દૂર બેખડમાં એક ટેકરી ઉપર જાલી, મયાલી અને ઉવયાલી નામના ત્રણ મુનિવરોની કાઉસગ્ગિયા મૂર્તિઓ છે, જે એમના અહીં થયેલા નિર્વાણનું સ્મરણ કરાવે છે.

કંઇક આગળ ચાલતાં નવે ટૂંકને ઘેરી લેતો એક વિશાળ કિલ્લો આવે છે. કિલ્લામાં બે દરવાજાઓ છે. સં. ૧૯૩૯માં એક બારી મૂકી છે જેને 'રામપોળ' કહેવામાં આવે છે.

રામપોળમાં પેસતાં પ્રથમ ઔરંગાબાદનિવાસી શેઠ મોહનલાલ વલ્લભદાસે બંધાવેલું પંચશિખરી મંદિર આવે છે, જેમાં મૂળનાયક શ્રીવિમલનાથ ભગવાન બિરાજે છે. પહાડ પર પંચશિખરી મંદિર આ એક જ છે. બીજું ત્રિશિખરી મંદિર સુરતનિવાસી શેઠ દેવચંદ કલ્યાણચંદે બંધાવેલું છે, તેમાં મૂળનાયક શ્રીસુમતિનાથ ભગવાન છે. બાજુમાં મોતીશાહની ટૂંકનો બગીચો, મોટો કુંડ અને ટૂંકના કિલ્લાના ભાગમાં કુંતાસર દેવીનો ગોખલો છે. કુંડની સામે અતિથિગૃહનું સુંદર મકાન છે.

વીશેક પગથિયાં ચડ્યા પછી સગાળપોળ આવે છે. અહીં યાત્રાળુઓની ચીજ-વસ્તુઓ સાચવી રાખવાની વ્યવસ્થા છે. અંદરના ભાગને 'દોલાખાડી' કહે છે. તેમાં નોંઘણ કુંડ, સગાળકુંડ અને નગારખાનું વગેરે છે.

વાઘણપોળમાં પેસતાં જમણા હાથ તરફ શેઠ નરસી કેશવજીની ટૂંકમાં જવાનો રસ્તો છે અને ડાબા હાથે આ પ્રમાણે મંદિરો છે:—

(૧) દમણનિવાસી શેઠ હીરાચંદ રાયકરણે બંધાવેલું શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર છે. (૨) મંત્રીશ્વર કરમાશાહે સં. ૧૫૮૭માં સ્થાપન કરેલી શ્રીચક્રેશ્વરી માતાની મૂર્તિવાળી દેરી છે, જે આદીશ્વર ભગવાનની અધિષ્ઠાયિકા દેવી છે. બહારના ભાગમાં પદ્માવતી, નિર્વાણી, સરસ્વતી અને લક્ષ્મીઃ એમ ચાર દેવીઓની મૂર્તિઓ છે. પાસેની દેરીમાં ચક્રેશ્વરી દેવીની અને પદ્માવતીની બે-બે મૂર્તિઓ છે.

(૩) શ્રીનેમિનાથની ચોરીનું મંદિર પ્રાચીન લાગે છે. મૂળનાયક શ્રીસુપાર્શ્વનાથ ભગવાન છે ટૂંકી જગામાં નાની બાંધણી કરેલી હોવા છતાં પણ આમાંની રચના ખરેખર સુંદર છે. આને 'ભૂલામણીનું મંદિર' કહે છે અને અહીંના મંદિરસમૂહને 'વિમલવસહી' કહે છે. અંદર અને બહારની કોરણી આ મંદિર વિમલશાહે બંધાવ્યું હોય એની સાખ પૂરે છે. જીર્ણોદ્ધાર સમયે આલેખેલી ચિત્રમાળા, બાજુના મંદિરના ઘૂમટમાં શ્રીનેમનાથ ભગવાનની જીવનઘટનાઓનું ચિત્રણકામ તાદૃશ જોવાય છે.

મંદિરના ઉપરના ભાગમાં ચોમુખજીનાં ત્રણ મંદિરો છે. આબુનાં દેલવાડાનાં મંદિરોની લાક્ષણિક કોરણીનું ભાન કરાવતું કમલપત્ર, તેમજ નાગપાશનું અંકન ઘૂમટમાં શોભે છે. બીજી તરફ યક્ષ-યક્ષિણીઓનું દૃશ્ય આલેખ્યું છે. બીજા ઘૂમટમાં અષ્ટસિદ્ધિઓના પ્રતીકરૂપે આઠ મૂર્તિઓને વીંટી વળેલી એક મૂર્તિ જોવાય છે. ખરેખર, આ મંદિર પ્રાચીન-કળાનો નમૂનો છે. આમાં આલેખેલી નવીન ચિત્રમાળા જોતાં કેટલાકને એની વિમલશાહ જેટલી પ્રાચીનતામાં સંદેહ ઉપજે છે, પરંતુ મંદિરની પાસે પુણ્ય-પાપની બારી આગળ સાંઢણીનું દૃશ્ય એની પ્રાચીનતાનું સમર્થન કરે છે. આ દૃશ્યમાં વસ્તુતઃ સાંઢણી ઉપર જે બેઠેલા છે તે મંત્રી વિમલશાહ અને તેમના સંબંધીઓનું જ સ્વરૂપ દર્શન છે. બર્જેસ જેવા વિદ્વાનો પણ આ મંદિરના કેટલાક જૂના ભાગોને નિહાળી આ મંદિર પ્રાચીન હોવાનો સંભવ માને છે.

(૪) શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર ગૂર્જરનરેશ પરમાર્હત કુમારપાલે શ્રીહેમચંદ્રસૂરિના ઉપદેશથી બંધાવેલું છે. આ મંદિરના વારંવાર જીર્ણોદ્ધાર થતાં એમાં પ્રાચીન શિલ્પાકૃતિઓ રહેવા પામી નથી, છતાં આ મંદિર શત્રુંજય ઉપરનાં મંદિરોમાં પ્રાચીન છે. આ મંદિર ભૂલામણીના મંદિરના ઘાટનું છે છતાં તેના કરતાં ઊંચું છે. મંદિરમાં ઝીણી કોરણીવાળા પીળા પથ્થરનાં બારશાખ અને શ્રીઋષભનાથની મૂર્તિ ઉપરનું આસમાની આરસનું છત્ર પ્રાચીનતાનો પુરાવો આપી રહ્યાં છે.

ટૂંકનાં બધાં મંદિરોનું વર્ણન કરવું ઉદ્દિષ્ટ નથી. તેથી સંક્ષેપમાં કહીએ તો આ ટૂંકમાં નાનાં-મોટાં મળીને ૩૯ મંદિરો છે. તેમાં બે મંદિરો સિવાય બધાં સોળમા સૈકા પછી બંધાયેલાં છે. ખાસ કરીને નેમનાથની ચોરીવાળું અને કુમારપાલનું મંદિર ઉલ્લેખવાયોગ્ય છે, જેનો પરિચય ઉપર કરાવ્યો છે.

હાથીપોળમાં પ્રવેશતાં પહેલાં સૂરજકુંડ જોવામાં આવે છે. તેની પાસે વિશાળ એવો ભીમકુંડ છે. વળી, બ્રહ્મકુંડ જે ઈશ્વરકુંડ નામે જાણીતો છે તે કોટની રાંગે છે. કુમારપાલના મંદિર પાસેના વિશાળ ટાંકાના પાણીનો પ્રભુના ન્હવણ માટે ઉપયોગ થાય છે.

હાથીપોળના દરવાજે બે રંગીન હાથીઓની આકૃતિઓ યાત્રીનું ભાવભીનું સ્વાગત કરતા હોય એમ જણાય છે.

ટૂંકની મધ્ય ભાગમાં આવેલું શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર એની અનુપમ ભવ્યતાથી દર્શકનું મન હરી લે છે. એના પવિત્ર વાતાવરણના પ્રભાવ આગળ ગમે તેવાનું મસ્તક નમી પડે છે. જેમનું આ મંદિર છે એ જગતના તારણહાર પ્રભુ આદીશ્વરદેવ આ ભૂમિ ઉપર અનેકવાર પધાર્યા હતા એ પધરામણીનું સ્મરણ કરાવવા તેમના પુત્ર રાજર્ષિ ભરત-રાજે અહીં એક દિવ્યમંદિર બંધાવી પ્રથમ ઉદ્ધાર કર્યો. એ પ્રાચીનકાળથી લઈને આજ સુધી આ મંદિરને અનેક રાજવીઓ, શ્રેષ્ઠીઓ અને ભક્તોએ નવાં નવાં સ્વરૂપોથી શણગાર્યું છે. નાના સામાન્ય ઉદ્ધારોની ગણતરી ન કરીએ તોયે આ મંદિરના મોટા જીર્ણોદ્ધારો આજસુધીમાં સોળ થયા એવી હકીકત ગ્રંથોમાં આ પ્રમાણે નોંધાયેલી છે: (૧) ભરતરાજ પછી (૨) દંડવીર્ય, (૩) ઈશાનેંદ્ર, (૪) દેવેન્દ્ર, (૫) ઈન્દ્ર, (૬) ચમરેંદ્ર, (૭) સગર, (૮) વ્યંતરેંદ્ર, (૯) ચંદ્રયશા, (૧૦) ચક્રયુદ્ધ, (૧૧) શ્રીરામચંદ્ર, (૧૨) પાંડવોએ આ મંદિરના જીર્ણોદ્ધારો કર્યા છે.

આ બધા ઉદ્ધારો પ્રાગ્ઐતિહાસિક કાળના ગણાય પણ ઇતિહાસકાળમાં (૧૩) મધુમતી (મહુવા)ના શેઠ જાવડિશાહે સં. ૧૦૮માં કરાવ્યો. (૧૪) સં. ૧૨૧૩માં ગૂર્જરનરેશ કુમારપાળના સમયમાં મંત્રીશ્વર ઉદયનના પુત્ર બાહડે અહીંના કાષ્ઠના મંદિરના સ્થાને નવેસર પથ્થરનું મંદિર બંધાવ્યું. બાહડે આ ઉદ્ધારમાં બે કરોડ ને સત્તાણું લાખ રૂપિયા ખરચ્યા હતા અને આ ગામને અંગે તળેટીમાં મજૂરો વગેરે માટે પોતાના નામ પરથી 'બાહડપુર' ગામ વસાવ્યું હતું. એ જ સમયના મંદિરની બાંધણી આજે જોવાય છે. ગૂર્જરનરેશ સિદ્ધરાજે આ મંદિરોના નિભાવ માટે બાર ગામો બક્ષીસ કર્યાં હતાં. (૧૫) સં. ૧૩૭૧માં પાટણનિવાસી ઓશવાળ શેઠ સમરાશાહે આનો ઉદ્ધાર કર્યો. તેમાં તેમણે મૂળનાયકની પ્રતિમા નવેસર ભરાવી પ્રતિષ્ઠા કરાવી હતી. તે પછી છેવટે (૧૬) સં. ૧૫૮૭માં શેઠ કરમાશાહે આ મંદિરમાં સમારકામ કરાવી ઉદ્ધાર કર્યો. એ પછી સં. ૧૬૪૯માં જગદ્ગુરુ શ્રીહીરવિજયસૂરિના ઉપદેશથી ખંભાત-નિવાસી શેઠ તેજપાલ સોનીએ સં. ૧૬૫૦માં જીર્ણોદ્ધાર કરાવી પ્રતિષ્ઠા કર્યા વિશેનો લેખ મુખ્ય મંદિરના પૂર્વદ્વારના રંગમંડપના સ્તંભ ઉપર છે અને અત્યારે અહીંથી મળી આવતા શિલાલેખોમાં સૌથી મોટો છે.[1] એ પછી પણ સામાન્ય ઉદ્ધારો તો થતા જ રહ્યા છે.

આટઆટલા જીર્ણોદ્ધારો ઉપરથી આ તીર્થની પ્રાચીનતા, પવિત્રતા અને પુણ્યધામની અસાધારણ લોકપ્રિયતા સમજી શકાય એમ છે. આ કારણે જ જૈન શ્રીમંતોએ ભક્તિપૂર્વક આ ભૂમિ ઉપર અનેક મંદિરોની રચના કરી પુણ્ય મેળવવાની સ્પર્ધા કરવામાં મણા રાખી નથી. આ ઉદ્ધારોથી તેની પ્રાચીનતાના પુરાવાઓ નષ્ટ થતાં પરંપરાથી ગવાયેલા સંપ્રતિના મંદિરને કે ગ્રંથોના વિશ્વસનીય ઉલ્લેખોવાળા કુમારપાલના મંદિરને આજે શોધવાનું કામ મુશ્કેલ બને છે. ત્યારે આ વિશાળ મંદિર જેના અનેક જીર્ણોદ્ધારો થયા છે તેની પ્રાચીનતાનો કોઈ શિલાલેખીય પુરાવો મેળવવાની આશા ક્યાંથી રાખી શકાય?

આ મંદિરની રચના ભવ્ય અને અનુપમ છે. મંડપને બે માળ છે. એટલી આ મંદિરની રચનામાં વિશેષતા છે. બાકીની રચના બીજાં મોટાં મંદિરો જેવી જ છે. ઉપર ચોમુખજીની પ્રતિમાઓ છે. મંદિરને એક જ પ્રવેશદ્વાર છે અને આખુંયે મંદિર જુદી જુદી જાતની રચનાથી સુશોભિત લાગે છે. શિખરના ભાગનો દેખાવ લાકડાના મૂળ મંદિરને મળતો હોય એમ જણાઇ આવે છે. પથ્થરનું મંદિર બંધાવનાર મંત્રી બાહડે અસલના લાકડાના મંદિરની નકલ કરી હશે એમ સ્પષ્ટ રીતે ધ્યાન ખેંચાય છે.

ભોંયતળિયેથી શિખર સુધી બાવન હાથની ઊંચાઇ છે. ૧૨૪૫ કુંભોનાં મંગળચિહ્ન, ૨૧ સિંહોનાં વિજયચિહ્ન શોભી રહ્યાં છે. ચાર દિશાની ચાર યોગિનીઓ અને દશ દિક્પાલોનાં પ્રતીકો એના સંરક્ષક તરીકેનો ખ્યાલ આપી રહ્યાં છે. મંદિરની વિશાળતાનો ખ્યાલ આપતી ગભારાની આસપાસ ૭૨ દેવકુલિકાઓની રચના છે. ચાર ગવાક્ષો એની ભવ્યતામાં વધારો કરે છે. ૩૨ પૂતળીઓ અને ૩૨ તોરણો આ મંદિરને કળામય બનાવે છે. મંદિરને ટેકવી રાખતા કુલે ૭૨ આધારસ્તંભો એની સપ્રમાણ રચનાનું ભાન કરાવી રહ્યા છે. આવી સર્વાંગપૂર્ણ રચના પાછળ પોતાની અનર્ગલ સંપત્તિ લગાડનાર શ્રેષ્ઠી તેજપાલ સોનીએ સં. ૧૬૫૦માં આ મંદિરને 'નંદિવર્ધન' એવું નામ આપ્યું હતું અને કેટલાક ભક્તો એને 'કલ્પવૃક્ષ' જેવું સમજતા હતા.[1]

ગર્ભગૃહના રૌપ્યદ્વારમાં ચાંદીની રમણીય છત્રીમાં વિરાજેલા અસાધારણ કદના આદીશ્વર ભગવાનની અલૌકિક પ્રતિમાનો પ્રભાવ આપણામાં નિર્મળતાની પ્રભાવછાયા પાથરી દે છે. બહારના સંતાપને ભૂલી જઈ જાણે કોઈ દિવ્ય-ભૂમિમાં આવી પડ્યા હોઇએ અને ત્યાંથી ઊઠવાનું મન પણ ન થાય એવો અનુભવ થઈ આવે છે. આવી ચમત્કારી મૂર્તિના મસ્તકે પૂજા કરવા માટે બાજુમાં એક નાની નીસરણી મૂકેલી છે. એ દ્વારા એમની ઊંચાઈનો ખ્યાલ પણ સહજ આવી જાય છે.

વિશાળ રંગમંડપના ગોખલાઓમાં જુદા જુદા તીર્થંકરોની પ્રતિમાઓ છે. મંદિરની બહાર હીરાજડિત કળામય બે દેરીઓ છે. મંદિરને પ્રદક્ષિણા કરતાં ઉત્તર તરફ જમણા હાથ બાજુ એક ગૃહસ્થની મૂર્તિ ઉપર એક પ્રાચીન લેખ નજરે ચડે છે:—

---

૧. "પ્રાચીન જૈન લેખ સંગ્રહ" ભા. ૨, લેખાંકઃ ૧૨

" श्रीजजनागकनिष्ठस्य कपर्दिजनकस्य श्रीवा....श्रे० नारायणस्य मूर्ति [ : ] निवेशिता सिद्ध–वीराभ्यां ॥सं० ११३१ ॥"[1]

—સં. ૧૧૩૧માં કપર્દિ નામે જેના પિતા છે તે જજનાગ અને તેના નાનાભાઈ....નારાયણની આ મૂર્તિ સિદ્ધ અને વીરે સ્થાપન કરી.

મંત્રી બાહડે અહીં ઉદ્ધાર કરાવ્યો એના ૮૨ વર્ષ પહેલાં અને નીચે આપેલા સં. ૧૦૬૪ ના બીજા લેખથી ૧૪૯ વર્ષ પહેલાંના આ બંને લેખો બાહડ પહેલાં આ મંદિર હશે કે કેમ એવી શંકા રાખનારાઓ માટે તો એક વિશિષ્ટ પુરાવારૂપ છે.

ઉપર્યુક્ત લેખથી ૬૭ વર્ષ પુરાણો એટલે વિ. સં. ૧૦૬૪નો બીજો લેખ મુખ્ય મંદિરમાં પેસતાં ડાબા હાથ તરફ બીજે માળ જવાના માર્ગની પાસે ઉત્તરાભિમુખ દેરીની અંદર પ્રાચીન પુંડરીકજીની બેઠક નીચે આ પ્રકારે ઉત્કીર્ણ છે:—

" श्रीमद्युगादिदेवस्य पुंडरीकस्य च क्रमौ । ध्यात्वा शत्रुंजये शुद्ध्यन् सल्लेख्याध्यानसंयमैः ॥
श्रीसंगमसिद्धमुनिर्विद्याधरकुलनभस्तलमृगाङ्कः । दिवसैश्चतुर्भिरधिकं मासमुपोष्याचलितसत्त्वः ॥
वर्षसहस्रे षष्ट्यां चतुरन्वितयाधिके (१०६४) दिवमगच्छत् । सोमदिने आग्रहायणमासे कृष्णाद्वितीयायाम् ॥
अम्मेयकः शुभं तस्य श्रेष्ठिरोधेयकात्मजः । पुंडरीकपदासंगि चैत्यमेतदचीकरत् ॥ चतुर्भिः कलापकं ॥"[2]

"આ લેખથી જણાય છે કે, વિદ્યાધરકુલના મહાન જૈનશ્રમણ શ્રીસંગમસિદ્ધ મુનિએ સંવત્ ૧૦૬૪ ના માર્ગશીર્ષ માસના કૃષ્ણપક્ષની ૨ ને સોમવારે એક મહિનો અને ચાર દિવસના ઉપવાસ પછી સંલેખનાપૂર્વક શત્રુંજય પર્વત પર શ્રીમદ્યુગાદિદેવ અને તેમના પ્રથમ ગણધર પુંડરીકના ચરણોમાં ધ્યાન રાખીને દેહ છોડ્યો. આ સંગમસિદ્ધ મુનિ કદાચ તે જ છે, જેમને 'નિર્વાણકલિકા'કારે ગ્રંથની અંત–પ્રશસ્તિમાં પોતાના દાદાગુરુ બતાવ્યા છે.[3]

શ્વેત સંગમરમર(Marble)ની બનેલી આ પ્રતિમા અનુમાનતઃ ૨॥ ફીટ ઊંચી અને ૧॥ ફૂટ પહોળી છે. એક મોટા અને વિકસિત કમળ ઉપર શ્રીપુંડરીક ગણધર પદ્માસનમાં વિરાજમાન છે. કમલદંડ લાંબો બનાવીને પ્રતિમાની ઉપરના ભાગથી લઈને લગભગ મધ્ય સુધી ગણધરને વિરાજમાન કરેલા છે અને આ કમળદંડના જમણા ભાગમાં સ્થાપનાચાર્યની સામે આચાર્યપ્રતિમા બનાવેલી છે. તેઓ એક હાથમાં પુસ્તક ધારણ કરીને કમલદંડની બીજી બાજુએ બેઠેલા પોતાના બે શિષ્યોને ઉપદેશ આપી રહ્યા છે. સંભવતઃ આ આચાર્ય સંગમસિદ્ધ મુનિ છે. બંને શિષ્યો હાથ જોડીને અંજલિમુદ્રા રાખી ઉપદેશ ગ્રહણ કરી રહ્યા છે. પુંડરીકસ્વામીના મસ્તક ઉપર છત્ર અને છત્રની બાજુમાં એકેક માલાધર દૃષ્ટિગોચર થાય છે. આ પ્રતિમા શિલ્પકલાનું એક અતિમનોહર પ્રતીક છે. શારીરિક સૌંદર્ય અને ગઠન સુંદર છે. કમલદંડ અને પૂર્ણવિકસિત કમલની કોરણી પણ સુંદર છે. શિલ્પશાસ્ત્રની દૃષ્ટિએ આ પ્રતિમા આબુની વિમલવસહિકાના શિલ્પોથી પણ ચઢિયાતી છે. એ વાતનો નિર્દેશ કરવો આવશ્યક છે કે ગણધરપ્રતિમાનું લાંછન જૈન મૂર્તિશાસ્ત્રો ( Iconography )માં કમળ છે."

મંદિર પાસે આવેલો રથયાત્રાનો ચોક આરસજડિત છે. અહીં દાદાની રથયાત્રા કાઢવામાં આવે છે અને એ રથયાત્રાના વરઘોડા માટે રથ, પાલખી, ઐરાવણ હાથી, ગાડી વગેરે ચાંદીની સામગ્રી તેમજ સુવર્ણમેર વસ્તુઓ રાખવામાં આવે છે.

અહીંનાં બીજાં મંદિરો પૈકી સહસકૂટ, સીમંધરસ્વામી, મેરુશિખર, સમેતશિખર, ગણધર પગલાં, પાંચ ભાયાનું, બાજરિયાનું વીશ વિહરમાનનું, અષ્ટાપદનું વગેરે મંદિરો છે તે વિશે નોંધ લેવાની અહીં જગા નથી પરંતુ આ ટૂંક અને બાકીની નવે ટૂંકમાં જે દર્શનીય અને પ્રાચીન મંદિરો છે તેનું વર્ણન કરાશે.

રાયણ પગલાંનું સ્થળ પ્રાચીનતમ છે. ભરતરાજે અહીં મણિમય રત્નની મૂર્તિ સ્થાપન કરેલી પરંતુ આજે તો

૧. આ શિલાલેખની અદ્યાપિ કોઈએ નોંધ લીધી હોય એમ જાણવામાં નથી.

૨. આ લેખની નોંધ કર્યા પછી કાશીથી પ્રગટ થતા "જ્ઞાનોદય" માસિક વર્ષ: ૩, અંકઃ ૩ માં આ લેખ અને એ મૂર્તિ સંબંધે માહિતીપૂર્ણ લેખ શ્રી. ઉમાકાંત પ્રેમાનંદ શાહે લખ્યો છે. તેમાં અને આ લેખમાં નહિવત્ પાઠભેદ છે. એ લેખમાંથી મૂર્તિ સંબંધી વિગત અમે અહીં નોંધી છે. આ લેખનો અનુવાદ "જૈન સત્યપ્રકાશ" વર્ષ : ૧૭, અંક : ૩ માં પૃ. ૫૧ થી ૫૫ માં પણ પ્રગટ થયો છે.

૩. " श्रीविद्याधरवंशभूषणमणिः प्रख्यातनामा भुवि । श्रीसंगमसिंह इत्यधिपतिः श्वेताम्बराणामभूत् ॥ "

મંત્રી કરમાશાહે સં. ૧૫૮૭માં શ્રીઋષભદેવનાં પગલાં પધરાવેલાં તે જ વિદ્યમાન છે. આરસની નકશીદાર દેરીમાં એક સુંદર મૂર્તિ છે અને નીચે ગિરનાર, સમેતશિખર, આબુ વગેરેનાં દૃશ્યો જોવાય છે.

શ્રીઉમાકાંત શાહ નોંધે છે કે, "રાયણપગલાંની બાજુએ એક ઓરડીમાં એક આદિનાથની પ્રતિમા છે, આવી પ્રતિમા ક્વચિત જ જોવામાં આવે છે, તેથી જ નિર્દેશ આવશ્યક છે. આ ઓરડીમાં આવી કળાના ભરતરાજ અને બાહુબલિનાં બે સુંદર શિલ્પો ઉપર સં. ૧૩૯૧ ઉત્કીર્ણ હોવાથી આ પ્રતિમા પણ અંદાજે આ જ સમયની હોઈ શકે છે. પુંડરીક ગણધરની ઉપર બતાવેલી પ્રતિમાની લંબાઈ–પહોળાઈ સાથે મળતી આવતી આ પ્રતિમા પણ આરસની બનેલી છે, વચ્ચે આદિનાથ કાયોત્સર્ગ મુદ્રામાં ઊભા છે અને જમણી બાજુએ નમિ હાથમાં ખડ્ગ અને બીજોરું લઈને ઊભો છે. નમિએ દાઢી રાખેલી છે અને મુકુટ આદિ અલંકાર છે. વિનમિ પણ એવી જ રીતે ડાબી બાજુએ એક હાથમાં ખડ્ગ લઈને ઊભો છે, બીજા હાથમાં ગદા ધારણ કરેલી છે, તે બરાબર સમજમાં નથી આવતું. ત્રણેની આકૃતિઓ પ્રાય: સમાન પ્રમાણ( Size )ની છે, એકેક નાના ચામરધર અને એકેક ભક્ત શ્રીઆદીશ્વરના બંને ચરણોની પાસે બતાવવામાં આવ્યા છે. સામાન્યત: શ્રીઋષભદેવની પ્રતિમા સપરિવાર બીજી પ્રતિમાઓની માફક કાયોત્સર્ગસ્થ અથવા પર્યંકાસન મુદ્રામાં મળે છે, પરંતુ એમના જીવનના આ વિશિષ્ટ પ્રસંગને વ્યક્ત કરનારી અન્ય પ્રતિમા મળવી કઠણ છે. ભરતેશ્વરની પ્રતિમા પણ બહુ ઓછી મળે છે, પરંતુ ઉલ્લિખિત પ્રતિમા તો પોતાના ઢંગની આ એક જ છે."

અંધારિયાનું ચૌમુખજીનું મંદિર સં. ૧૬૨૦માં બંધાયેલું .[૪] તે પછી પુંડરીકગણધરનું મંદિર આવે છે. આ મંદિર મંત્રી કરમાશાહે સં. ૧૫૮૭માં બંધાવ્યું હતું;[૫] આમાં જૈન કથાનકોના ઘટના–પ્રસંગો સુંદર રીતે આલેખાયા છે. નવટૂંકમાં પ્રવેશતાં પહેલાં ખરતરવસહીનાં મંદિરો આવે છે.

૧. શેઠ નરશી કેશવજીએ આ ખરતરવસહી ટૂંકનું મંદિર સં. ૧૯૨૧માં બંધાવી પ્રતિષ્ઠા કરાવી છે. આમાં શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર પ્રાચીન છે. એ પછીનાં કેટલાંક મંદિર ૧૯મી સદીમાં બંધાયેલાં છે.

૨. ચૌમુખજીની ટૂંકમાં ચૌમુખજીનું મંદિર દર્શનીય ને નોંધપાત્ર છે; આખો ચોક ૨૭૦×૧૧૬ ફીટ લાંબો–પહોળો છે. તેમાં આવેલું મૂળમંદિર વિક્રમરાજાએ બંધાવેલું કહેવાય છે. પણ અત્યારનું મંદિર સવા સોમજીએ સં. ૧૬૭૫માં બંધાવ્યું હતું. બે ફીટ ઊંચી ઊભણી ઉપર રહેલું આ મંદિર ૬૭×૫૭ ફીટ લાંબુ–પહોળું છે. આખું મંદિર બે ચોરસ વિભાગમાં વિભક્ત થયેલું છે અને તેની આગળ પૂર્વમાં ચોરસ મંડપ છે. મંડપમાંથી થોડાં પગથિયાં ચડતાં અંદરથી ૩૧ ફીટનો ચોરસ અંતરાળ છે. આ અંતરાળના બાર થાંભલાઓ ઉપર ઘૂમટ બાંધેલો છે. આ થાંભલાઓ એવી રીતે ગોઠવેલા છે કે, ખૂણા ઉપરના ચાર થાંભલાને બાદ કરતાં બાકીના આઠનો અષ્ટકોણ બને છે, જેના ઉપર શિલ્પીઓએ ઘૂમટની રચના કરી છે. આબુના દેલવાડાનાં મંદિરોમાં પણ આવી જ યોજના કરેલી છે. પૂર્વના મુખ્ય દ્વાર ઉપરાંત બાકીની બે દિશાના અંતરાળને મંડપમાં ઉઘડતાં દ્વાર છે અને સામે જ ગર્ભગૃહનું દ્વાર જોવાય છે. આ ગર્ભગૃહમાં આરસપાષાણના સિંહાસન ઉપર થાંભલાઓ છે. ગર્ભગૃહના થાંભલા અને નવચોકીના થાંભલાઓની વચ્ચેનાં અંતરો એક માપનાં છે. ગર્ભગૃહ ઉપર ૯૬ ફીટ ઊંચું વિમાન છે. ગર્ભગૃહમાં પ્રવેશવા માટે એક દ્વાર અંતરાળમાંથી છે અને બાકીની ત્રણે દિશાઓમાં ત્રણ દ્વારો છે, તેને ફરતો ચોક છે

ગર્ભગૃહમાં શુદ્ધ આરસપાષાણનું ૧૨ ચોરસ ફીટનું અને બે ફીટ ઊંચું સિંહાસન છે. સિંહાસન ઉપર જુદી જુદી દિશામાં મુખ રાખીને બેસાડેલી શ્રીઆદીશ્વર ભગવાનની આરસની ચાર મૂર્તિઓ બિરાજમાન છે.[૬] આ કારણે આ મંદિર 'ચતુર્મુખપ્રાસાદ' અથવા 'ચૌમુખજીનું મંદિર' કહેવાય છે. આ મૂર્તિઓ સિંહાસનથી ૧૦–૧૧ ફીટ ઊંચી અને પદ્માસનસ્થ છે. અંતરાળના ગોખલાઓમાં નાની–મોટી અનેક પાષાણની પ્રતિમાઓ બિરાજમાન છે. એક ગોખલામાં શેઠ–શેઠાણીની મૂર્તિઓ પણ છે.

---

૪. "પ્રાચીન જૈન લેખસંગ્રહ" ભા. ૨, લેખાંક : ૪.

૫. એજન: લેખાંક: ૩

૬. એ ચારે મૂર્તિઓ પરના સં. ૧૬૭૫ના લેખો માટે જુઓ: 'પ્રા. જૈ. લે. સં.' ભા. ૨, લેખાંક: ૧૭–૨૦.

રંગમંડપના ૧૨ થાંભલાઓ ઉપર ૨૪ દેવીઓનાં સ્વરૂપો આલેખ્યાં છે. ગભારાના એક ગોખલામાં પદ્માવતીદેવી અને રંગમંડપના એક ખૂણામાં લક્ષ્મીદેવીની મૂર્તિઓ છે.

ઉત્તર તરફના મંડપની પૂર્વ બાજુએ વિમાન ઉપર જવા માટે નિસરણી મૂકી છે. ઉપરનો ભાગ હમણાં જ નવેસર સમરાવ્યો છે. નીચેનું કામ જૂનું અને કળાપૂર્ણ છે. આ મંદિર સ્થાપત્યની દૃષ્ટિએ બધી રીતે સંપૂર્ણ છે. ભવ્યતામાં પણ આ મંદિર અનોખું તરી આવે છે.

'મિરાતે અહમદી'માં જણાવ્યા પ્રમાણે આ મંદિરમાં ૪૮ લાખ રૂપિયાનું ખરચ થયું છે. ૮૪૦૦૦ રૂપિયાનાં તો માત્ર દોરડાં જ લાવવામાં આવેલાં. આ ઉપરથી આ જમાનામાં કેટલો ખર્ચ થાય તેનો અંદાજ પામી જવાય છે.

૩. છીપાવસહીમાં ત્રણ મંદિરો અને ચાર દેરીઓ છે. છીપા ( ભાવસાર ) ભાઈઓએ આ ટૂંક સં. ૧૭૯૧માં બંધાવેલી હોવાથી એ 'છીપાવસહી' નામે ઓળખાય છે.

૪. સાકરવસહી ટૂંક અમદાવાદનિવાસી શેઠ સાકરચંદ પ્રેમચંદે સં. ૧૮૯૩માં બંધાવી છે. મુખ્ય મંદિર શ્રીચિંતામણિ પાર્શ્વનાથની એ સમયે પ્રતિષ્ઠા કરેલી છે. મૂળનાયકનું મોટું સુંદર બિંબ પંચધાતુનું છે. બંને બાજુએ સ્ફટિકના સાથિયા છે અને મંદિરમાં શેઠ–શેઠાણીની મૂર્તિઓ પણ વિદ્યમાન છે.

આ ટૂંકમાં ચૌમુખજીની પાછળની બારીએ આવેલું 'પાંડવોનું મંદિર' અને 'સહસ્રકૂટનું મંદિર' શોભી રહ્યું છે. પાંડવોના મંદિરમાં કેટલુંક સ્થાપત્ય પ્રાચીન સમયનું જોવાય છે. સં. ૧૭૨૧માં શા. દલીચંદ કીકાભાઈએ આનો ઉદ્ધાર કરાવી નવેસર બંધાવ્યું છે. તેમાં પાંચ પાડવોની ઊભી મૂર્તિઓ, બાજૂના ગોખમાં કુંતા માતાની પ્રતિમા અને સામેના ગોખમાં દ્રૌપદીની મૂર્તિ શોભી રહી છે. સહસ્રકૂટનું મંદિર સં. ૧૮૬૦માં સુરતવાળા શેઠ મૂળચંદ મયાભાઈ બાવચંદે બંધાવ્યું છે. તેમાં સહસ્રકૂટની રચનારૂપે ૧૦૨૪ મૂર્તિઓ સ્થાપન કરેલી છે. ચૌદ રાજલોકનો આરસપટ્ટ, સમવસરણ અને સિદ્ધચક્રની રચના પણ કરેલી છે. બહારના ભાગમાં ધનુર્ધારી કેટલીક મૂર્તિઓ છે, તેમાં રામ, લક્ષ્મણ, સીતા, દશરથ, કોશલ્યા, કૈકેયી, ભરત, હનુમાન વગેરેની પ્રાચીન મૂર્તિઓ જોવાય છે.

૫. નંદીશ્વરની ટૂંક અમદાવાદવાસી નગરશેઠ પ્રેમાભાઈનાં ફૂઈ ઉજમફૂઈએ સં. ૧૮૯૩ માં બંધાવી છે. આને 'ઉજમવસહી' પણ કહે છે. મંદિરના કોટમાં કોતરણીવાળી સુંદર પથ્થરની જાળીઓ દિવાલોમાં જડેલી છે. મુખ્ય મંદિર 'નંદીશ્વરદ્વીપ'ના નામે ઓળખાય છે. લગભગ ચોરસ આકારની ગોઠવણમાં આ મંદિર અજોડ છે. બાવન શૃંગવાળા ગિરિ–પર્વતોથી ઓળખાતી દેરીઓની રચનામાં બાવન ચૌમુખજી પધરાવેલા છે. ચોકની વચ્ચે મોટા શિખરવાળું મંદિર અને ચારે દિશામાં નાનાં શિખરોવાળી દેરીઓ છે. આ મંદિરમાં વિમાન નથી પરંતુ ચારે બાજુએ ઘૂમટોથી તે ઢાંકેલું છે.

૬. હીમવસહીની વિશાળ ટૂંક અમદાવાદના નગરશેઠ હીમાભાઈએ સં. ૧૮૮૨માં બંધાવી, સં. ૧૮૮૬ માં તેમાંના મુખ્ય મંદિરની પ્રતિષ્ઠા કરાવી છે. મુખ્યમંડપના ઉપર ત્રણ શિખરો અને ત્રણ ઘૂમટો શોભી રહ્યાં છે.

૭. પ્રેમવસહીની ટૂંક અમદાવાદવાળા મોદી પ્રેમચંદ લવજીએ બંધાવી છે, તેના મુખ્ય મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૮૪૩ માં કરાવી છે.

શ્રીઋષભદેવ ભગવાનનું મુખ્ય મંદિર ઘણું મોટું છે. તેનો દરવાજો પૂર્વ તરફ છે. ઉત્તર અને દક્ષિણ તરફના ઘૂમટ ઉપર ચડવાનો માર્ગ છે. આગળના ઘૂમટના થાંભલા ઉપર દ્વારપાળની આકૃતિઓ ઉપસાવી કાઢી છે. બહારની દિવાલ ઉપર સુંદર શિલ્પો કોતર્યાં છે. મુખ્ય મંડપ અને ચોકની ઉપર નીચા ઘાટના સાદા ઘૂમટો છે. ગભારા ઉપર ત્રણ શિખરો જોવાય છે.

આ ટૂંકમાં આવેલા સહસ્રફણા પાર્શ્વનાથ ભગવાનના બે માળના મંદિરમાં બે સુંદર ગોખલા કરાવેલા છે, તે ખરેખર જાણીની પ્રસિદ્ધ કારીગરીના નમૂનાસમા જોવાય છે. મંદિરની છતમાં સાસુ–વહુની કથા આલેખી છે. તેમાં સાસુને સાપ વીંટાયાનું, પાડોશણને વીંછી ડંખ્યાનું અને વહુને વાંદરો કરડયાનાં ભાવમય આલેખનો સુંદર રીતે બતાવ્યાં છે.

આ ટૂંકમાં જ કુંડ પાસે નીચાણમાં પોણોસો પગથિયાં ઊતરતાં શ્રીઆદિનાથ પ્રભુના મંદિરમાં જવાય છે. ડુંગરમાંથી કોતરી કાઢેલી આદિનાથ પ્રભુની અદ્ભુત વિશાળ પ્રતિમા 'અદબદજી' નામે ઓળખાય છે. લોકવર્ગ એમને 'ભીમ પાંડવ'ની મૂર્તિ તરીકે પણ ઓળખે છે. મૂર્તિ ઉપર લેપ કરાવેલો છે. આ મૂર્તિની ૧૮×૧૪½ ફીટ ઊંચાઈ-પહોળાઈ છે. કોરણીમાં પ્રાચીનતા જોવાય છે. સં. ૧૯૮૬ માં શ્રી ધરમદાસ શેઠે આ મૂર્તિની છેલ્લી પ્રતિષ્ઠા કરાવી છે.

૮. બાલાવસહીની ટૂંકનો ચોક ૧૫૧×૧૦૯ ફીટ લાંબો-પહોળો છે. તેના ખૂણા ઉપર ગોળ શિખરો બનાવેલાં છે. તેમાં બાલાભાઈએ સં. ૧૮૯૩માં શ્રીઋષભદેવ ભગવાનનું મુખ્ય મંદિર બંધાવ્યું છે. મૂળનાયકની મૂર્તિનું પરિકર રમણીય છે. રંગમંડપમાં બીજી મૂર્તિઓ સાથે હાથી ઉપર આરૂઢ નાભિરાયની મૂર્તિ છે. માળ ઉપર ચોમુખજી વગેરેની મૂર્તિઓ છે. ભમતીમાં ચક્રેશ્વરી દેવી અને ગોમુખ યક્ષ વગેરેની મૂર્તિઓ છે. ચોમુખજીના મંદિર જેવી બાંધણી છે. આમાં ફક્ત તફાવત એટલો છે કે ગભારો લાંબો છે ને ઉપર ત્રણ શિખરો છે.

૯. મોતીશાહની ટૂંક ૨૩૧×૨૨૪ ફીટ લાંબી-પહોળી છે. ટૂંકને દિવાલોથી ઘેરી લીધી છે. ચારે બાજુના ખૂણામાં ગોળ શિખરો બાંધેલાં છે. પૂર્વ તરફના દરવાજામાં પેસતાં ભવ્ય ચોકમાં આવેલું મંદિર મોતીશાહ શેઠના પુત્ર શેઠ ખીમચંદભાઈએ સં. ૧૮૯૩ માં પ્રતિષ્ઠિત કર્યું છે. લગભગ ૮૧×૬૭½ ફીટ લાંબા-પહોળા મંદિરમાં પ્રવેશતાં બે દેરીઓમાં ચક્રેશ્વરી દેવી અને ગોમુખ યક્ષની સ્થાપના કરેલી છે. રંગમંડપમાં ત્રણ કમાનોમાંથી આગળની કમાનમાં સુંદર કારીગરીવાળાં તોરણો લગાવ્યાં છે, મૂળગભારામાં મૂળનાયક શ્રીઋષભદેવની મૂર્તિ પ્રતિષ્ઠિત છે.

પુંડરીકસ્વામીનું મંદિર મોતીશાહ શેઠે બંધાવેલું છે. પુંડરીકસ્વામીની મૂર્તિ શત્રુંજય પરની મૂર્તિઓમાં આકર્ષક છે. મંદિરના એક ગોખમાં મરુદેવા માતા આદીશ્વર ભગવાનને ખોળામાં લઈ બેઠાં છે ને સામેના ગોખમાં નાભિરાજાની મૂર્તિ છે.

આ ટૂંકમાં ૧૬ મંદિરો અને ૧૨૩ દેરીઓ છે. ટૂંકની બહાર એક વાવ જેવો કુંડ અને તેને છેડે કુંતાસર દેવીની મૂર્તિ છે.

બધી ટૂંકોમાં મળીને ૧૦૬ મંદિરો અને ૭૩૧ દેરીઓ છે.

શત્રુંજય ગિરિ ઉપર ચડવા માટે જયતળેટી સિવાય બીજા ત્રણ રસ્તાઓ છે. (૧) શેત્રુંજી નદીમાં સ્નાન કરીને તળેટીના રસ્તેથી કલ્યાણવિમળની દેરીના જમણે પડખેથી ૨ માઈલ દૂર 'ભાડી વીરડા પાગ'ના રસ્તે ઠેઠ સુધી ૩ માઈલના ચડાવમાં આદિનાથ ભગવાનની ચરણપાદુકાવાળી દેરી અને ડાબી બાજુએ મોખરની ટેકરી પર દેવકીજીના છ પુત્રોનાં પગલાંની દેરીનાં દર્શન કરીને રામપોળનો દરવાજો આવે છે. (૨) 'રોહીશાળાની પાગ'ના રસ્તે શેત્રુંજી નદી પાસેની ઢાળવાળી જમીનથી રામપોળ સુધી ૪ માઈલનો ચડાવ છે. આ માર્ગે રસ્તામાં જળકુંડ અને નાની દેરીઓ આવે છે. (૩) 'ઘેટી પાગ'ના રસ્તે આદપુર ગામથી પૂર્વ તરફ લગભગ ૨ માઈલના ચડાવ પછી ગિરિરાજનો કિલ્લો આવે છે. આ રસ્તે તળેટીમાં સુંદર પાદુકામંદિર છે. એની ભીંતોમાં સુંદર ચિત્રામણો છે ને ફરતી જાળી છે. મંદિરમાં ચોવીશ તીર્થંકરોની પાદુકાઓ છે. લગભગ અડધે રસ્તે એક દેરી આવે છે, તેમાં ચોવીશ તીર્થંકરની ચરણપાદુકાઓ છે. તેની પાસે કુંડ અને વીસામો છે.

જે યાત્રી જયતળેટીથી ચડીને શત્રુંજયનાં દર્શન કરી, પાગની યાત્રા કરી એ રસ્તે પાછો ફરી જયતળેટીમાં આવે છે તેણે ગિરિરાજની બે યાત્રા કરી એમ મનાય છે.

ગિરિરાજની ત્રણ પ્રદક્ષિણાઓ છે. (૧) દોઢ ગાઉની પ્રદક્ષિણા; જે નવ ટૂંકોના કિલ્લા બહાર રામપોળથી જમણી બાજુએ ફરીને હનુમાનદ્વાર થઈ રામપોળ આવતાં દોઢ ગાઉની પ્રદક્ષિણા ગણાય છે. (૨) ૭ ગાઉની પ્રદક્ષિણા; રામપોળના દરવાજાની જમણી બાજુએથી શરૂ થાય છે, મોખરી ટેકરીની પાસેના માર્ગે અડધો ગાઉ જતાં 'ઉલકાજલ' નામે સ્થળ આવે છે. અહીં એક નાની દેરીમાં આદિનાથ પ્રભુનાં પગલાં છે, તેનાં દર્શન કરી પોણા ગાઉ ઉપર 'ચિલ્લણ તળાવડી' આવે છે. અહીં નાની બે દેરીઓમાં શ્રીઅજિતનાથ ભગવાન અને શાંતિનાથ ભગવાનનાં પગલાં છે. કહેવાય છે કે, સુધર્મસ્વામી ગણધરના શિષ્ય ચિલ્લણ તપસ્વી સંઘ સાથે અહીં આવ્યા હતા. આખોયે સંઘ તરસથી તરફડવા લાગ્યો ત્યારે ચિલ્લણ મુનિએ પોતાની લબ્ધિશક્તિથી અહીં એક તળાવ બનાવી દીધું ને સંઘની રક્ષા કરી

હતી; એ જ આ તળાવ 'ચિલ્લણ તળાવડી' નામે ઓળખાય છે. આની પાસેની એક શિલા 'સિદ્ધશિલા' નામે પ્રસિદ્ધ છે. અહીંથી બે માઇલ દૂર ભાડવાના ડુંગરનું શિખર આવે છે. આ શિખર ઉપર શાંબ અને પ્રદ્યુમ્નકુમાર કેટલાયે મુનિવરો સાથે મોક્ષે ગયા હતા તેમની એક દેરી છે. અહીંથી ચાર માઇલ દૂર સિદ્ધવડ (જૂની તળેટી) આવે છે. અહીં એક દેરીમાં આદિનાથ પ્રભુનાં પગલાં છે. અહીંથી પાલીતાણા ચાર માઇલ દૂર છે ને આ પ્રદક્ષિણા પૂરી થાય છે. (૩) બાર ગાઉની પ્રદક્ષિણા; આ પ્રદક્ષિણા પાલીતાણાથી શરૂ થાય છે. પાલીતાણાથી દક્ષિણ-પૂર્વ તરફ ૭ માઇલ દૂર શેત્રુંજી નદીના જમણા કિનારે ભંડારિયા ગામ આવે છે. અહીં શ્રીમાલી શ્રાવકોનાં ૨૦ ઘર અને એક ઘર-દેરાસર છે. દેરાસરમાં આદિનાથપ્રભુની ત્રણ પ્રતિમાઓ વિરાજમાન છે. ભંડારિયાથી બે માઇલ દૂર 'બોદાનો નેસ' નામે ગામ આવે છે; જેનું પ્રાચીન નામ કદંબપુર છે. ગામમાં દક્ષિણ દિશાએ શ્રીમહાવીરસ્વામી ભગવાનનું બાવન જિનાલયવાળું વિશાળ મંદિર છે. આચાર્ય શ્રીવિજયનેમિસૂરિજીના ઉપદેશથી આ મંદિર સં. ૧૯૮૯ માં બંધાવવામાં આવ્યું છે. અહીં વિશાળ જૈન ધર્મશાળા છે. તેની પાસે કદંબગિરિ નામે પહાડી છે, જે ગિરિરાજનું એક શિખર મનાય છે. આનો ચડાવ લગભગ ૨॥ માઇલનો છે. આ સ્થળે અનેક મુનિવરો મોક્ષે ગયાનું મનાય છે. ઉપર કદંબ ગણધરના નિર્વાણની જગાએ એક દેરીમાં શ્રીઆદિનાથ પ્રભુ અને કદંબ ગણધરનાં પગલાં છે.

બોદાના નેસથી બે માઇલ દૂર ચોક નામે ગામ આવે છે, જે શેત્રુંજી નદી ઉપર વસેલું છે. અહીં શ્રીમાલી શ્રાવકોનાં ૧૦ ઘર, જૈન ધર્મશાળા અને ૧ ઘર-દેરાસર છે. દેરાસરમાં આદિનાથ ભગવાનની નાની પણ સુંદર મૂર્તિ વિરાજમાન છે. અહીં શેત્રુંજી નદીના ઉત્તર તટ પર 'હસ્તગિરિ' નામે નાની પહાડી છે. લગભગ અડધા માઇલનો ચડાવ છે. એના શિખર ઉપર આદિનાથ ભગવાનની દેરીમાં પ્રાચીન સમયની પાદુકાઓ પ્રતિષ્ઠિત છે. કહેવાય છે કે, ભરત ચક્રવર્તીએ હાથીના મરણથી આ સ્થળે 'હસ્તિગિરિ' તીર્થની સ્થાપના કરી હતી અહીંની યાત્રા કરીને ચોક, જાળિયા વગેરે ગામોમાં થઈને પાલીતાણા પાછા ફરતાં બાર ગાઉની યાત્રા પૂરી થઈ મનાય છે.

આ ગિરિરાજની યાત્રાનું ફળ જૈન શાસ્ત્રોમાં વર્ણવાયું છે, તે સંક્ષેપમાં આ ગાથા ઉપરથી સમજમાં આવી જાય એમ છે.

अट्ठावय सम्मए, पावा चंपाइ उज्जिंतनगे य। वंदित्ता पुण्णफलं सयगुणं तंपि पुंडरीए ॥

—અષ્ટાપદ, સંમેતશિખર, પાવાપુરી, ચંપાપુરી અને ગિરનાર આદિ તીર્થોની વંદના કરતાં જે પુણ્યફળ મળે તે કરતાં સોગણું પુણ્ય પુંડરીકગિરિને વંદન કરતાં મળે છે.

આથી જ પ્રત્યેક જૈનના હૃદયમાં આ પવિત્ર ગિરિની યાત્રા કરવાનો ઉલ્લાસ રહ્યા કરે છે.

★

## ૫૯. તળાજા

(કોઠા નંબર : ૧૬૯૭-૧૭૦૦)

પાલીતાણાથી ૧૦ ગાઉ દૂર મોટર કે ગાડારસ્તે અને ભાવનગરથી રેલ્વે રસ્તે ૧૯ ગાઉ દૂર તળાજા સ્ટેશન છે.

તળાજાનું શાસ્ત્રીય ગ્રંથોમાં 'તાલધ્વજગિરિ' નામ મળે છે. એની તળેટીમાં આવેલી શેત્રુંજી નદીના કિનારે ગામ વસેલું છે. અહીં ૬૦ શ્રાવકોનાં ઘર છે, ૨ ઉપાશ્રયો અને બે મજલાની બે વિશાળ જૈનધર્મશાળાઓ મોજુદ છે, તેમાંની એક અજિમગંજનિવાસી બાબુ ધનપતસિંહજીએ સં. ૧૮૭૨માં બંધાવી છે. વળી, જૈન વિદ્યાર્થીઓનું એક છાત્રાલય વગેરે ઉપયોગી સંસ્થાઓ છે.

ગામમાં શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી વિશાળ મંદિર છે. કહે છે કે, આ મંદિરના મૂળનાયક ભગવાનનાં દર્શન ૧॥ ગાઉ દૂર આવેલા સખલાસર ગામના કોળીને એક ખેતરમાં થયાં, ત્યારે અહીંના શ્રાવકોને એની ભાળ મળતાં અહીં જિનાલય બંધાવી એ પ્રાચીન મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી.

ગામથી પહાડનો રસ્તો ૧ ફર્લાંગ દૂર છે અને એનો ચડાવ ૦॥ ગાઉનો છે. આ પહાડની ઊંચાઇ ૩૨૦ ફીટ છે. પહાડ પર ચડવા માટે સુંદર પગથિયાં બાંધેલાં છે. શત્રુંજયની પંચતીર્થીમાં આ પહાડની ગણના છે.

અહીં શ્રીવસ્તુપાલ-તેજપાલે શ્રીઋષભદેવ ભગવાનનું મંદિર બંધાવ્યું હતું એવું પ્રમાણ જૈન ગ્રંથો આપે છે. તે

પછી સં. ૧૩૮૧માં અહીં જૈન મંદિર બંધાયાનો બીજો પુરાવો સાંપડે છે અને ચોદમા સૈકામાં રચાયેલા 'તીર્થમાલા સ્તવન' જેની રચના વિનયપ્રભ ઉપાધ્યાયે કરી છે, તેમાં અહીં બે પ્રાચીન મંદિરો હોવાનું આ પ્રકારે જણાવ્યું છે:—

"તાલજ્જય પાસુ સંતીસરો દિણયરો."

આમાંનું શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર તો આજે અહીં વિદ્યમાન નથી.

થોડાં વર્ષો પહેલાં અહીંની ભૂમિમાંથી એક જૈન મૂર્તિ મળી આવી છે, જેના ઉપર કોતરેલા લેખમાં સં. ૧૪૩૭ની સાલ સ્પષ્ટ વંચાય છે. આ બધા પુરાવાઓ ઉપરથી અહીં પ્રાચીનકાળથી જૈનમંદિરો હતાં અને આજે પણ એની પરંપરાને જાળવી રાખતાં ત્રણ વિશાળ મંદિરો વિદ્યમાન છે.

તાલધ્વજગિરિની બે ટોચવાળી ટેકરી પર ચડતાં સૌથી પહેલાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર જોવાય છે. સં. ૧૯૮૦માં શેઠ દલપતભાઈ મગનભાઈ હસ્તે શેઠાણી લક્ષ્મીબાઈએ આ મંદિરનો આમૂલચૂલ જીર્ણોદ્ધાર કરાવી આબેહૂબ રચના ઊભી કરી છે. આમાં એક ભોંયરુ પણ છે. આ મંદિરરચનાની વિશેષતા એ છે કે, નિસરણીદ્વારા શિખર ઉપર ચડતાં કે નીચે ભોંયરામાં ઊતરતાં ભીંતોમાં રહેલા ગવાક્ષોદ્વારા ગર્ભગૃહ તેમજ ઉપરથી ભોંયરામાં રહેલી અને ભોંયરામાંથી શિખરમાં રહેલી મૂર્તિઓનાં દર્શન કરી શકાય છે. આ રચનાપદ્ધતિ ખરેખર, અનુકરણીય છે. મૂળ ગભારામાં મૂળનાયક ભગવાનની પ્રતિમાનું શિલ્પ તેની પ્રાચીનતા બતાવી રહ્યું છે.

થોડેક દૂર ઉપર ચડતાં શ્રીસુમતિનાથ ભગવાનનું શિખરબંધી પ્રાચીન ભવ્ય મંદિર જોવાય છે એને 'સાચા દેવના દેરાસર' તરીકે પણ લોકો ઓળખે છે. પ્રસિદ્ધિ પ્રમાણે મૂળનાયકની મૂર્તિ સુમતિનાથ ભગવાનની નહિ પણ શ્રીકુંથુનાથ ભગવાનની હોય એમ જણાય છે. એના મૂર્તિવિધાનમાં પ્રાચીનતાનાં લક્ષણો દીસે છે. ભમતીમાં બાવન જિનાલયની દેરીઓ છે, જેમાં ઘણી પ્રાચીન મૂર્તિઓનાં દર્શન થાય છે. એક ખૂણામાં ઘૂમટબંધી ગુરુમંદિર શોભે છે, તેમાં શ્રીગૌતમસ્વામી, શ્રીસુધર્મસ્વામી, શ્રીજંબૂસ્વામી વગેરે ગણધરો, કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ અને શ્રીવૃદ્ધચંદ્ર મહારાજ વગેરે ગુરુઓની ૧૬ મૂર્તિઓ બિરાજમાન છે અને એક મૂર્તિ કુમારપાળ રાજાની પણ છે.

અહીંથી ઊંચે શંકુ આકૃતિવાળા શિખર ઉપર શ્રીચૌમુખજીનું નાનું મંદિર ઘૂમટબંધી છે. તેમાં શ્રીઅભિનંદન, શ્રીઅજિતનાથ, શ્રીસુપાર્શ્વનાથ અને શ્રીમહાવીરસ્વામી ભગવાનની એકેક મૂર્તિની ચતુર્મુખી રચના કરેલી છે. પાસેની બે દેરીઓ પૈકી રાજર્ષિ ભરતરાજ અને બીજીમાં શ્રીબાહુબલીની ચરણ–પાદુકાઓની સ્થાપના છે.

અહીં પહાડ પર પ્રાચીન નાની મોટી ૨૦ ગુફાઓ છે. એ પ્રત્યેક ગુફાની પાસે પાણીવાળાં ટાંકાં વિદ્યમાન છે. સમ્રાટ અશોકના સમયમાં આ ગુફાઓ બની હતી એમ કહેવાય છે. તેમાં એભલવાળા, ચાંપરાજવાળા, રંકો, વાંકો, ધીકવો, સોનવેલી અને ફુલાણી, તેમજ નરસિંહ મહેતા વગેરે નામની ભાવુક સ્મૃતિઓ ગુફાઓમાં જડાયેલી પડી છે.

સં. ૨૦૦૧ ના શ્રાવણ વદિ ૫ ને સોમવાર (તા. ૨૭–૮–૪૫) ના રોજ બાર વાગ્યા પછીથી લઈને સવાર સુધીના અરસામાં આ ટેકરી પર આવેલી છેલ્લી ટૂંક, જે ચોમુખજીની ટૂંક કહેવાય છે, તે મંદિરના દરવાજાનું તાળું તોડી કોઈ ધર્માન્ધ વ્યક્તિએ શ્રીઆદીશ્વર ભગવાનની ચૌમુખની ચારે પ્રતિમાઓને ગાદી ઉપરથી ઉત્થાપન કરી, મંદિરના પગથિયા પાસે ખંડિત કરી ટુકડે ટુકડા કરી નાખ્યાની દુર્ઘટના બની હતી; જેની પાછળ કેટલીક ધર્માન્ધ વ્યક્તિઓનું વ્યવસ્થિત કાવતરુ હોવાનું કહેવાય છે.[1]

★

## ૬૦. મહુવા

(કોઠા નંબર : ૧૭૧૦–૧૧)

મહુવાનું પ્રાચીન નામ મધુમતી. સં. ૧૩૦૬ ની સાલની એક ગ્રંથપ્રશસ્તિમાં આનું નામ મધુમતી નોંધ્યું છે, જ્યારે જામનગરના શ્રીઆદિનાથના દેરાસરની એક ધાતુમૂર્તિ પરના સં. ૧૪૯૧ ના પ્રતિમાલેખમાં આ ગામનું નામ

૧. વિસ્તૃત અહેવાલ માટે જુઓ: "જૈન સત્યપ્રકાશ" વર્ષ : ૧૦, અંક : ૧૨ માં 'તળાજાની દુર્ઘટના' વિષયક લેખ.

મહુવા ઉલ્લેખ્યું છે. સંભવ છે કે આ વચલા ગાળામાં આનું મધુમતીને બદલે મહુવા નામ લોકમાં પ્રચલિત બન્યું હોય.

આ મધુમતીના શેઠ જાવડિ શાહે સં. ૧૦૮ માં શત્રુંજય ગિરિના આદિનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, એવી નોંધ જૈન ગ્રંથોમાંથી મળી આવે છે. પ્રાચીન કાળે આ એક વિશાળ નગરી હતી. શ્રીપાર્શ્વનાથના તીર્થ તરીકે મધુમતીનું નામ જૈન સૂત્રોમાં મળે છે. અહીંના જૈન મંદિરમાં શ્રીમહાવીરસ્વામીની મૂર્તિ છે, તે જીવિતસ્વામીની મૂર્તિ કહેવાતી હોવાથી અને શ્રીશત્રુંજયની પંચતીર્થીનું ગામ હોવાથી મહુવા તીર્થ ગણાય છે, આજે એ પ્રાચીન કાળની સમૃદ્ધિ જોવાતી નથી. અહીં જૈનોનાં ૨૫૦ ઘરો અને ૨ ઉપાશ્રયો છે. બે શિખરબંધી જિનાલયો છે, તે પૈકી શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર નૂતન છે. ભોંયરામાં શ્રીવિજયનેમિસૂરિજીની આરસની ઊભી મૂર્તિ છે.

બીજું શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર પ્રાચીન છે. મૂળનાયકની પ્રતિમા જીવિતસ્વામીની કહેવાય છે. ચૌદમા સૈકાના શ્રીવિનયપ્રભ ઉપાધ્યાયે રચેલી 'તીર્થમાળા'માં આ મંદિરનો ઉલ્લેખ કરેલો છે. આમાં સં. ૧૩૧૩ ની સાલની શ્રીપાર્શ્વનાથની ધાતુપ્રતિમા દર્શનીય છે. શ્રીહીરવિજયસૂરિની આરસ મૂર્તિ એક અને ૩૬ જિનમૂર્તિનો આરસપટ્ટ એક છે.

અહીં જૈન બાલાશ્રમ છે અને હસ્તલિખિત પોથીઓનો ભંડાર પણ છે.

★

## ૬૧. ઘોઘા

( કોઠા નંબર : ૧૭૩૨-૧૭૩૪ )

ભાવનગરથી ૧૪ માઈલ દૂર ઘોઘા નામે ગામ છે. ભાવનગરથી ઠેઠ સુધી પાકી સડક બાંધેલી છે. ઘોઘા ખંભાતની ખાડીના કિનારા ઉપર વસેલું પ્રાચીન સમયનું નામી બંદર છે. એક સમયે આ બંદર પીરમબેટની સ્પર્ધા કરતું ભાવનગર વસ્યું નહોતું તે પહેલાં આ ગામ આબાદીભર્યું વિશાળ નગર લેખાતું. ભાવનગરમાં કે બીજે વસેલા ઘોઘારી વાણિયા આ નગરના વાસીંદા હતા. 'યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલી'થી જણાય છે કે અહીંના શ્રેષ્ઠીઓ પૈકી શા. દેપાલ, સં. કુમર, શા. ખીમડ વગેરે અનેક શ્રાવકો સં. ૧૩૮૧માં પાટણના એક મંદિરના પ્રતિષ્ઠા-મહોત્સવમાં હાજર હતા. આ ઉપરથી એ સમયે અહીંના શ્રેષ્ઠીઓની નામના તે તે ગામના પ્રતિષ્ઠિત સંઘમાં મુખ્ય લેખાતી હશે એમ જણાય છે. 'સોમસૌભાગ્યકાવ્ય'થી જણાય છે કે, અહીંના વસ્તુપતિ નામના ધનાઢ્ય શ્રેષ્ઠી, જેનું બીજું નામ વિરૂપ પણ હતું, તેણે અસંખ્ય યાત્રાઓ અને મહોત્સવો પંદરમા સૈકામાં કર્યા હતા.[1] આજે આ ગામ જીર્ણ થયેલું છે અને પડતી દશામાં છે. છતાં જૈનોની પ્રાચીન જાહોજલાલીનાં પ્રતીકો સમાં ત્રણ વિશાળ જિનમંદિરો બે મોટી ધર્મશાળાઓ અને બે ઉપાશ્રયો મોજુદ છે. ઉપાશ્રયમાં પ્રાચીન હસ્ત- લિખિત પોથીઓનો ભંડાર દર્શનીય છે. અહીંનાં રહેવાસી શેઠાણી હરકોરબાઈનો બંધાવેલો એક વંડો છે. અહીંની ઘસાતી જતી વસ્તીમાં પણ હજી શ્વેતાંબર જૈનોનાં ૭૫ ઘરો હયાત છે.

૧. ગામના મુખ્ય ભાગમાં આવેલી ભજીપોળમાં ઊંચું શિખરબંધી શ્રીનવખંડા પાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે. આ મંદિર કેટલું પ્રાચીન છે એ વિશે જાણી શકાયું નથી પરંતુ સં. ૧૪૩૦માં ખરતરગચ્છાચાર્ય શ્રીજિનેન્દ્રસૂરિની અધ્યક્ષતામાં શ્રેષ્ઠી વીરા અને પૂર્ણે શત્રુંજય અને ગિરનારનો સંઘ કાઢ્યો એ સંબંધી સં. ૧૪૩૧માં ( એટલે એક વર્ષ પછી જ ) શ્રીજિનોદયસૂરિએ મોકલેલા 'વિજ્ઞપ્તિપત્ર'માં ઘોઘાના નવખંડા પાર્શ્વનાથ ભગવાનને વંદન કર્યાનો ઉલ્લેખ આ પ્રકારે મળે છે:—

"घोघावेलाकुलस्थाने महत्तरप्रवेशमहोत्सवपुरस्सरं श्रीनवखंडापार्श्वनाथजिनाधिराजं प्राणमत् ॥"

આ ઉલ્લેખ ઉપરથી આ મંદિર એ પહેલાંનું હોય એમ સિદ્ધ થાય છે. વળી, આ સ્થળ પ્રાચીન તીર્થોમાં ગણાવાયું છે, જે વિશે પંદરમી શતાબ્દીના શ્રીજિનભદ્રસૂરિકૃત 'અષ્ટોત્તર પાર્શ્વનામ સ્તવન' ઉપરથી જણાય છે.

"પાલીતાણઇ પાપહર ઘોઘાપુર નવખંડ"[2]

આ મંદિરની બાંધણી ભવ્ય અને વિશાળ છે. એનો રંગમંડપ વિસ્તારવાળો છે. આ મંદિરમાં જ બીજાં ચાર

---

૧ घोघापुरवास्तव्यो वस्तुपतिः श्रीपतिर्विरूपाह्वः । संख्यातीतान् स्फीतान् सतीर्थयात्रामहानकरोत् ॥ સર્ગ : ૯, શ્લોકઃ ૧૦૦.

૨. "જૈન સત્યપ્રકાશ" વર્ષ: ૧૪, અંકઃ ૨.

દેરાસરોની રચના કરેલી છે. તેથી આ મંદિર દેરાસરોના ઝૂમખાથી એક ટૂંક જેવો દેખાવ આપે છે. મૂળ ગભારામાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની સુંદર પ્રભાવશાળી મૂર્તિ ઉપર નવ આંકાઓ સ્પષ્ટ દેખાય છે અને તેથી આ મૂર્તિ 'નવખંડા પાર્શ્વનાથ ભગવાન'ના નામે ઓળખાય છે. કહે છે કે, આ મૂર્તિ ભાવનગરના પ્રાચીન સ્થળ વડવાના એક કૂવામાંથી નીકળી આવી હતી અને કાળાંતરે ઘોઘામાં લાવવામાં આવી.

આ મંદિરમાં એક સુંદર ધાતુમય પટ્ટ દર્શનીય છે. તેના ઉપર સં. ૧૭૨૦ના આસો સુદિ ૧૩નો લેખ છે, તેમાં શ્રીનવખંડા પાર્શ્વનાથ ભગવાનનો ઉલ્લેખ કર્યો છે.[૩] આ પટ્ટના મધ્યભાગમાં સમવસરણ છે. તેની જમણી બાજુએ શ્રીશત્રુંજય અને આબુ તીર્થ તેમજ ડાબી બાજુએ ગિરનાર, અષ્ટાપદાવતાર અને સમેતશિખર તીર્થની રચના કરેલી છે. ઉપરના ભાગમાં વીશ વિહરમાન જિન અને નીચેના ભાગમાં શ્રીનવપદજી છે. આ તીર્થપટ્ટ ઘસાઈ ગયેલો હોવા છતાં બારીકાઈથી જોતાં બધું સ્પષ્ટ દેખાય છે. દરેક તીર્થરચના ઉપર નામ કોરેલાં છે. બીજી મૂર્તિઓ સાથે સ્ફટિકની બે પ્રતિમાઓ પણ અહીં છે. કહેવાય છે કે, આ ઘોઘાનું, મહુવાનું અને ત્રીજું ઘોલેરાનું મંદિર એક જ શિલ્પીએ બાંધ્યું હતું. એ ત્રણે મંદિરોની બાંધણી પણ એકસરખી છે.

નવખંડા પાર્શ્વનાથ પ્રભુના મંદિરની સન્મુખ (૧) શ્રીનેમિનાથ ભગવાનનું દેરાસર છે. મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાન છે અને બીજી પ્રતિમાઓનો પરિવાર ઘણો છે. આ બધી પ્રતિમાઓ પચીશેક વર્ષ પહેલાં ઘોઘાથી ૧॥ માઈલ દૂર દરિયામાં આવેલા પીરમબેટમાંથી ખડક ખોદાવતાં એક કુંડીમાંથી નીકળી આવી હતી.

**પીરમબેટ :**

આ પીરમબેટ સૌરાષ્ટ્રના પૂર્વ કિનારે આવેલા ઘોઘાથી ૭ ગાઉ દૂર ખડસલિયા નામે ગામના પૂર્વ કિનારે આવેલો છે. પીરમબેટ પ્રાચીન કાળે સમૃદ્ધિશાળી નગર હતું અને તે બેટમાં જૈન દેવાલયો હતાં, પણ આજે એ બેટ ઉજ્જડ બની ગયો છે. એ સ્થળે આજે માત્ર એક દીવાદાંડી બાંધેલી જોવાય છે. લગભગ પચાસ–સાઠ વર્ષો પૂર્વે પીરમબેટની ખાડીમાંથી દરિયાનું પાણી ઓસરી જતાં કોઈ ખારવાએ એક સુંદર પથ્થર જોયો. ઘરકામ માટે ઉપયોગી થશે એવું સમજી એને ઉપાડવા જતાં તેની નીચે એક પથ્થરની કુંડી તેના જોવામાં આવી. એ કુંડીમાં પધરાવેલી ધાતુ અને પાષાણની કેટલીક જિનમૂર્તિઓ તેને હાથ લાગી, તેમાંથી એક–બે પ્રતિમાઓ લઈ તે કોઈ શ્રાવક પાસે ગયો ને બતાવી ત્યારે તેની યોગ્ય કિંમત આપી શ્રાવકે એ ખરીદી લીધી, અને બીજી મૂર્તિઓ હોય તોપણ તેને લાવવા જણાવ્યું. પછી તો ખારવાને લોભ લાગ્યો. છેવટે સરકારને ખબર પડતાં એ મૂર્તિઓ જપ્ત કરવામાં આવી અને અમદાવાદવાસી શેઠ મનસુખભાઈ ભગુભાઈએ કલેક્ટર સાથે પત્રવ્યવહાર કરી મૂર્તિઓ કબજે લઈ ઘોઘાના શ્રીસંઘને સુપ્રત કરી. એમાંની બધી મૂર્તિઓ આ મંદિરમાં અને નવખંડા પાર્શ્વનાથ જિનાલયમાં પણ મૂકેલી છે.

કેટલાકના કથન મુજબ શ્રીનવખંડા પાર્શ્વનાથની મૂર્તિ પણ આવેલી મૂર્તિઓમાંની એક હતી. બીજી મૂર્તિઓ પૈકી એક આશરે અઢી ફીટ ઊંચી અને બે ફીટ પહોળી તેમજ લગભગ એક ફૂટ જાડા શ્વેત કકરા પથ્થરમાં કોતરેલી મૂર્તિ ભોંયરામાં છે. આ મૂર્તિનો જમણો ભાગ ખંડિત છે. પબાસણ નીચે ઘણું કરીને ચૌદમી શતાબ્દીનો લેખ છે, પ્રભુની ઉપર ધાતકી કે પિપ્પલ વૃક્ષ સુંદર રીતે કોરેલું છે.

પીરમબેટમાંથી નીકળેલી ઘણીખરી મૂર્તિઓ ઉપર વિક્રમની ચૌદમી સદીના લેખ કોતરેલા જોવાય છે અને મોટેભાગે શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિઓ છે. પ્રત્યેક પ્રતિમાનું પદ્માસન અને મૂર્તિની રચના ભવ્ય અને આકર્ષક છે.

(૨) ઉપર્યુક્ત શ્રીનેમિનાથ પ્રભુના દેરાસરની જમણી બાજુએ ઉત્તર દિશામાં સમવસરણનું દેરાસર છે. તેમાં ધાતુમય મનોહર સમવસરણ છે ને બીજું પાષાણનું સમવસરણ બાજુએ છે. બંને ઉપર લેખ છે; પણ આરસના સમવસરણનો લેખ ઘસાઈ ગયેલો છે. ધાતુના સમવસરણ ઉપરનો અને બીજા લેખો મુનિ શ્રીધુરંધરવિજયજીએ આ પ્રકારે નોંધ્યા છે.

"स्वस्ति श्रीसंवत् १५११ वर्षे माघ सुदि ५ गुरौ गन्धारमन्दिरे श्रीमहावीरप्रासादे समवसरणं समस्तश्रीसंघेन कारितं ॥"

આ લેખથી જણાય છે કે આ સમવસરણ ગંધારના મહાવીરસ્વામીના મંદિર માટે ત્યાંના શ્રીસંઘે કરાવેલું હતું, જે

૩. જૈન, વર્ષ: ૧૦, અંક: ૯.

કાળક્રમે ગંધારની અવનત સ્થિતિમાં અહીં લાવવામાં આવ્યું હશે. દરિયાવાટે ઘોઘાથી ગંધાર ઘણું નજીક છે અને એક બીજા સ્થળે બંદરી વેપારનો વિનિમય થયા કરતો, એ ઇતિહાસ પ્રસિદ્ધ બીના છે.

આ દેરાસરમાં બે પ્રાચીન ગુરુમૂર્તિઓ છે તેના ઉપર ક્રમશઃ આ પ્રકારે લેખો જોવાય છે:—

"सं० १३५४ वर्षे पोष वदी ५ शनौ श्रीमोढज्ञातीय....चन्द्रसूरीणां मूर्तिः ॥"

ઘસાઈ ગયેલા અક્ષરો અસ્પષ્ટ છે. મુનિ શ્રીધુરંધરવિજયજી કહે છે કે, "બહુ બારીકાઈથી જોતાં श्रीहे એમ હોવાની કલ્પના કરી શકાય છે. એટલે આ મૂર્તિ શ્રીહેમચંદ્રસૂરિની હોવાનો સંભવ છે. મોઢજ્ઞાતીયે ભરાવેલ છે, તે પણ તેમાં વિશેષ સંગત થાય છે."

બીજી મૂર્તિ શ્રીધર્મઘોષસૂરિની છે. આ મૂર્તિની આજુબાજુએ સાધુઓની આકૃતિઓ કોતરેલી છે. તેના ઉપર નામો પણ કોતરેલાં છે. સૂરિમહારાજની આસપાસ શિષ્યવર્ગ કેવી રીતે બેસતો તેનો હૂબહૂ ખ્યાલ આથી આવે છે. આ મૂર્તિ ઉપરનો લેખ આ પ્રકારે છે:—

"....श्रीदेवप्रभसूरिशिष्यश्रीधर्मघोषसूरीणां मूर्तिः । मा० साक्षणभार्या लाठिश्रेयसे पमलया कारिता ॥"

(૩–૪) શ્રીનવખંડા પાર્શ્વનાથ પ્રભુના મંદિરની ડાબી–જમણી બાજુએ બે દેરાસરો છે. એકમાં શ્રીસુવિધિનાથ ભગવાન અને બીજામાં શ્રીશાંતિનાથ ભગવાન છે બંનેમાં બીજી પ્રતિમાઓનો પરિવાર ઘણો છે.

શ્રીસુવિધિનાથ ભગવાનની મૂર્તિ અગાઉ નીચેના ભોંયરામાં હતી, જે વિશે ભોંયરાના એક ગભારામાં ઉત્તર દિશાની દિવાલ પરના એક લેખમાં સ્પષ્ટ ઉલ્લેખ છે:—

"संवत् १७७६ वर्षे फाल्गुन शुदि भ० श्रीविजयक्षमासूरिराज्ये पं. रूपविजय पं भोमभक्तउपदेशात् गोघाबंदिरे मीठा सुंदर शेठाइ मध्ये संघआदेशात् दे० चु० धर्मशी वोरा सखजी सिंगजीकेन देवद्रव्येण भायरं समरापितं भ० श्रीविजयरत्नसूरीश्वरशिष्य श्रीदेवविजयेन संवत् १७८१ का० शुदि १३ दिने भोयरपति श्री ८ श्रीसुविधिनाथ पधरावितं श्रीः ॥"

આ લેખ ઉપરથી બીજી એક ઐતિહાસિક વસ્તુ સ્પષ્ટ થાય છે કે, અહીંના સંઘનો બધો વહીવટ કરતી શેઠ કાળા મીઠાની પેઢી છે તે નામ અહીંના શ્રેષ્ઠી મીઠા સુંદરજીની શેઠાઇ વખતનું છે. તેમના પુત્ર કાળા શેઠ થયા જેમના નામ ઉપરથી આ પેઢી સ્થાપવામાં આવી, એમ સ્પષ્ટ થાય છે. એથી આ પેઢી વિશેની બીજી કલ્પનાઓ દંતકથા ઠરે છે.

આ રીતે મૂળ મંદિર સાથે આ પાંચે મંદિરો એકીસાથે આવેલાં છે, એ ઉપરથી પણ આ મંદિરની વિશાળતાનો ખ્યાલ આવી શકે એમ છે.

શ્રીનેમિનાથ પ્રભુના દેરાસરની બંને બાજુએ લાંબી પરસાલ છે, તેમાં એક ઊંડું અને વિશાળ ભોંયરું છે. એ ભોંયરામાં અગાઉ મૂર્તિઓ સ્થાપન કરેલી હતી એમ ઉપરના લેખથી જણાય છે. આ પરસાલ ઉપરના ભાગમાં બે વિશાળ અને ઊંચા ઘુમ્મટ મનોહર છે. મંદિરોના બહારના ભાગમાં શેઠ કાળા મીઠાની પેઢી છે, નજીકમાં ઉપાશ્રય છે અને કોટના દરવાજા ઉપર નગારખાનું છે.

૨. એ જ ભજીપોળમાં શ્રીચંદ્રપ્રભ પ્રભુનું શિખરબંધી સુંદર મંદિર છે. આ મંદિર સૌથી પ્રાચીન હોવાનું કહેવાય છે. મંદિરની બાંધણી શ્રીકુમારપાલના સમયની હોય એમ જણાય છે. મંદિરની આગળ વિશાળ ચોક છે અને મૂળ-ગભારામાં મૂળનાયક શ્રીચંદ્રપ્રભ ભગવાનની રમણીય મૂર્તિ છે. બાજુના એક ગોખલામાં શ્રીવિજયદેવસૂરિની પાદુકા છે. તેના ઉપર સં. ૧૭૧૯ ના કાર્તિક સુદિ ૧૩ ને સોમવારનો લેખ છે. આ મંદિરમાં પ્રાચીન અવશેષો ઘણાં છે. એ ઉપરથી પણ એની પ્રાચીનતાનો ખ્યાલ બંધાય છે. છતમાં સુંદર ચિત્રકામ કરેલું છે.

૩. ગામની દક્ષિણ બાજુએ જીવાવાલી પોળમાં શિખરબંધી સુંદર અને વિશાળ મંદિર છે. તેમાં મૂળનાયક શ્રીજીરાવલા પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ છે. આ મંદિરમાં સં. ૧૩૫૭ ના લેખવાળી આચાર્ય મહારાજની ભવ્ય મૂર્તિ છે. તેનો આખો લેખ દબાઈ ગયેલો હોવાથી આ મૂર્તિ કયા આચાર્યની છે એ જાણી શકાતું નથી.



# ૬૨. વલભીપુર

(કોઠા નંબર : ૧૭૫૫)

ઘોળા જંકશનથી ૧૦ માઈલ દૂર વળા અથવા વલ્લભીપુર નામે ગામ છે. સૌરાષ્ટ્રના ગિરિનગર, દ્વારકા અને પ્રભાસ જેટલું જ એ પ્રાચીન છે. પ્રાચીન કાળમાં એ વમિલપુર નામે ઓળખાતું હતું.[1] એ પછી એનું નામ વલભીપુર પડયું. ઐતિહાસિક યુગમાં ગિરિનગર પછી વલભી પણ સૌરાષ્ટ્રનું પાટનગર હતું અને વેપારી બંદર તરીકે પણ તેની ખ્યાતિ હતી.

ખાનદેશના વાઘલી ગામમાંથી મૌર્ય રાજા ગોવિંદરાજનો શકસંવત્ ૯૯૧ નો શિલાલેખ મળ્યો છે, તેમાં એ રાજાના લગભગ વીશ પૂર્વજોની વંશાવલી આપેલી છે. એ વંશ સૌરાષ્ટ્રના વલભીપુરમાં હતો. એ સમયે વલભી રાજધાનીનું નગર હતું અને દેવમંદિરોથી શોભાયમાન લાગતું હતું. એ લેખના બીજા શ્લોકમાં આ પ્રકારે વર્ણન કરેલું છે :—

"तस्मिन् देशेऽस्ति रम्या विबुधसुरवराकीर्णदेवालयाढ्या, मौर्याणां राजधानी वलभिरि....म[ण्डनं] मण्डलानाम् ।
यस्मान्निःशेषविद्यासुनिशितमतयो ब्राह्मणा ब्रह्मतुल्याः, पौरा धर्मार्थकामत्रितयफलभुजः सन्ति मौर्यप्रसादात् ॥"

એવી આ સુંદર નગરીનો સં. ૩૭૫ માં ભંગ થયો.[૪] એ પહેલાંનો વલભીપુરનો ઇતિહાસ અંધકારમાં છે. વલભીવંશના રાજાઓના સમયમાં આ નગરી ઉન્નત અવસ્થામાં હોય એમ જણાય છે.

જૈન ગ્રંથોથી જણાય છે કે, એ વંશના ધર્માદિત્યના પુત્ર શિલાદિત્યના સમયમાં 'દ્વાદશારનયચક્રવાલ' (રચના સં. ૪૧૪ લગભગ) કર્તા પ્રકાંડ તાર્કિક વિદ્વાન મલ્લવાદી[૫] જૈનાચાર્ય અને પરંપરાથી માન્ય 'શત્રુંજયમાહાત્મ્ય' (રચના સં. ૪૭૭) ના કર્તા શ્રીધનેશ્વરસૂરિનો શિલાદિત્ય રાજાએ પોતાની રાજસભામાં સત્કાર કર્યો હતો. બંને આચાર્યોએ આ રાજવીને ઉપદેશ આપી જૈનધર્મી બનાવ્યો હતો અને શત્રુંજય તીર્થનો ઉદ્ધાર તેની પાસે કરાવ્યો હતો. એ સમયે અહીં ૮૪ જિનમંદિરો પોતાનો વિજયધ્વજ ફરકાવી રહ્યાં હતાં.[૬]

વીર નિ. સં. ૯૮૦ (વિ. સં. ૫૧૦) લગભગમાં શ્રીદેવર્ધિગણિ ક્ષમાશ્રમણે આ નગરમાં શ્રમણસંઘ એકઠો કરી જૈન આગમોને પુસ્તકારૂઢ કર્યાં હતાં, તેથી આ નગર જૈનવિદ્યાના કેંદ્રસમું બની ગયું હતું.[૭]

એ વંશમાં થયેલા ધ્રુવસેન મહારાજ (વલભી સં. ૨૦૦ થી ૨૩૦, વિ. સં. ૫૭૬ થી ૬૦૬ માં) વલભીમાં રાજા હતો ત્યારે વલભી સં. ૨૦૮ માં તેના યુવરાજનું આણંદપુરમાં મૃત્યુ થયું. આણંદપુર કુમારભુક્તિનું નગર હતું એ સમયે ચોથા કાલકાચાર્ય વલભીમાં ચતુર્માસ માટે સ્થિત હતા. તેમણે રાજાને ઉપદેશ આપી પુત્રશોક મુકાવ્યો અને ઘણાં જિનમંદિરોનો ઉદ્ધાર કરાવી પૂજા વગેરે કરાવ્યાં.[૮]

---

૧. "The Geographical Dictionary of Ancient and mediaeval ndia."—By Nundolal Dey.

૨. 'દશકુમારચરિત' ઉચ્છ્વાસ ૬.

૩. "Indian Antiquary" Book II Page 221-218

૪. "वणसयरी वाससयं तिण्णिसयाइ अइक्कमेऊण । विक्कमकालाऊ तओ वलहिभंगो समुप्पन्नो ॥"—તિત્થોગાલીપયન્નો.

૫. વીર નિર્વાણ સં. ૮૮૪ (વિ. સં. ૪૧૪)માં મલ્લવાદિસૂરિએ બૌદ્ધોને જીત્યા એ સંબંધે 'પ્રભાવકચરિત'ના 'વિજયસિંહ-સૂરિપ્રબંધ'માં આ પ્રકારે ઉલ્લેખ છે:—

"श्रीवीरवत्सरादथ शताष्टके चतुरशीतिसंयुक्ते । जिग्ये स मल्लवादी बौद्धांस्तद्व्यन्तरांश्चापि ॥ ८३ ॥"

૬. "Journal of the Royal Asiatic society." XIII, P. 159.

૭. "वलहिपुरम्मि नयरे देवड्ढिपमुहसयलसंघेहिं । पुत्थे आगम लिहिउ नवसय असीआओ वीराओ ॥"

૮. "જૈન પરંપરાનો ઇતિહાસ"—લે. મુનિ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી) પૃષ્ઠ ૩૮૪.

એ પછી વલભી સં. ૨૩૫ થી ૨૫૦ માં ગુહસેન નામે પ્રતાપી રાજા હતો. 'એના સમયમાં વલભીપુરમાં ઘણાં જૈનમંદિરો હતાં. ઋષભદેવના મંદિરની દેશદેશાંતરમાં એટલી બધી ખ્યાતિ હતી કે અસંખ્ય જૈન યાત્રાળુઓ એ મંદિરના ઋષભદેવની પ્રતિમાના દર્શનાર્થે સતત આવ્યા કરતા હતા. આ મંદિર ૧૮૦ ફીટ લાંબુ અને ૧૦૦ ફીટ પહોળું હતું. ૧૯×૧૦ રંગમંડપોવાળું, સ્ફટિક પાષાણથી બાંધેલું, નકશીકામથી ભરપુર હતું. આ મંદિરમાં શ્રીઋષભદેવ પ્રભુની મૂર્તિ શ્વેત સ્ફટિકની હતી. આ મંદિરના ભૂગર્ભમાં એક વિશાળ પોથીબંધ (ગ્રંથાલય) હતો, જેમાં હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ હતો ને તેનો લાભ સૌ કોઈ લઈ શકે એવી સગવડ રાખી હતી.'[૯]

આ ઉપરથી સમજી શકાય એમ છે કે, આચાર્ય દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વીર નિર્વાણ સં. ૯૮૦ (સં. ૫૧૦)માં વલભીપુરમાં જે શાસ્ત્રો લિપિબદ્ધ કર્યાં, તે ભંડાર વલભીરાજા ગુહસેનના સમયમાં ઉપર્યુક્ત શ્રીઋષભ જિનાલયના ભોંયરામાં અસ્તિત્વ ધરાવતો હોય એ સર્વથા સંભવિત છે.

એ પછી થયેલા શિલાદિત્યના સમયમાં વ. સં. ૨૯૧ (શક સં. ૫૩૧)માં શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે 'વિશેષાવશ્યક ભાષ્ય' નામના આકર ગ્રંથની રચના આ નગરના જૈનમંદિરમાં કરી હતી.[૧૦]

ચીની યાત્રી હુએનત્સાંગ ઇ. સ. ૬૪૦ આસપાસમાં ભારતની યાત્રાએ આવ્યો હતો. તેણે વલભીને જોઈને Fa-la-pi નામથી પોતાની નોંધમાં જણાવ્યું છે કે, "વલભીદેશનો ઘેરાવો ૪૦૦૦ લી (૧૩૦૦ માઈલ) છે, તેની રાજધાનીનું શહેર પાંચ માઈલ કરતાં વધારે છે. ત્યાં સો કરતાં વધારે કરોડપતિ શ્રીમંતો વસે છે. અહીં બૌદ્ધોના એક સો કરતાં વધારે મઠો અને શતાવધાની (૩૬૦) બૌદ્ધ મંદિરો છે. છ હજાર જેટલા બૌદ્ધ ભિક્ષુકો અહીં જોયા."

આ ઉપરથી સમજાય છે કે, સાતમા સૈકામાં આ નગર બૌદ્ધવિદ્યાનું કેંદ્ર બની ગયું હતું. એ સમયે વલભીની જાહોજલાલી મધ્યાહ્ને હતી.

આવા વૈભવપૂર્ણ નગર ઉપર વિ. સં. ૮૨૬માં આરબો ચડી આવ્યા અને ફરીથી એ નગર પોતાની જાહોજલાલી મેળવે ત્યાં તો ગૂર્જરપતિ હમ્મીરે ૮૪૫માં એને ભોંયભેગું કરી નાખ્યું.[૧૧] ફરીથી એ નગર વસ્યું તો ખરું પણ પોતાની પ્રાચીન સમૃદ્ધિ મેળવી શક્યું નહિ.

આ નગરીના ભંગ સમયે અહીંના જૈન મંદિરની પ્રતિમાઓ દેવપત્તન અને શ્રીમાલ નગરમાં લઈ જવામાં આવી.[૧૧] જૈન કુટુંબો સૌરાષ્ટ્ર અને મારવાડના ભિન્નમાલ વગેરે પ્રદેશમાં જઇને વસ્યાં. ત્યાં પણ કેટલીક મૂર્તિઓ તેઓ સાથે લઈ ગયા હતા.

એ પછી આજનું વળા ક્યારે વસ્યું એ જાણવામાં નથી પરંતુ એ એના પ્રાચીન સ્થળથી કંઈ દૂર વસ્યું છે. થોડાં વર્ષો પહેલાં અહીંની પ્રાચીન ધ્વસ્ત ભૂમિનું ખોદકામ કરવામાં આવ્યું હતું, તેમાંથી કેટલીક વસ્તુઓ મળી આવી હતી. કેટલાંક દાનપત્રો અને સિક્કાઓ મળી આવ્યા છે, એ ઉપરથી વલભીવંશનો સમય નિર્ણીત કરવામાં ઘણી મદદ મળે છે. એ દાનપત્રો 'ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો' નામક પુસ્તકમાં સંગ્રહવામાં આવ્યા છે.

અહીં આજે ૫૦૦ શ્રાવકોની વસ્તી છે. ૨ ઉપાશ્રય, ૧ ધર્મશાળા અને એક મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. સં. ૧૯૬૦માં તેની પ્રતિષ્ઠા થઈ છે. આ મંદિરમાં ૬ ગુરુમૂર્તિઓ છે.



---

૯. 'અનંગભદ્રા' નામક નવલકથા–લે. રા. ઠક્કુર.

૧૦. "पंचसता इगतीसा सगणिवकालस्स वट्टमाणस्स । तो चेत्तपुण्णिमाए बुधदिणसातंमि नक्खत्ते ॥ रज्जे णु पालणपरे सी[लाइ]चम्मि णरवरिंदम्मि । वलभीणयरीए इमं मह...मि जिणभवणे ॥"—'ભારતીય વિદ્યા' વર્ષઃ ૩, અંકઃ ૧.

૧૧. "વિવિધતીર્થકલ્પ"માં 'સત્યપુર તીર્થકલ્પ' પંક્તિઃ ૧૫–૨૦.

# ૬૩. ગિરનાર

(કોઠા નંબર : ૧૭૭૦-૧૭૯૪)

સૌરાષ્ટ્રનો આ ગરવો પર્વત આદવકાળથી પ્રસિદ્ધ છે. બાવીશમા તીર્થંકર શ્રીનેમિનાથ ભગવાને દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ; એમ ત્રણ કલ્યાણકોથી આ ભૂમિને પવિત્ર કરી છે. એની સાક્ષી આપતો પવિત્ર સૂત્રપાઠ પ્રત્યેક જૈનના ગળામાં ઘુંટાયેલો ઘણીવાર સંભળાય છે:

"उज्जिंतसेलसिहरे दिक्खा-नाणं निसिहिया जस्स । तं धम्मचक्कवट्टिमरिट्ठनेमिं नमंसामि ॥

પ્રાગૂઈતિહાસકાળની આ ઘટનાઓ સૌરાષ્ટ્ર-ગુજરાતમાં જૈનોની વિદ્યમાનતા અને પ્રબળતાને સૂચવી રહી છે. એ સમયે અહીં નેમિનાથ ભગવાનનું મંદિર હતું, જેનું સમર્થન આપતું એક તામ્રપત્ર પ્રભાસપાટણથી મળી આવ્યાનું જાણવા મળે છે. આ તામ્રપત્રની લિપિ ડો. પ્રાણુનાથ શાસ્ત્રીએ ઊકેલીને આ પ્રમાણે અર્થ કાઢ્યો છે :

"રેવાનગરના રાજ્યના સ્વામી સુ.......જાતિના દેવ નેબુસદનેઝર થયા. તે યદુરાજ (કૃષ્ણ) ના સ્થાને (દ્વારકા) આવ્યા. તેમણે સર્વ.......દેવ નેમિ જે સ્વર્ગ સમાન રેવત પર્વતના દેવ છે, તેમના માટે મંદિર બનાવી સદા માટે અર્પણ કર્યું."

ડો. પ્રાણુનાથે એનું વાચન કરતાં એમ જણાવ્યું છે કે, આ મહારાજા બેબિલોનિયાનો નિવાસી હતો. એ જ્યારે દ્વારકા આવ્યો ત્યારે તેણે એક મંદિર બનાવી રેવત પર્વતના દેવ નેમિ અથવા અરિષ્ટનેમિને અર્પણ કર્યું; જે જૈન તીર્થંકર હતા, તેમના પ્રત્યે નેબુસદનેઝરની ભારે શ્રદ્ધા અને ભક્તિ હતી. એ રાજા રેવાનગરનો સ્વામી હતો એમ પણ તેમાં કહેવામાં આવ્યું છે. આ રાજાનો સમય ઈ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દીનો બતાવવામાં આવ્યો છે.[૧]

આ હકીકત સાચી હોય તો દ્વારકામાં બંધાવેલું આ મંદિર રૈવતગિરિના બંધાયેલા મંદિરના દેવ શ્રીનેમિનાથ પ્રભુને સમર્પણ કર્યું એવો ફલિતાર્થ નીકળે. એટલે ઈ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દીમાં ગિરનાર ઉપર શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર હોવાનું આથી સિદ્ધ થાય છે; પરંતુ પુરાતત્ત્વજ્ઞોએ આવા પ્રાચીન તામ્રપત્રના લેખ તરફ ખાસ ધ્યાન કેમ આપ્યું નથી એ ખરેખર, આશ્ચર્યજનક છે.

એ પછી વિ. સં. પૂર્વે ત્રીજી શતાબ્દી લગભગમાં રચાયેલા 'આચારાંગસૂત્ર-નિર્યુક્તિ'માં ગિરનારને વંદન કર્યાનો પાઠ આ રીતે મળે છે:—

"अट्ठावयमुज्जिंते, गयग्गपए धम्मचक्के या । पासरहावत्तणयं, चमरुप्पायं व वंदामि ॥"

આ પર્વતની 'નેમનાથના પર્વત' નામે પણ પ્રસિદ્ધિ છે. જૈનો શત્રુંજયની પાંચમી ટૂંક તરીકે ગિરનારને ઓળખાવે છે. જેને અશોકનો શાસનલેખ કહેવામાં આવે છે તેને કેટલાક સંશોધકો વસ્તુતઃ સમ્રાટ્ પ્રિયદર્શી સંપ્રતિનો હોવાનું કહે છે.એ રીતે ગિરનારના સ્થાનિક ઇતિહાસનો અંકોડો ઇતિહાસકાળ સાથે જોડાઈ જતાં જૈન કથાશંશોની હકીકતને પણ પ્રામાણિક ઠરાવે એમ છે. છતાં આ હકીકતો તરફ ઇતિહાસવિજ્ઞોએ ધ્યાન દેવાજેવું તો છે જ.

એ પછીના સમયનો ક્ષત્રપકાલીન લેખ અહીંની ચંદ્રગિરિ (બાવાપ્યારાના મઠ) નામની ગુફામાંથી મળી આવ્યો છે, જેના વિશે વિદ્વાનોએ નિર્ભ્રાંત પ્રકાશ પાડ્યો છે, તે લેખ આ પ્રકારે છે:—

"........स्तथा सुरगण[ा] [क्षत्रा]णां प्र[थ]म........चष्टनस्य प्र[पौ]त्रस्य राज्ञः क्ष[त्रप]स्य स्वामिजयदामप(पौ)त्रस्य राज्ञो म[हा]........[चै]त्र शुक्लस्य दिवसे पंचमे ५ इ [ह] गिरिनगरे देवासुरनागय[क्ष]राक्षसे........थपुरमिव........केवलि[ज्ञा]नसं[प्राप्ता]नां जरामरण........॥"[२]

---

૧. "Indian culture" April 1938, P. 515, and 'Times of India' 19th, March 1935, P. 9.
૨. 'The Archaeology of Gujrat'—by H. D. Sankalia.

આ લેખમાં જૈન શાસ્ત્રોના **કેવલિજ્ઞાન** અને **જરામરણ** જેવા પારિભાષિક શબ્દો વપરાયા છે અને તેથી એવું અનુમાન દોરવામાં આવે છે કે, આમાં કોઈ મોટા જ્ઞાની અને સંયમી જૈન મુનિના શરીર–ત્યાગનો ઉલ્લેખ રહ્યો હશે, અને તે અવસરે દેવ, અસુર, નાગ, યક્ષ અને રાક્ષસોએ ઉત્સવ મનાવ્યો હશે.

બીજી એક ગુફા ( નં. K. )માં સ્વસ્તિક, ભદ્રાસન, નંદીપદ, મીનયુગલ અને કળશનાં ચિહ્નો ખોદેલાં જોવાય છે. એવાં જ ચિહ્નો મથુરાના જૈનસ્તૂપના ખોદકામમાંથી પ્રાપ્ત થયેલ આયાગપટ્ટો પર આલેખાયેલાં મળે છે. તેથી આ ગુફાઓ જૈનો સાથે સંબંધ ધરાવે છે, એમાં શંકા નથી. એક સમયે પાશ્ચાત્ય સંશોધકોએ ગુફા માત્ર બૌદ્ધોનાં સ્થળો છે એમ જગજાહેર કરેલું તે આવા પુરાવાઓથી તદ્દન નિરાધાર ઠરે છે.

આ રીતે જોતાં ક્ષત્રપકાલીન લેખોમાં જૈનોની સ્મરણીય ઘટનાનાં સૂચનો પ્રાપ્ત થાય છે. એ પછી કાશ્મીર દેશના બે શ્રેષ્ઠીઓ અજિત અને રત્ન નામના શ્રાવકોએ સં. ૬૦૯ માં આ તીર્થનો ઉદ્ધાર કર્યો હતો, એ વિશે આગળ જણાવવામાં આવશે. તે પછી સં. ૧૨૮૫ માં મહામાત્ય સજ્જન શ્રેષ્ઠીએ અસલના કાષ્ઠ મંદિરના સ્થાને પથ્થરનું મંદિર બંધાવ્યાનો શિલાલેખીય[3] અને ગ્રંથસ્થ સ્પષ્ટ ઉલ્લખો મળે છે. તેરમા સૈકાના મંત્રીશ્વરબંધુઓ શ્રીવસ્તુપાલ અને તેજપાલે આ સ્થળે મંદિરો અને મૂર્તિઓ ભરાવી હતી એવા શિલાલેખો અદ્યાપિ મળે છે. શ્રીતેજપાલ મંત્રીએ ગિરનારની તળેટીમાં 'તેજલપુર' ગામ વસાવ્યાનો ઉલ્લેખ લગભગ તત્કાલીન વર્ણનોમાં કરેલો છે[4] અને તે પછી આ તીર્થમાં શ્રેષ્ઠી ધરણિગ, સલખ, સમરસિંહ, ધુધલ, તેજપાલ, આંબો, પૂનાશાહ, સાજણ, ગોઈઆ, સાલિગ, મેલા, રામસિંહ, ડુંગર, ચીતર, સામલ અને ગાંધી વઈચ વગેરેએ કરાવેલાં ધર્મકાર્યોમાં ફાળો આપ્યાની હકીકત 'તીર્થમાળા'માંથી જાણવા મળે છે

વળી, 'સોમસોભાગ્યકાવ્ય'ના ઉલ્લેખથી જણાય છે કે, ગુંદરએદર–નગરના રહીશ શ્રેષ્ઠી પૂર્ણસિંહ કોઠારી અને તેના ભાઈ બંધુરમને પંદરમા સૈકામાં અહીં એક ઉત્તુંગ જિનપ્રાસાદ રચાવ્યો હતો, જેની પ્રતિષ્ઠા શ્રીજિનકીર્તિસૂરિએ કરી હતી.[6] એ જ કાવ્યમાંથી જાણવા મળે છે કે, એક બીજા ગંધારનગરના રહેવાસી શ્રેષ્ઠી શ્રીશોભા સંઘપતિએ અહીં ચતુર્મુખ જિનપ્રાસાદ કરાવી શ્રીસોમસુંદરસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી.[7]

શ્રીરત્નસિંહસૂરિશિષ્યે રચેલી 'તીર્થમાળા'થી જણાય છે કે, શ્રેષ્ઠી શાણરાજ અને ભુંભવે સોળમી શતાબ્દીમાં અહીં બાવન જિનાલયવાળો 'ઈંદ્રનીલતિલકપ્રાસાદ' કરાવ્યો હતો; જેનું વર્ણન આ પ્રકારે છે:—

> " પુરુષરયણ વ્યવ શાણઈ કીધું, સંઘાહિવ ભૂંભવિં જસ લિદ્ધઉ, બાવન જિણહર સારો;
> ઈંદ્રનીલતિલક પ્રાસાદો. હેમ બલાણાસિઉં અનુવાદો સાદર કરઈ અપારો. ૧૪.

---

૩. આ સંબંધી એક નષ્ટ સંવતનો ઘસાયેલો લેખ મળે છે, તેમાંથી આપણને કરણાયતન ( કર્ણવિહાર ) નામનો ઉલ્લેખ મળે છે, જે શ્રેષ્ઠી સજ્જન મહામાત્યે કરાવેલા ઉદ્ધારનો ખ્યાલ અપાવી રહ્યો છે. તે આ પ્રકારે છે:—
"......राजदेव[ति]विश्वचक्रवर्तिश्रीजयसिंघदेव .. ..विजय......पारकरणायतनपित्‍मि......वातेन......केन उपायेन......यादवकुल-तिलक......तीर्थंकरश्रीनेमिनाथप्रासाद......ठ० कीका च ठ० वाता......सूत्रविक्रममार्तत......॥"

૪. તેજપાલિ ગિરનાર, તેજલપુરૂ નિયનામિ કારિઉ ગઢમઢ પવપવરૂ મનોહરૂ ધરિ આરામિ.'—'રેવંતગિરિરાસુ'

૫. 'પ્રાચીન તીર્થમાળા સંગ્રહ' ભા–૧, પૃ. ૩૩–૩૬ ઉપર 'ગિરનાર તીર્થમાળા' માંથી જણાય છે કે, જૂનાગઢમાં ધરણિગે વીરભવન અને સલખે કેસરીઅવિહાર બંધાવ્યા. ( કડીઃ ૩, પૃ. ૩૩ ); સમરસિંહે તેજલપુરમાં શ્રીપાર્શ્વનાથ ચૈત્ય બંધાવ્યું. (કડીઃ ૪, પૃ. ૩૩); ધુધલે ઋષભજિનેશ્વર મંદિર કરાવ્યું. (કડીઃ ૪, પૃ. ૩૩); તેજપાલે તીર્થનો ઉદ્ધાર કરાવ્યો (કડીઃ ૫, પૃ ૩૪); શાણિગ આંબે પાજ બંધાવી (કડીઃ ૬, પૃ. ૩૪ , શાહ પૂનાએ પહેલી પોળ બંધાવી (કડીઃ ૭, પૃ. ૩૪); સાજણ ( સજ્જન ) શાહે સં. ૧૧૮૪ માં મંદિરનો ઉદ્ધાર કર્યો. ( કડીઃ ૮. પૃ. ૩૪ ); ગોઈઆએ જીરાવલા પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું ( કડીઃ ૧૩, પૃ. ૩૫ ); ઓશવાલ સાલિગે મેલાગરિ ધર્મનાથ, રામસિંહ અને વ્ય૦ ડૂંગરે દેરી કરાવી (કડીઃ ૨૦, પૃ. ૩૬); ચીતરે કંઈ ધર્મકાર્ય કર્યું (કડીઃ ૨૧, પૃ. ૩૬); શાહ શામલે અંબિકાદેવીની સ્થાપના કરી (કડીઃ ૨૨, પૃ. ૩૬) ગાંધી વઈએ ચંદગુફામાં જિનેશ્વર સ્થાપ્યા (કડીઃ ૨૪, પૃ. ૩૬) વગેરે.

૬. 'સોમસૌભાગ્યકાવ્ય' સર્ગ : ૯ શ્લોક : ૮૧–૮૩

૭. એજન : સર્ગ : ૯ શ્લોક : ૮૪–૮૬

સામી વિમલનાથ તિહિં ગાજઈ, નિરૂમલ સોવનમય તનુ છાજઈ, રાજઈ મહિમ નિધાન;
ચિંતામણિ શ્રીપાસ જિણેસર, સુરતરૂ અજિતનાથ તિત્થેસર, બહુ પરિ સોવન વાન. ૧૫.
પીતલમય જિનપ્રતિમા બહુવિધ, સમવસરણિ શ્રીવીર ચતુર્વિધ, પૂજુ પુણ્યનિધાન;
પનર નવોત્તર ફાગુણ આસિઈ, સામી બઈઠા અતિ ઉલ્હાસિઈ, વંદું જાં સસિ ભાણ. ૧૬.

આ 'તીર્થમાળા'માં ઉલ્લેખ કરેલા શ્રીવિમલનાથપ્રાસાદ સંબંધે શાસ્ત્રવિશારદ શ્રીવિજયધર્મસૂરીશ્વરે સંપાદિત કરેલી 'પ્રાચીનતીર્થમાળા'ના 'સંક્ષિપ્તસાર'ના ૫૭મા પૃષ્ઠ ઉપર ગિરનારના એક શિલાલેખનો પુરાવો પણ નોંધ્યો છે:

"संवत् १५२३ वर्षे वैशाष सुदि १३ गुरौ श्रीवृद्धतपापक्षे श्रीगच्छनायकभट्टारकश्रीरत्नसिंहसूरीणां तथा भट्टा. उदयवल्लभसूरीणां [च] उपदेशन । व्य० शाणा सं० भूंभवप्रमुखश्रीसंघेन श्रीविमलनाथपरिकरः कारितः प्रतिष्ठितो गच्छाधीशपूज्यश्रीज्ञानसागरसूरिभिः ॥"

આ શિલાલેખ ગિરનારના કયા મંદિરમાં છે તે તેમણે જણાવ્યું નથી પણ ઉપર્યુક્ત 'તીર્થમાળા'ની હકીકતને આ લેખ પ્રમાણિત કરી રહ્યો છે.

આ મંદિર સિવાય બીજો એક 'લક્ષ્મીતિલક' નામનો પ્રાસાદ સંઘવી નરપાલે બંધાવ્યાની હકીકત "ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ" (પૃ. ૪૦૦)માં આપેલી "શ્રીજયસાગરોપાધ્યાય પ્રશસ્તિ"માંથી આ પ્રકારે મળી આવે છે:—

"संवत् १५११ वर्षे श्रीजिनराजसूरि पट्टालङ्कारे श्रीमज्जिनभद्रसूरि पट्टालङ्कार राज्ये—
श्रीउज्जयंतशिखरे लक्ष्मीतिलकाभिधो वरविहारः । नरपालसंघपतिना यदादि कारयितुमारंभे ॥"

ઉપર્યુક્ત "ગિરનાર તીર્થમાળા"માં પણ એને સમર્થન કરતું આ રીતે વર્ણન આપ્યું છે:—

"થાપી શ્રીતિલકપ્રાસાદિહિં સાહ નરપાલિં પુણ્યપ્રસાદિહિં, સોવનમય શ્રીવીરો,
અષ્ટાપદ સંમેતસિહરસ્યૂં, ઠાવઇ જિણગુંઇ બિહુ જિણહરસ્યૂં, રચના અતિગંભીરો."

ઉપર્યુક્ત વર્ણનવાળાં મંદિરો કયાં એ શોધવા જેવું છે. ખરી રીતે અહીં થયેલા ઉદ્ધારોએ બધાં મંદિરોની એવી કાયાપલટ કરી દીધી છે કે તે શોધવાનું કામ મુશ્કેલ બન્યું છે.

**જુનાગઢ:**

ગિરનાર પર્વતની યાત્રા કરવા પહેલાં જુનાગઢ શહેરનાં મંદિરોનું નિરીક્ષણ અને શહેરના અસ્તિત્વ વિશે પણ ઊડતું અવલોકન કરી લઈએ :

ઇતિહાસજ્ઞોના કથન પ્રમાણે ગિરનારની તળેટીનો પ્રદેશ નંદો કે મૌર્ય ચંદ્રગુપ્તના સમયમાં વસી ચૂક્યો હતો. અને તેને 'ગિરિનગર' નામ આપવામાં આવ્યું હતું. એનું બીજું નામ 'રૈવતકનગર' પણ હતું. મૌર્યોના સમયમાં એની પ્રસિદ્ધિ ખૂબ હતી. એ પછી તો એ સુરાષ્ટ્રની પાટનગરી પણ બની ચૂકી હતી, ચંદ્રગુપ્ત મૌર્યે અહીં 'સુદર્શન તળાવ' બંધાવ્યું હતું, જેનો ઉદ્ધાર મહાક્ષત્રપ રાજા રુદ્રદામાએ ઈ. સ. ૧૫૦ (શક સં. ૭૨)માં અને સમુદ્રગુપ્તના સૂબા ચક્રપાલિતે ઈ. સ. ૪૫૫–૫૬ માં કરાવ્યો હતો; એવી હકીકત અહીંનો શિલાલેખ પૂરી પાડે છે.[૮] આજે આ તળાવનો પત્તો નથી.

શિલાલેખો અને અવાંતર પ્રમાણોથી જણાય છે કે, આ ભૂમિ ઉપર મૌર્ય, ક્ષત્રપ, ગુપ્ત, હૂણ, વલભીના ભટ્ટાર્ક અને વામનસ્થળીના ચૂડાસમા રાજાઓની સત્તા ક્રમશઃ રહી છે. એ પછી આ ભૂમિ સોલંકીઓ અને મુસલમાનોના અધિકાર હેઠળ આવી છે.

ચૂડાસમાનો મૂળ પુરુષ ચંદ્રચૂડ હતો. તેના પૌત્રના પૌત્ર રા' ગ્રાહરિપુએ ઈ. સ. ૯૪૦ થી ૯૮૨ એટલે અણહિલ-

૮. 'મહાક્ષત્રપ રાજા રુદ્રદામા'—શ્રીવિજયેંદ્રસૂરિ.

વાડના સોલંકી મૂળરાજના સમયમાં ઉપરકોટનો કિલ્લો બંધાવ્યો એમ 'દ્વયાશ્રય મહાકાવ્ય'કાર શ્રીહેમચંદ્રસૂરિ કહે છે. વસ્તુત: ગ્રાહરિપુએ પ્રાચીન દુર્ગ સમરાવ્યો હશે કેમકે એ પહેલાં પણ આ નગર 'જીર્ણદુર્ગ' નામે પ્રસિદ્ધ હતું.

ઉપર કોટની નજીકમાં બે વિશાળ જૈન ધર્મશાળાઓ પૈકી એક અમદાવાદનિવાસી શેઠ પ્રેમાભાઈ અને બીજી બાબુવાળી ધર્મશાળા છે.

૧. તેની પાસે શ્રીમહાવીરસ્વામી ભગવાનનું ત્રણ શિખરવાળું મોટું મંદિર બે માળનું છે. નીચે મૂળનાયક શ્રીમહાવીર પ્રભુની સપરિકર મૂર્તિ ભવ્ય અને મનોહર છે. ઉપરના ભાગમાં ચોમુખજી પધરાવેલા છે, તેમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાન છે. ચારે ખૂણાના ગોખલાઓમાં પણ પ્રતિમાઓ છે. ધાતુની ગુરુમૂર્તિઓ અને ચોવીશ જિનનો આરસપટ્ટ વગેરે છે. બહારના ભાગમાં ડાબી બાજુએ શ્રીનેમનાથ ભગવાનની સર્વાંગસુંદર શ્વેતવર્ણી પ્રતિમા બે હાથ ઊંચી બિરાજમાન છે. આ મૂર્તિ સં. ૧૯૭૦ માં અહીંના દવાખાનાનું ખોદકામ કરતાં મળી આવી હતી. એક અંબિકાદેવીની પ્રાચીન ધાતુપ્રતિમા સં. ૧૦૯૨ના લેખવાળી મોજુદ છે. આ હકીકત આપણને અહીંનાં પ્રાચીન જૈનમંદિરો જે ભૂગર્ભમાં પડ્યાં છે તેનો ખ્યાલ આપે છે.

૨. શહેરમાં આવેલા જગમાલના ચોકમાં ગોરજીના ડેલા સામે નાનું પણ શિખરબંધી શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર છે. યતિ શ્રીજેવંત ફૂપજીએ સં. ૧૯૦૧ના મહાસુદિ ૫ ના રોજ બંધાવ્યું છે.

શહેરમાંનાં કેટલાંક પ્રાચીન મંદિરો ભૂગર્ભમાં ભળી ગયાં છે કે ઈતર ધર્મીઓએ હાથ કરી લીધાં છે. સ્થાપત્યની દૃષ્ટિએ એ મંદિરોની શોધ કરવામાં આવે તો એનો વાસ્તવિક ખ્યાલ આવી શકે. પ્રાચીન ગ્રંથોમાં શહેરના મંદિરો સંબંધે વર્ણન મળે છે, એ મુજબ: ચૌદમા સૈકાના 'પ્રભાવકચરિત'કાર ઉલ્લેખે છે કે, શ્રીપાદલિપ્તસૂરિ (વિક્રમની લગભગ બીજી શતાબ્દી)એ ગિરનાર પર્વત નીચે કિલ્લાની પાસે શ્રીનેમિનાથચરિત્રનું વ્યાખ્યાન કર્યું હતું, જે સાંભળી નાગાર્જુને તેમાં વર્ણવ્યા પ્રમાણે ત્યાં દશાર્હમંડપ, ઉગ્રસેનનો મહેલ, અન્ય મકાન, વિવાહમંડપ અને ચોરી આદિ દૃશ્યો કૌતુકાર્થે (કોઈ જૈન મંદિરમાં) બનાવ્યાં હતાં; જે હજી સુધી (એટલે ચૌદમા સૈકા સુધી) ત્યાં જોવામાં આવે છે[૯] વળી, એ જ સમયના 'વિવિધતીર્થકલ્પ'માં જણાવ્યું છે કે, "તેજપાલ મંત્રીએ ગિરનારની તળેટીમાં પોતાના નામથી મોટો કિલ્લો, વાવડી, મંદિર અને બગીચાથી યુક્ત તેજલપુર ગામ વસાવ્યું હતું. ત્યાં 'આસરાજવિહાર' નામનું પિતાના નામે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર કરાવ્યું અને માતાના નામથી 'કુમરસર' સરોવર બનાવ્યું હતું. તેજલપુરની પૂર્વ દિશામાં આવેલા ઉગ્રસેન નામના ગઢમાં શ્રીયુગાદિનાથ પ્રમુખ જિનમંદિરો શોભી રહ્યાં છે. ગઢમાં જમણી બાજુએ ચતુરિકાવેદી, લડુકઉપરિકા, પશુનાટક વગેરે સ્થાનો છે. ઉત્તર દિશામાં વિશાળ સ્તંભોથી શોભતો દશારમંડપ છે."[૧૦] આજે તો એમાંનું કશું નથી. વળી, શ્રીરત્નસિંહસૂરિના શિષ્યે સોળમા સૈકામાં રચેલી 'ગિરનાર તીર્થમાળા'માં આ નગરનાં મંદિરોનું વર્ણન આ પ્રકારે આલેખ્યું છે:—

" પહિલું દીઠઉ જુ ગઢ જૂનુ, સફલ મનોરથ મઝ આજ તુ. જૂનુ પુણ્ય પ્રકાસો;
ગઢ ગરૂઆડિ કહુ કેતી કહીઇ, જોતાં એહની આદિ ન લહીઇ, ધનપતિ લોકનિવાસ.
ઉસવાલહ ધરમિગ થાપી, વસહી વીર ભુવણિ (૧) જસ વ્યાપી, સચરાચરિ જયકારો;
શ્રીશ્રીમાલી સલખઈ લિખીઓ, ચંદ્રિ નામ નિય ભવ ઓળખીઓ રિષુ કેસરીઅ (૨) વિહારો. ૩
તે ઉદ્ધરીઅ સુધિર બઈસારી, તેજલપુરનું પાસ (૩) જુહારી, સમરસિંહ કીઉં કાજ;
સંઘવી ધૂંઘલ દેહરઈ વડુ, મિસહજિણંદ (૪) નમી ચિર નંદુ, હિવ જોઉં ગિરિરાજ." ૪[૧૧]

આ ચારે મંદિરોમાંથી આજે એકે જોવાતું નથી. ગામની પૂર્વ દિશાએ ગિરનારની તળેટી બે માઈલ દૂર છે. બે નાની પહાડીઓની વચ્ચે બાંધેલી સડકે વાઘેશ્વરીના દરવાજેથી બહાર નીકળતાં ગિરનાર ઉપર જવાના માર્ગે, જમણે હાથે સડકના કિનારે એક વિશાળ ખડક છે. તેના ઉપર મૌર્ય પ્રિયદર્શી (સંપ્રતિ) મહારાજાનો, બીજો મહાક્ષત્રપ રુદ્ર-

૯. "પ્રભાવકચરિત"માં શ્રીપાદલિપ્તસૂરિપ્રબંધ.

૧૦. 'વિવિધતીર્થકલ્પ'માં રૈવતગિરિકલ્પ.

૧૧. "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ" પૃ૦ ૩૩.

દામાનો, અને ત્રીજો સ્કંદગુપ્તના સમયનો; એમ ત્રણ મહાન લેખો ઈ. સ. પૂર્વેના ત્રીજા શતકથી લઈને ઇ. સ. ના પાંચમા શતક સુધીના આ એક જ શિલા ઉપર કોતરાયેલા છે.

પ્રિયદર્શી સંપ્રતિરાજે આ ઉન્નત તીર્થભૂમિની છાયામાં આવેલા સુરાષ્ટ્રના ગિરિનગરમાંથી પ્રજાના કલ્યાણ માટે જે સંદેશો પાઠવ્યો તે આજ સુધીયે પ્રજાજીવનના હાડમાં પ્રસરેલો જોવાય છે, એની વિગતમાં ઉતરવાને અહીં અવકાશ નથી.

તળેટીમાં સુરતવાળા શેઠ પ્રેમચંદ રાયચંદે અને સં. ફૂલચંદભાઈએ બંધાવેલી બે ધર્મશાળાઓ છે. અહીં એક શ્વેતાંબર જિનાલય પણ છે. તેમાં ત્રિગડાથી સુશોભિત મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાન વિરાજમાન છે. ધર્મશાળાની પાછળ શ્રીચિદાનંદજી મહારાજના સહયોગી શ્રીપ્રેમચંદજી યોગીનાં પગલાં અને બીજી પાદુકાઓ પણ છે થોડે દૂર ગિરનાર ગિરિ ઉપર ચડવાનો દરવાજો આવે છે. દરવાજાની જમણી બાજુએ શ્રીનેમનાથ ભગવાનની દેરી છે અને તેમાં પાદુકાઓ પધરાવેલી છે. આ દેરી શ્વેતાંબરીય શ્રાવક શ્રીલક્ષ્મીચંદ પ્રાગજીએ બંધાવી છે.

દરવાજાથી પર્વતની પાજનો આરંભ થાય છે. પાજના ડાબા હાથ તરફના એક પથ્થરમાં આવો લેખ જોવાય છે:—

"संवत् १२२२ श्रीश्रीमालज्ञाति(ती)य महं० श्रीराणिगसुत महं० श्रीआंबाकेन पद्या कारिता ॥"

—સં.૦ ૧૨૨૨માં રાણિગના પુત્ર શ્રીમાલજ્ઞાતીય મંત્રી શ્રીઆંબડે પદ્યા પાજ-કરાવી.

સં. ૧૨૪૧માં શ્રીસોમપ્રભાચાર્યે રચેલા 'કુમારપાલ પ્રતિબોધ'માં એ વિશે આ પ્રમાણે વર્ણન કરેલું છે:—

"यां सोपानपरम्परापरिगतां विश्रामभूमियुतां, स्रष्टुं विष्टपसृष्टिपुष्टमहिमा ब्रह्मापि जिह्मायितः ।
मन्दश्रीस्थविरार्भकादिसुगमां निर्वाणमार्गोपमां पद्यामाम्रबचस्पतिर्मतिनिधिर्निर्मापयामास ताम् ॥"

એ જ સમયમાં શ્રેષ્ઠી ધવલે અહીં માર્ગ વચ્ચે એક વાવ કરાવી હતી, એવી વિગત શ્રીવિજયસેનસૂરિએ રચેલા 'રેવંતગિરિરાસુ'માં આ પ્રકારે નોંધી છે, અને તેમાં જ ઉપર્યુક્ત પાજ સંબંધે પણ ઉલ્લેખ કર્યો છે :-

"દુવિહિ ગુર્જરદેસે રિઉરાયવિહંડણુ, કુમરપાલુ ભુપાલુ જિણસાસણમંડણુ;
તેણ સંઠાવિઓ સુરઠદંડાહિવો, અંબઓ સિરે સિરિમાલકુલસંભવો.
પાજ સુવિસાલ તિણિ નઠિય, અંતરે ધવલ પુણુ પરવ ભરાવિય;
ધનુ સ ધવલ ભાઉ જિણિ પાગ પયાસિય, બારવિસોત્તર વરસે જસુ જસિ દિસિ વાસિય."

વળી, ગિરનાર પર ચડવા માટે મંત્રી બાહડે[13] 'શંખલા પદ્યા—સાંકલિઆ પદ્યા' કરાવ્યાનાં પ્રમાણો સાંપડે છે. વસ્તુતઃ સાંકળી ગામથી ચડવાનો એક માર્ગ હતો તેથી એ નામે એ પાજ ઓળખાતી, ત્યાં થઈને કુમારપાલ નરેશ ગિરનાર પર ગયા હતા.

આંબડે કરાવેલી પાજનો સમયે સમયે ઉદ્ધાર થતો રહ્યો છે, એ સંબંધે બીજો લેખ 'હાથી પહાણા' આગળ છે. તેમાં આ પ્રમાણે વંચાય છે:—

"स्वस्ति श्रीसंवत् १६८३ वर्षे कार्तिक वदी ६ सोमे श्रीगिरनारनी पूर्वनी पाजनो उद्धार श्रीदीवना संघे पुरुषानिमित्त श्रीश्रीमालज्ञातीय मानसिंघजी मेघजीने उद्धार कराव्यो ॥"

એ પછી છેવટના ઉદ્ધારમાં ડા. ત્રિભોવનદાસ મોતીચંદના સુપ્રયત્નથી સુંદર પગથિયાં બંધાઇ ચૂક્યાં છે.

---

૧૨. महं बाहडदेवेन सांकलिआलियां पद्यां उपर्यारोपितः ।...नृपस्तु नूतनपद्यामुखे सुखासनेऽधिरोपितः । क्षणेन च तीर्णवान् ॥— 'ચતુરશીતિ પ્રબંધસંગ્રહ' (હસ્તલિખિત)

૧૩. જેતલસરથી સાંકળી, ત્યાંથી થોરડી, ત્યાંથી વડાલ થઈને ૩–૪ માઈલ ગયા પછી સહસાવનને માર્ગે ગિરનાર પર ચડવાનો અસલ રસ્તો મુખ્ય હતો.

ગિરનાર પર્વતની ભવ્યતા જોઈને જ રુવાડાં ખડાં થઈ જાય છે. સમુદ્રની સપાટીથી લગભગ ૩૦૦૦ ફીટ એ ઊંચો છે. તળેટીથી લગભગ ૨ માઈલના ચડાવમાં વચ્ચે સ્થળે સ્થળે પગલાં, પાષાણમાં કોતરેલી આકૃતિઓ, પરબો, વિસામા વગેરે આવે છે.

## ૧. શ્રીનેમિનાથ ભગવાનની ટૂંક:

ગિરનારમાં શત્રુંજય કરતાં જૈનમંદિરોની સંખ્યા ઓછી છે પણ ગિરનારના મંદિરોનું રચનાકૌશલ ચઢિયાતું અને પ્રાચીન સ્થિતિમાં મોજુદ છે. એમાંનું શિલ્પસૌંદર્ય આકર્ષક છે. દરેક મંદિર પોતપોતાનું આગવું વ્યક્તિત્વ દાખવે છે. એકનું બીજા સાથે સામ્ય નથી. મંદિરોનાં શિખરો, ગભારાઓ, તેની જગતી, અંદરનો મૂળગભારો, સભામંડપ, શૃંગારચોકીઓ અને દ્વારમંડપોની સપ્રમાણ અને મનોહારી કળા જોતાં પ્રેક્ષકોનું મન ધરાતું નથી

દૂરથી શ્રીનેમિનાથ ભગવાનની ટૂંકના કોટનો દરવાજો દેખાય છે. દરવાજામાં પેસતાં ચોકીદારોને રહેવાની જગા, ધર્મશાળા, પૂજારીઓને રહેવાની જગા વગેરેના ચોક વટાવી શ્રીનેમિનાથ ભગવાનનો ચોક આવે છે. આખો ચોક ૧૯૦×૧૩૦ ફીટ લાંબો–પહોળો છે. તેમાં મુખ્ય શ્રીનેમિનાથ ભગવાનનું વિશાળ ને ભવ્ય મંદિર છે.

ચૌદમા સૈકાના શ્રીજિનપ્રભસૂરિ ‘વિવિધતીર્થકલ્પ’માં આ મંદિર વિશેની હકીકત નોંધે છે, એનો સાર એ છે કે— કાશ્મીર દેશના શ્રેષ્ઠીઓ અજિત અને નામના રત્ન સંઘવીઓ (સં. ૬૦૯ માં) ગિરનાર પર આવ્યા અને મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનની લેપ્યમયી મૂર્તિને ગળી ગયેલી જોતાં મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી તેમાં બીજી મૂર્તિની સ્થાપના કરી. એ પછીના સમયનો ટૉડ સાહેબને એક લેખ મળ્યો હતો, તેમાં લખ્યું હતું કે—“પં. દેવસેને સંઘની આજ્ઞાથી સં. ૧૧૧૫ ના ચૈત્ર સુદિ ૮ ને રવિવારે દેવોનાં જૂનાં દેરાં કાઢી નવાં બનાવ્યાં” આ સાલ (લગભગ)ના લેખો મંદિરના સ્તંભો ઉપરથી મળી આવે છે. એક થાંભલા ઉપર આ પ્રમાણે લેખ છે:–‘ संवत् १११३ वर्षे जेठ मासे १४ दिने श्रीमन्नेमीश्वरजिनालयः कारितः ॥ ” બીજા થાંભલા ઉપર—“ सवत् ११३५ वर्षे प्रतिष्ठा कारिता ॥ ” અને ત્રીજા સ્તંભમાં સં. ૧૨૭૮માં દેવાલય સમરાવ્યા બાબતનો લેખ છે.[૧૪]

ગ્રંથોના ઉલ્લેખો મુજબ: સં. ૧૧૮૫માં સિદ્ધરાજના મંત્રી સજ્જન શ્રેષ્ઠીએ કાષ્ઠના પુરાણા મંદિરના સ્થાને પથ્થરનું નવું મંદિર કરાવ્યું[૧૫] ને માળવાનિવાસી શેઠ ભાવડે સુવર્ણનું આમલસાર બનાવ્યું. જર્મન વિદુષી ડૉ. ક્રાઉઝે પોતાના એક લેખમાં[૧૬] જણાવે છે કે, “આ નેમનાથ ભગવાનનું મંદિર ઇ. સ. ૧૧મી સદીની શરૂઆતમાં પુરણ નામના ગુજરાતના રાજાએ બંધાવ્યું હતું એમ એક પુરાણા લેખમાં વાંચી શકાય છે.” આમાં જણાવેલ પુરણ નામ કરણના બદલે લિપિદોષથી વંચાયું હોય એમ લાગે છે (દેવનાગરી લિપિમાં क અને पु નું સામ્ય સહજ છે.) વસ્તુત: સજ્જન મંત્રીએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી તેને સિદ્ધરાજના પિતા કર્ણ રાજાના નામથી ‘કર્ણવિહાર’ એવું નામ આપ્યું હતું, જે અગાઉ (ટિપ્પણ : ૩ માં) આપેલા શિલાલેખમાંથી પણ જાણી શકાય છે.

એ પછી મંડલીક નામના રાજાએ શ્રીનેમિનાથ ભગવાનનો પ્રાસાદ હેમ(સુવર્ણ)ના પતરાથી બંધાવ્યો હતો. (સં. ૧૨૭૦ કે ૧૩૧૬ લગભગ) એવો પુરાવો એક શિલાલેખ આપે છે. એ લેખનો આપણને ઉપયોગી નવમો શ્લોક આ પ્રમાણે છે:-

“ वंशेऽस्मिन् यदुनामकाव(म्ब)रपतेरभ्युग्रशौर्यावलेरासाद् राजकुलं गुणौघविपुलं श्रीयादवख्यातिमत् ।
अत्राभून्नृपमण्डलीनतपदः श्रीमण्डलीकः क्रमात्, प्रासादं गुरुहेमपत्रततोभिर्योऽचीकरन्नेमिनः ॥ ”[૧૭]

એ પછી ચૌદમા સૈકામાં સોની સમરસિંહે, સત્તરમા સૈકામાં વર્ધમાન અને પદ્મસિંહ નામના બે ભાઈઓએ

૧૪. ‘ગિરનાર માહાત્મ્ય” લે. દોલતચંદ પુ. બરોડિયા. ઉપોદ્ઘાત પૃ૦ ૨૧.

૧૫. “ઇક્કારસયસહીઉ પંચાસીય વચ્છરિ, નેમિભુવણુ ઉદ્ધરિઉ સાજણિ નરસેહરિ” કડવું-૧,૯. — શ્રીવિજયસેનસૂરિ

૧૬. “જૈન” રૌપ્યમહોત્સવાંક: ‘ગુજરાત કાઠિયાવાડની મારી તીર્થયાત્રા.’ શીર્ષક લેખ.

૧૭. “Antiquities of Kathiawar” અને “જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ” ચિત્ર પરિચય : પૃ. ૧૪૪

અને સં. ૧૯૩૨ માં નરસી કેશવજીએ આ મંદિરના ઉદ્ધારો કરાવ્યાની વિગત જાણવા મળે છે.

મૂળગભારામાં મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનની પંચાવન આંગળની શ્યામવર્ણી લેપ્યમયી રમણીય પ્રતિમા બેઠા ઘાટની વિરાજમાન છે. મંદિરનો રંગમંડપ ૪૪½×૪૧½ ફીટ લાંબો-પહોળો છે. કળામય રંગમંડપના થાંભલાઓ ઉપર જુદા જુદા લેખો જોવાય છે.[૧૮] દરવાજાના જુદા જુદા સ્તંભો ઉપર આ પ્રમાણે ત્રણ લેખો વિદ્યમાન છે:—

(૧) "संवत् १३३३ वर्षे ज्येष्ठ वदि १४ भोम श्रीजिनप्रबोधसूरि—सुगुरूपदेशात् उन्नापुरीवास्तव्येन श्रे० आसपालसुत श्रे० हरिपालेन आत्मनः स्वमातृहरिलायाश्चश्रेयोर्थं श्रीउज्जयंतमहातीर्थे श्रीनेमिनाथदेवस्य नित्यपूजार्थं द्र० २०० शतद्वय प्रदत्तं । अमीषां व्याजेन पुष्पसहस्र २००० द्वयेन प्रतिदिनं पूजा कर्तव्या श्रीदेवकीयआरामवाटिकासत्कपुष्पानि श्रीदेवपंचकुलेन श्रीदेवाय ऊटापनीयानि ॥"

(२) "संवत् १३३५ वर्षे वैशाख सुदि ८ गुरौ श्रीमदुज्जयंतमहातीर्थे देव....च श्रीनेमिनाथपूजार्थं धवलकक—वास्तव्यश्रीमालजातीय संघ. वीझण त....॥"

(३) "संवत् १३३९ ज्येष्ठ सुदि ८ बुधे श्रीउज्जयंतमहातीर्थे श्रयवाणावास्तव्य प्र[ा]ग्वाटज्ञातीयमहं जिसधरसुतमहं पूनमसिंह भार्यागुनसिरिश्रेयार्थं नेचके द्रा. ३०० त्रीणि शतानि नेचके कारितानि दिनं प्रति पुष्क ३०५० ॥"

મંડપની અંદરની ભીંતમાં ત્રણ મૂર્તિઓ એકીસાથે વિરાજમાન છે. નાની છે તે સં. ૧૨૭૫ માં બનાવેલી શ્રીકૂંજરાપદ્રીય(?)ગચ્છના શાંતિસૂરિની છે. બીજી બે મોટી મૂર્તિઓ પૈકી એક કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિની અને બીજી શ્રીકુમારપાલ નરેશની છે. તેમાં બીજી પણ પ્રતિમાઓ છે.

ભમતીમાં ૮૪ દેરીઓ છે. તેમાં ત્રણે વિભાગે ફરાય છે. દેરીઓમાં તીર્થંકર પ્રતિમાઓ, યક્ષ-યક્ષિણીની મૂર્તિઓ, સમેતશિખર, નંદીશ્વરદ્વીપ વગેરેની રચના છે. બહારનો બીજો મંડપ ૩૮×૨૧ ફીટ લાંબો-પહોળો છે. ગોળ ઓટલા ઉપર સં ૧૬૯૪ ના ચૈત્ર વદિ ૨ ના દિવસે ૧૪૫૨ ગણધર મહારાજોનાં પગલાં બે વિભાગમાં વહેંચાયેલાં સ્થાપન કરેલાં છે.

આ મંદિરની મોટી ભમતીમાં એક ભોંયરું છે. તેમાં પેસતાં સામે જ રહનેમિ અને શ્રીનેમીશ્વરની પ્રતિમાઓ છે; તેને જીવિતસ્વામીની પ્રતિમાઓ કહે છે. ભોંયરામાં ડાબી બાજુએ જતાં એક દ્વાર આવે છે. તેમાં એક ઓરડામાં થઈને નીચે ઊતરવાનાં પગથિયાં છે. નીચે સમ્મુખ શ્રીઅમીઝરા પાર્શ્વનાથની મૂર્તિનાં દર્શન થાય છે. આ મૂર્તિની આણીશુદ્ધ નખ વગેરેની શિલ્પકૃતિ જોઈને અને પાછળના ટેકાઓ વગેરે લક્ષણોથી લોકો તેને સંપ્રતિરાજે ભરાવેલી કહે છે. આ પ્રતિમાની કાંતિ, ગંભીરતા અને ઉલ્લાસભર્યું વદન જોઈને તો ઠરી જવાય છે. પથ્થરની આ મૂર્તિમાં એવું લાવણ્ય અને તાદશતા છે કે જાણે સાક્ષાત્ ભગવાનની સામે જ બેઠા હોઈએ એવું અનુભવાય છે. ટૂંકમાં-ખરેખર, શિલ્પીએ આમાં પોતાનો આત્મા રેડી દીધો હોય એમ લાગે છે. આવી મૂર્તિઓ જવલ્લે જ જોવામાં આવે છે.

આ મૂર્તિની ડાબી બાજુએ ગુફામાં શ્રીનેમિનાથ ભગવાનની મૂર્તિ છે. તેના ઉપર સં. ૧૩૫૮ નો લેખ છે, તે લેખથી માલમ પડે છે કે, આની પ્રતિષ્ઠા ખરતરગચ્છીય શ્રીજિનચંદ્રસૂરિએ કરી છે.

શ્રીનેમિનાથ ભગવાનની મોટી ભમતીમાં તીર્થંકર પ્રતિમાઓ અને ૧૮ જોડી પગલાં છે. દક્ષિણ તરફના દ્વારની ડાબી બાજુએ મોટામાં મોટાં શ્રીનેમિનાથ ભગવાનનાં પગલાં છે, એ જ દ્વારની જમણી બાજુએ શ્રીનેમનાથ ભગવાનની અધિષ્ઠાયિકા દેવી અંબિકાદેવીની મૂર્તિ વિરાજમાન છે.

## ૨. જગમાલનું મંદિર :

આ મંદિરની પછવાડે પોરવાડ જગમાલ ગોરધનવાળું દેરાસર પૂર્વદ્વારનું છે. તેમાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાન છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૮૪૮ ના વૈશાખ સુદિ ૬ ને શુક્રવારે શ્રીજિનેન્દ્રસૂરિએ કરેલી છે.

---

૧૮. "ગુજરાતના ઐતિહાસિક લેખો" ભા. ૩, પૃ૪ : ૨૫૭, ૨૫૮

આ ટૂંકમાં થઈને મેલકવસહી, સંગ્રામ સોનીની ટૂંક તથા કુમારપાળની ટૂંકોમાં જવાય છે.

### ૩. મેલકવસહીની ટૂંક :

શ્રીનેમિનાથ ભગવાનની ટૂંકમાંથી ઉત્તર તરફ નીચે ઊતરવાનો એક દરવાજો છે. ત્યાંથી આ ટૂંકોમાં પ્રવેશ કરાય છે. આ ટૂંક સિદ્ધરાજના મહામંત્રી સજ્જન શ્રેષ્ઠીએ બંધાવેલી કહેવાય છે. સિદ્ધરાજે સજ્જનને સોરઠનો દંડનાયક નીમ્યો ત્યારે તેણે સૌરાષ્ટ્રની ત્રણ વર્ષની ઉપજ પાટણના રાજભંડારખાતે ન મોકલતાં અહીંના શ્રીનેમિનાથ ભગવાનના મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં ખરચી નાખી હતી. આથી ક્રુદ્ધ થયેલો સિદ્ધરાજ સજ્જનને શિક્ષા આપવા સૌરાષ્ટ્રમાં આવ્યો તે અગાઉ મંત્રીએ વામનસ્થલી(વંથલી)ના એક શ્રેષ્ઠી પાસેથી જીર્ણોદ્ધારનો તમામ ખર્ચ લેવાનું નક્કી કરી લીધું હતું. તે નાણાં પાટણ પહોંચતાં કરવા માટે સિદ્ધરાજની સમક્ષ આજ્ઞા માગી હતી પરંતુ જ્યારે સિદ્ધરાજે શ્રીનેમિનાથ ભગવાનનો સુંદર પ્રાસાદ જોયો અને તે પણ 'કર્ણવિહાર' નામે પ્રસિદ્ધિ પામતો સાંભળ્યો ત્યારે સિદ્ધરાજના હર્ષનો પાર ન રહ્યો. સિદ્ધરાજે એ નાણાં ન લેતાં તમામ ખર્ચ રાજભંડારખાતે માંડવાનું ફરમાવ્યું. આથી સજ્જને વંથલીમાંથી મેળવેલાં નાણાં દ્વારા આ નવી ટૂંકની રચના કરાવી એવી લોકમાન્યતા છે. કોઈ આને મેલકશાહે બંધાવ્યાનું પણ કહે છે.

આ ટૂંકમાં પેસતાં જ જમણી બાજુએ પાંચ મેરુનું રમણીય મંદિર છે. ચારે દિશામાં ચાર અને વચ્ચે પાંચમા મેરુ પર્વતની રચના છે, દરેકમાં ચૌમુખી પ્રતિમાઓ છે. તેમાં સં. ૧૮૫૯ ના લેખો જોવાય છે. ડાબી બાજુએ શ્રીઆદિનાથ ભગવાનની વિશાળકાય પ્રતિમા છે, જેને 'અદબદજી' કહે છે. આ મૂર્તિમાં વૃષભનું સ્પષ્ટ લાંછન જોવાય છે. ખભા ઉપર અને બાજુએ કાઉસગ્ગિયા પ્રતિમાઓ છે.

મુખ્ય મંદિરમાં મૂળનાયક શ્રીસહસ્રફણા પાર્શ્વનાથની શ્વેતકાય ભવ્ય પ્રતિમા છે. સં. ૧૮૫૯ માં શ્રીવિજયજિનેન્દ્ર-સૂરિએ તેની પ્રતિષ્ઠા કરેલી છે. આ મંદિરમાં બે મંડપો છે. મંડપોના ઘૂમટોમાં આલેખેલી આકૃતિઓ, નૃત્યપૂતળીઓ, મંડપના છજાંઓની કોરણી વગેરે દર્શનીય છે. દક્ષિણ તરફની ભમતીમાં આવેલા કોરણીવાળા દેરાસરમાં અષ્ટાપદ ગિરિની રચના છે, તેમાં ૨૪ પ્રતિમાઓ પધરાવેલી છે ને ઉત્તર તરફની ભમતીમાં શ્રીચૌમુખજી પ્રતિષ્ઠિત કરેલા છે. આમાંની કેટલીક દેરીઓમાં દેલવાડાના વિમલવસહી અને લૂણવસહીના સ્થાપત્યને મળતાં શિલ્પો કંડારેલાં જોવાય છે.

### ૪. સંગ્રામ સોનીની ટૂંક:

મેલકવસહીમાંથી બહાર નીકળી ઉત્તર તરફ જતાં 'સંગ્રામ સોની'[૧૯] ના નામે ઓળખાતી ટૂંક આવે છે; પરંતુ પ્રાચીન ગ્રંથોમાંથી સંગ્રામ સોનીએ ગિરનાર પર ટૂંક બંધાવ્યા સંબંધે ઉલ્લેખો જડતા નથી. પ્રત્યુત શ્રીહેમહંસ ગણિએ (વિ. સં. ૧૫૦૨ થી સં. ૧૫૧૭ વચ્ચે) રચેલી 'ગિરનાર ચૈત્ર પ્રવાડી'માં[૨૦] આ ટૂંકના ઉદ્ધારક તરીકે ઓશવાલ સોની સમરસિંહ અને માલદેવનો આ પ્રકારે ઉલ્લેખ કર્યો છે:—

"સમરસિંહ–માલદેવ તણઉ ઉદ્ધાર નિહાલઉ, મંડપિ મંડિઅ અતિવિસાલ ચઉવીસ જિણાલઉ. ૬
ધન ધન સોની સમરસિંહ આણંદે કરાવિઅ, જેહિં કલ્યાણત્રયવિહાર ઉદ્ધાર કરાવિઅ;
ચિહું દિસિ ત્રિહું ભૂમીહિં મૂળનાયક તિહાં ચ્યાર, કાસગ્ગિ રહિઆ પ્રથમ ભૂમિ સિરિ નેમિકુમાર;
ચડતાં જસુ ચાતલિ અંજલિઇં સવે ટલંતા રોગ, સેવઉ સ્વામી પૂરવઈ નિરમાલડી અનુદિન ભોગ સંયોગ. ૨૫

---

૧૯. સંગ્રામસિંહ સોની ગુજરાતના વઢિયાર ખંડના લોલાડા ગામથી સપરિવાર માંડવગઢ જઈ વસ્યા હતા. ત્યાં વેપારાદિથી સંપત્તિ મેળવી તેમની કુશળતાની કીર્તિ સાંભળી ગયાસુદ્દીન બાદશાહના મંત્રીપદે નિમાયા. બાદશાહે તેમના કાર્યથી પ્રસન્ન થઈને તેમને 'નગદલમલિક'ની પદવીથી નવાજ્યા હતા. તેમની ધર્મશ્રદ્ધા અપૂર્વ હતી. 'ભગવતીસૂત્ર'ના વ્યાખ્યાનમાં 'ગોયમા' શબ્દ આવતાં એકેક સોનૈયો મૂકતાં કુલ ૩૬૦૦૦ સોનૈયા અને બીજા મળીને એક લાખ સોનવા જ્ઞાનખાતામાં આપી 'કલ્પસૂત્ર' અને 'કાલકસૂરિકથા'ની સુવર્ણ તેમજ રૌપ્યાક્ષરી સચિત્ર પ્રતિઓ સં. ૧૪૫૧માં લખાવી હતી અને પાટણ, રાજનગર, ખંભાત, ભરૂચ વગેરે સ્થળે મોટા જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા. તેમણે માંડવગઢ, મક્ષી, બેઈ, મંદસોર, બ્રહ્મમંડળ, સામલિયા, ધાર, નગર, ખેડી, ચંદ્રાઉલી પ્રમુખ નગરોમાં મળીને ૧૭ જિનપ્રાસાદો બંધાવી શ્રીસોમસુંદરસૂરિના હાથે પ્રતિષ્ઠિત કરાવ્યા હતા. ૫૧ જિનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેઓ સ્વયં વિદ્વાન પણ હતા, એ તેમણે સં. ૧૫૦૨માં રચેલા 'બુદ્ધિસાગર' નામના ગ્રંથથી પ્રતીત થાય છે. વળી, તેમના વિશુદ્ધ શીલથી વંધ્ય આમ્રવૃક્ષ ફળ્યાની હકીકત પણ જાણવા મળે છે.

૨૦. "પુરાતત્ત્વ" ત્રૈમાસિક, વર્ષ: ૧, અંક: ૩, પૃષ્ઠ: ૨૯૨.

> કિરપ-નાણુ-નિવ્વાણુ તિહાં સિરિ સોહઇ છત્ત, જીરણુ પ્રતિમા વામ પાસ ફુરિ તાસુ સનાગ;
> મંડળ સયલ વિસાલ મેઘમંડપ રૂલિઆલઉ, ત્રિહું દિસી ભદ્દતણા પ્ર(પ્રા)સાદ બાવન જિણાલઈ;
> ઓસવંસિ શ્રીસમરસી માલદેવિ મનરંગિ, સંવત ચઉદ ચુરાણુવઇ (૧૪૯૪) નિરમાલડીએ ઉદ્ધરીઉ ઉત્તુંગ " ૨૬

વળી, ભાવહર્ષના શિષ્ય રંગસારકૃત "ગિરનારગિરિ ચૈત્યપરિપાટી" (શ્રીઅગરચંદજી નાહટાના સંગ્રહમાંની સં. ૧૭૨૪ માં લખાયેલી અપ્રસિદ્ધ-હસ્તલિખિત પ્રતિ)માં પણ ઉપર્યુક્ત કથનને પુષ્ટિ આપતાં જણાવ્યું છેઃ—

> "ધન ધન સોનીવંશ પ્રભાવક, સમરસિંઘ માલદે શ્રાવક જિણુ કરીય ઉદ્ધાર. ૧૬
> ત્રિહું ભૂમીપતિ જિણહર બાર, કાઉસગ્ગિ રહિયા નેમિકુમાર પઢમ ભૂમિ પેખેવિ. ૧૭
> સંવત ચઉદ ચઉરાણુ (૧૪૯૪) વચ્છરિ, ઊધરિયઉ જિણભવણુ મનોહર ભૂધર જેમ ઉત્તુંગ." ૧૮

આ ઉપરથી જણાય છે કે, ઓશવંશી સોની સમરસિંહ-માલદેવ નામના વ્યવહારી-વણિકોએ સં. ૧૪૯૪ (એટલે ઉપર્યુક્ત શ્રી. હેમહંસ કવિના સમસામયિક) કલ્યાણત્રય વિહારનો ઉદ્ધાર કરાવ્યો હતો. ચારે બાજુ ત્રણ ભૂમિ, અને વિશાળ મેઘમંડપ રળિયામણો છે. બીજાં ત્રણ મંદિરો ભદ્ર જાતનાં[૨૧] હતાં ને બાવન જિનાલય હતું; જે આ સમરસિંહે કરાવ્યું હતું. વસ્તુતઃ સમરસિંહ ને સંગ્રામ સોનીના નામની સેળભેળ થઈ જવાથી સમરસિંહને બદલે સંગ્રામ સોની એવી પ્રસિદ્ધિ થઈ ગયેલી હોય એમ લાગે છે. અત્યારે જે મંદિર સંગ્રામ સોનીનું કહેવામાં આવે છે તેનું વર્ણન આને મળતું આવે છે. આ ટૂંકનું મંદિર પ્રાચીન છે. મુખ્ય મંદિર બે માળનું છે અને અહીંનાં બધાં મંદિરોમાં વધુ ઊંચું છે. વિશાળ મૂળગભારામાં મૂળનાયક શ્રીસહસ્રફણા પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ જીર્ણોદ્ધાર સમયની છે. સં. ૧૮૫૯માં શ્રીજિનેન્દ્રસૂરિએ આની પ્રતિષ્ઠા કરી છે. રંગમંડપની રચના વિશાળ અને રમણીય છે. ઉપરની બાજુએ બેઠક છે. ભમતીમાં ત્રણ દેરાસરો છે. દક્ષિણ દિશાની દેરીમાં શ્રીઅજિતનાથ ભગવાન, પશ્ચિમ દિશાની દેરીમાં શ્રીઆદિનાથ ભગવાન, અને ઉત્તર દિશાની દેરીમાં અજિતનાથ ભગવાનનું બિંબ છે. ભમતીમાં કુંડ બનેલો છે; શેઠ પ્રેમાભાઈ હેમાભાઈએ સં. ૧૮૪૩ લગભગમાં આ ટૂંકને સમરાવી છે.

### ૫. કુમારપાલની ટૂંક :

સંગ્રામ સોની (સમરસિંહ સોની)ની ટૂંકથી આગળ જતાં કુમારપાલ મહારાજાની ટૂંક આવે છે. ગુજરાતનો ઈતિહાસ જાણનારાને શ્રીહેમચંદ્રસૂરિના અનન્ય ભક્ત પરમાર્હત કુમારપાલ નરેશની જીવનકથા અજાણી નથી. તેમણે આ મંદિર તેરમા સૈકામાં બંધાવ્યું છે.

વિશાળ મંદિરને ફરતો ચોક છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીઅભિનંદનસ્વામીની શ્યામવર્ણી ભવ્ય પ્રતિમા બિરાજમાન છે. તેના ઉપર સં. ૧૮૭૫ નો લેખ છે. આમાં આવેલો ચોવીશ થાંભલાવાળો મંડપ હવે તો રંગીન કાચથી મઢી લેવામાં આવ્યો છે. કુમારપાલના સમયનું જૂનું કામ અનેક વખતના જીર્ણોદ્ધારથી નષ્ટપ્રાયઃ થઈ ગયું છે. કોચીનવાળા શેઠ જીવરાજ ધનજીએ આનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે.

ઉપર્યુક્ત ચારે સોધશિખરી દેવપ્રાસાદો એક જ કોટમાં આવેલાં છે.

કુમારપાલની ટૂંકમાં ઉત્તર અને દક્ષિણ તરફ બે દ્વારો મૂકેલાં છે, તેમાંથી પાર્વતીય પ્રદેશમાં આવેલા શ્રીચંદ્રપ્રભુના નાના મંદિર તરફ અને ભીમકુંડ તરફ જવાય છે. મનોરમ મંદિરની પાછળ ગજપદકુંડ (હાથી પગલાંનો કુંડ) છે. ત્યાં એક થાંભલા ઉપર જિનપ્રતિમાઓ કોરેલી છે. બીજો નવો કુંડ પણ ગજપદકુંડ કહેવાય છે.

કુમારપાલના મંદિરથી ડાબી બાજુએ ઘણો વિશાળ ભીમકુંડ નજરે પડે છે. અહીં ઘણાં પ્રાચીન અવશેષો પડેલાં મળી આવે છે. એક તરફની ભીંતમાં એક પાષાણમાં પ્રતિમાઓ કોતરેલી જોવાય છે અને નીચે હાથ જોડીને ઊભી રહેલી શ્રાવક-શ્રાવિકાઓની આકૃતિઓ પણ છે.

---

૨૧. ચાર દ્વારવાળાં મંદિરોને ફરતાં મુખ્ય દરવાજા સિવાય બાકીના ત્રણ દરવાજાઓની સમ્મુખ બીજાં ત્રણ મંદિરો હોય છે તેને 'ભદ્રપ્રાસાદ' કહેવામાં આવે છે.

### ૬. માનસિંહ ભોજરાજની ટૂંક:

શ્રીનેમિનાથ ભગવાનના કોટમાં પ્રવેશ્યા પછી જમણી બાજુએ એક મંદિર છે. કચ્છ—માંડવીના વીશા ઓશવાલ માનસિંહ ભોજરાજે સં. ૧૯૦૧ લગભગમાં આ મંદિર બંધાવ્યું છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીસંભવનાથ ભગવાન છે. રંગમંડપ વિશાળ છે. મંદિરના ચોકમાં એક સુંદર કુંડ બનેલો છે.

### ૭. વસ્તુપાલ–તેજપાલ અને ગુમાસ્તાની ટૂંક:

મુખ્ય માર્ગે આગળ જતાં જમણી તરફ આ ટૂંક આવે છે. શ્રીવસ્તુપાલ તેજપાલે આ મંદિરો બંધાવ્યાં એમ એ મંદિરમાંથી મળી આવતા સં. ૧૨૮૮ ના મોટા ૬ શિલાલેખોથી જણાય છે.[૨૨]

રાજુલવેજુલની ગુફાઓ જતાં પહાડ ઉપર સં. ૧૨૮૯નો લેખ છે. તેમાંનો નીચે જણાવેલો શ્લોક ગિરનારના રસ્તામાં ત્રણેક સ્થળે કોતરેલો નજરે પડે છે:—

" वस्तुपालविहारेण हारेणेवोज्जवलश्रिया । उपकण्ठस्थितेनायं शैलराजो विराजते ॥ "

મહામાત્ય વસ્તુપાલ–તેજપાલ નામે બંધુબેલડી તેરમી સદીમાં ગુજરાતના ઇતિહાસમાં નામાંકિત વ્યક્તિઓ હતી. તેઓ કાબેલ રાજનીતિજ્ઞ હોવા છતાં પુણ્ય કાર્યોમાં તેમણે પોતાની અઢળક લક્ષ્મી વાપરી છે. આબુ, શત્રુંજય, ગિરનાર વગેરે સ્થળમાં રચેલાં મંદિરો એમનો કીર્તિકલાપ વિસ્તારી રહ્યાં છે. ગિરનાર પરનાં મંદિરો વિશે રા. ગજાનન પાઠક કહે છે: "પ્લાનની વ્યવસ્થામાં મને આ (મંદિરો) સર્વ કોઈ કરતાં સારાં લાગે છે. મુખ્ય મંડપની ત્રણ બાજુ પર વિમાનો ગોઠવેલાં છે અને તેને ફરતો ઓટલો છે. Semmetry સમમાન-વથી આ મંદિરો ઘણાં ભવ્ય લાગે છે."

ઉપર્યુક્ત ૭ શિલાલેખો પૈકી એકનો સાર આ છે:—

"સં. ૧૨૮૮ ના ફાગણ સુદિ ૧૦ ને બુધવારે મહામાત્ય વસ્તુપાલે પોતાના કલ્યાણ માટે, જેની પાછળ કપર્દી યક્ષનું મંદિર છે એવું 'શત્રુંજયાવતાર' નામનું આદિનાથનું મંદિર, તેના અગ્રભાગમાં ડાબી બાજુએ પત્ની લલિતાદેવીના પુણ્યાર્થે ૨૦ જિનોથી અલંકૃત એવું 'સંમેતશિખરાવતાર' નામનું મંદિર તેમજ જમણી બાજુએ બીજી પત્ની સોખુકાના શ્રેય માટે ૨૪ જિનોવાળું એવું 'અષ્ટાપદાવતાર' નામનું; એમ ચાર મંદિરો બનાવ્યાં હતાં," એવી હકીકત શિલાલેખોમાં વર્ણવેલી છે, પંડિત જિનહર્ષગણિએ 'વસ્તુપાલચરિત્ર'માં વસ્તુપાલ–તેજપાલે પર્વત ઉપર શું શું બનાવ્યું તેની સવિસ્તર નોંધ આપી છે.[૨૩] આ નોંધ શ્રીવસ્તુપાલના સં. ૧૨૮૮ ના

૨૨. "ગુજરાતના ઐતિહાસિક લેખો" ભા. ૩, પૃ. ૧૪ થી ૪૧.

૨૩. "ગિરનાર તીર્થપતિ શ્રીનેમિનાથના મંદિરના પાછલા ભાગમાં પોતાના કલ્યાણ માટે શત્રુંજયસ્વામી આદિનાથનો પ્રાસાદ બનાવ્યો અને તેનું 'વસ્તુપાલવિહાર" એવું નામ આપ્યું. આના ઉપર સુવર્ણનો દેદીપ્યમાન કળશ સ્થાપન કર્યો અને સુંદર સ્ફટિક સમાન નિર્મળ પાષાણની ભગવાનની ભવ્ય મૂર્તિ સ્થાપન કરી. તે મૂર્તિની આસપાસ પોતાના પૂર્વજોના શ્રેય સારુ શ્રીઅજિતનાથ અને શ્રીવાસુપૂજ્ય તીર્થંકરોની પ્રતિમાઓ વિરાજમાન કરી. એ મંદિરના મંડપમાં ઠ. ચાંડપની મોટી મૂર્તિ તથા અંબિકાદેવી અને શ્રીમહાવીર જિનનાં બિંબો સ્થાપિત કર્યાં. ગર્ભાગાર (મૂળગભારા)ના દ્વારની દક્ષિણ અને ઉત્તરની બાજુએ ક્રમથી પોતાની અને તેમના નાનાભાઈ તેજપાલની અશ્વારૂઢ મૂર્તિઓ બનાવી. એ મંદિરની ડાબી બાજુએ પોતાની પ્રથમ પત્ની લલિતાદેવીના પુણ્યાર્થે "સમ્મેતાવતાર" નામનું મંદિર બનાવ્યું અને તેમાં ૨૦ તીર્થંકરોની મૂર્તિઓ સ્થાપિત કરી, એમાં જ પોતાના બીજા પૂર્વજોની પણ મૂર્તિઓ વિરાજિત કરી, પોતાની બીજી પત્ની સોખુકા (સૌખ્યલતા)ના શ્રેય માટે મૂળ મંદિરની જમણી બાજુએ "અષ્ટાપદાવતાર" નામનું મંદિર કરાવ્યું અને તેમાં ચોવીસે તીર્થંકરોનાં બિંબો સ્થાપ્યાં તથા એમાં જ પોતાની માતા કુમારદેવી અને પોતાની ૭ બહેનોની મૂર્તિઓ સ્થાપિત કરી. આ ત્રણે મંદિરોને સુંદર અને વિલક્ષણ ત્રણ તોરણો કરાવ્યાં. 'વસ્તુપાલવિહાર' અર્થાત્ ત્રણે મંદિરોમાંના મધ્યમાંના મંદિરની પાછળ, અનુત્તર વિમાન જેવું કપર્દી યક્ષનું મંદિર બનાવ્યું. તેમાં એ યક્ષની અને આદિનાથ ભગવાનની માતા મરુદેવાની ગજારૂઢ મૂર્તિ વિરાજમાન કરી.

તીર્થપતિ શ્રીનેમિનાથ તીર્થંકરનું જે મંદિર છે તેના દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર; એમ ત્રણે દિશાનાં દ્વારો ઉપર સુંદર તોરણો કરાવ્યાં. એ જ ચૈત્યના (મંડપમાં ?) દક્ષિણ અને ઉત્તર બાજુએ પોતાના પિતા અને પિતામહની અશ્વારૂઢ મૂર્તિઓ સ્થાપિત કરી. તેમજ પોતાના માતાપિતાના કલ્યાણ માટે એ જ ચૈત્યના મંડપમાં, શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથની કાયોત્સર્ગસ્થ પ્રતિમાઓ બનાવી. એ મંદિરના મંડપમાં સ્નાત્રોત્સવ કરતી વેળા સંકડામણ થતી તેથી તેની આગળ બીજો 'ઇન્દ્ર' નામનો વિશાળ મંડપ બનાવ્યો.

શિલાલેખોને સમર્થન કરતાં વિશદ સ્પષ્ટીકરણ પણ કરે છે. શ્રીવસ્તુપાલે કરાવેલી સુંદર રચનાઓના માત્ર આ સાહિત્યિક પુરાવાઓ સિવાય બહુ ઓછી રચનાકૃતિઓ આજે અહીં જોવા મળે છે. વર્તમાનમાં શ્રીવસ્તુપાલનાં આ મંદિરોમાં ઘણો ફેરફાર થઈ ગયો છે. શ્રીવસ્તુપાલના પૂર્વજો અને કુટુંબીઓની મૂર્તિઓ, અંબા અને અવલોકન આદિ શિખરોમાં બંધાવેલી દેવકુલિકાઓ, ઇંદ્રમંડપ, મુખોદ્ઘાટનક સ્તંભ વગેરેમાંથી અત્યારે કશું જોવા મળતું નથી. શ્રીવસ્તુપાલે શત્રુંજયાવતાર બંધાવેલું, જેમાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાન હતા,[24] પણ આજે જે મુખ્ય વચ્ચેનું મંદિર છે તેમાં મૂળનાયક શ્રીશામળા પાર્શ્વનાથ ભગવાન બિરાજે છે ને એ મૂર્તિ ઉપર સં. ૧૩૦૫ નો લેખ આ પ્રકારે વંચાય છે :—

"सं० १३०५ वर्षे वैशाख सुदि ३ शनौ पत्तनवास्तव्य श्रीमालज्ञातीय ठ० बाहडपुत महं पद्मसिंह पुत्र ठ. पथिमिदेवीअंगज ........नज महं श्रीसामंतसिंह तथा महामात्यश्रीसलखणसिंहाभ्यां श्रीपार्श्वनाथबिंबं पित्रोः श्रेयसेऽत्र कारितं ततो बृहद्गच्छे श्रीप्रद्युम्नसूरिपटो(ट्टो)द्धरणश्रीमानदेवसूरिशिष्यश्रीजयानं[द]........प्रतिष्ठितं [ शुभं भवतु ] ॥ "[25]

—સં. ૧૩૦૫ ના વૈશાખ સુદિ ૩ ને શનિવારે પત્તનવાસી શ્રીમાલજ્ઞાતીય ઠ. બાહડના પુત્ર મહં. પદ્મસિંહ અને તેની પત્ની પથિમિદેવીના પુત્ર........મહં. સામંતસિંહ તથા મહામાત્ય સલખણસિંહે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બિંબ પિતાના શ્રેય માટે કરાવ્યું અને તેની બૃહદ્ગચ્છના શ્રીપ્રદ્યુમ્નસૂરિ, તેમના શિષ્ય શ્રીમાનદેવસૂરિ, તેમના શિષ્ય શ્રીજયાનંદસૂરિ........એ પ્રતિષ્ઠા કરાવી છે.

આ શિલાલેખથી પ્રતીત થાય છે કે, આ મૂર્તિના ભરાવનાર મંત્રી સામંતસિંહ અને મહામાત્ય સલક્ષણસિંહ છે; એટલુ જ નહિ આ બંને ભાઈઓએ ગિરનાર પરના શ્રીનેમિજિનાલયની આગળ એક ઊંચુ મંદિર બંધાવી મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનને પ્રતિષ્ઠિત કર્યાનો હવાલો સં. ૧૩૨૦ ના એક શિલાલેખમાંથી[26] આ પ્રકારે મળે છે :—

"रैवताचलचूले च, श्रीनेमिनिलयाग्रतः । प्रांशु प्रासादमस्थापि, बिंबं पार्श्वजिनेशितु : ॥१०॥ "

---

એ મંદિરના અગ્રભાગમાં, પોતાના વંશજોની મૂર્તિઓ સહિત શ્રીનેમિનાથ તીર્થંકરની મૂર્તિવાળો "મુખોદ્ઘાટનક" નામનો સુંદર અને ઉજ્જ્વલ સ્તંભ બનાવ્યો. ત્યાં જ ઠ. આશરાજ (પોતાના પિતા)ના પિતા અને પિતામહનું પણ મૂર્તિયુગલ સ્થાપન કર્યું. વળી, "પ્રપામંડ" (પરબડી)ની પાસે ત્રણ તીર્થંકરોની ત્રણ દેવકુલિકાઓ (લેખોમાં જણાવ્યા પ્રમાણે શત્રુંજયાવતાર, સ્તંભનકાવતાર અને સત્યપુરાવતાર નામે) તથા પ્રશસ્તિ સહિત સરસ્વતી દેવીની દેવકુલિકા જેવાં પોતાના પૂર્વજોની પણ બે મૂર્તિઓ હતી એમ ચાર દેવકુલિકાઓ બનાવી. શ્રીનેમિનાથના મુખ્ય મંદિરના મંડપના ઉપર સુવર્ણકલશો સ્થાપ્યા. અંબિકાના મંદિર આગળ એક મોટો મંડપ બનાવ્યો, તથા એક તીર્થંકરની દેવકુલિકા પણ ત્યાં બનાવી. અંબિકાદેવીની આસપાસનો પરિકર આરાસણના ઉજ્જ્વલ આરસપાષાણનો બનાવ્યો. એ અંબાવાળા શિખર ઉપર ઠ. ચંડપના કલ્યાણ માટે શ્રીનેમિનાથની એક મૂર્તિ તથા એક ખુદ ચંડપની મૂર્તિ અને પોતાના ભાઈ મલ્લદેવની એક મૂર્તિ; એમ ત્રણ મૂર્તિઓ સ્થાપન કરી, આવી જ રીતે અવલોકન નામના શિખર ઉપર ઠ. ચંડપ્રસાદના પુણ્ય માટે શ્રીનેમિજિનની તથા ખુદ ઠ. ચંડપ્રસાદની અને પોતાની; એમ ત્રણ મૂર્તિઓ સ્થાપી પ્રદ્યુમ્ન નામના શિખર ઉપર પણ ઠ. સોમના શ્રેયાર્થે શ્રીનેમિજિનની તથા ઠ. સોમ અને પોતાના નાનાભાઈ તેજપાલની; એમ ત્રણ પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરી, એ જ પ્રમાણે સાંબશિખર ઉપર ઠ. આશરાજના પુણ્યાર્થે નેમિજિનની અને ખુદ ઠ. આશરાજ તથા તેની પત્ની કુમારદેવી (મંત્રીશ્વરની માતા)ની એમ ત્રણ પ્રતિમાઓ વિરાજમાન કરી." પ્રસ્તાવ : ૬, શ્લોક : ૬૯૧ થી ૭૨૯

૨૪. "વસ્તપાલિ વરમંતિ ભૂયણુ કારિઉ રિસહેસરૂ, અઠ્ઠાવય સંમેય સિહરવરમંડપુ મણુહરુ, (૧૫)
કવડિ જક્ખુ મરૂદેવિ દુહવિ તુંગુ પાસાઈઉ, ધમ્મિય સિરૂ ધુણંતિ દેવ વલિવિ પલોઈઉ. (૧૬)
તેજપાલિ નેમ્મવિઉ તત્થ તિહુયણજણરંજણુ, કલ્લાણઉ તઉ તુંગુ ભુયણું લંધિઉ ગયણંગણુ. (૧૭)
દીસઈ દિસિ દિસિ કુંડિ કુંડિ નીઝરણુ ઉમાલો, ઇંદ્રમંડપુ દેપાલિ મંત્રિ ઉદ્ધરિઉ વિસાલો." (૧૮)
—શ્રીવિજયસેનસૂરિરચિત 'રેવંતગિરિરાસુ'

૨૫. "ગુજરાતના ઐતિહાસિક લેખો" ભા. ૩, પૃ. ૪૨.

૨૬. એજન. પૃ. ૨૦૬ ઉપર પ્રસિદ્ધ થયેલા સં. ૧૩૦૨ના એક શિલાલેખમાંથી એવી હકીકત સાંપડે છે કે, ગુજરાતના મહારાજા વીસલદેવે સલક્ષણસિંહને સૌરાષ્ટ્રનો સૂબો નીમ્યો હતો. પાછળથી તેનો લાટમાં બદલી કરી ને તે નર્મદાના કાંઠે મરણ પામ્યો. તેના ભાઈ મંત્રી સામંતસિંહે પોતાના ભાઈના પુણ્યાર્થે સલક્ષ નારાયણનું વિષ્ણુમંદિર અને શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર ગિરનાર પર બંધાવ્યું હતું.

—રૈવતાચલના શિખર ઉપર શ્રીનેમિજિનના મંદિરની આગળ શ્રીપાર્શ્વનાથ ભગવાનનો ઊંચો પ્રાસાદ તેણે (સામંતસિંહ અને સલક્ષણસિંહે) બંધાવ્યો. (વ્યાકરણની દૃષ્ટિએ શ્લોક અશુદ્ધ, જણાય છે.)

શ્રીવસ્તુપાલે સં. ૧૨૮૮ માં બંધાવેલાં મંદિરોનો જીર્ણોદ્ધાર સં. ૧૩૦૫ જેટલા ટૂંકા ગાળામાં થાય એ બનવું સંભવિત નથી. વળી, શ્રીવસ્તુપાલનું મરણ સં. ૧૨૯૬ માં અને તેજપાલનું મરણ સં. ૧૩૦૪ માં થયેલું છે તેથી જીર્ણોદ્ધારને યોગ્ય જે કામ હોય તે તો પોતે જ કરાવી શકે એમ હતા, આથી વચ્ચેનું આ મુખ્ય મંદિર વસ્તુપાલે નહિ પણ મંત્રી સામંતસિંહ અને સલક્ષણસિંહે બંધાવ્યું એમ ઠરે, જ્યારે શ્રીવસ્તુપાલે બંધાવેલું શ્રીશત્રુંજયાવતાર ક્યાં હતું અને તેનું શું થયું એ નિર્ણય કરવાનું રહે. અલબત્ત, આ મંદિર શ્રીવસ્તુપાલે કે સામંતસિંહે બંધાવ્યું એનો નિર્ણય કરવા માટે ઝીણવટભર્યા દાર્શનિક પુરાવાઓ અપેક્ષિત છે જ; એટલે એના બંધાવનારનો ચોક્કસ નિર્ણય કરવો બાકી જ રહે છે.

એટલું નક્કી છે કે, વચ્ચેના મંદિરની બંને બાજુનાં મંદિરો શ્રીવસ્તુપાલે બંધાવેલાં છે એમાં સંદેહ નથી. સં. ૧૨૮૮ ના જે છ વિસ્તૃત શિલાલેખો મળ્યા છે તે એ બે મંદિરોમાંથી જ પ્રાપ્ત થયા છે; વચ્ચેના મંદિરમાંથી નહિ.

આ રીતે જોઈએ તો આજે શ્રીવસ્તુપાલે બંધાવેલાં મંદિરો પૈકી બે મંદિરો તો વિદ્યમાન છે જ જ્યારે બીજાં મંદિરો કાળકવલિત થયાં કે જીર્ણોદ્ધાર થવાથી તેનો સદંતર ફેરફાર થઈ જતાં આજે નિર્ણય કરવાનું કામ અઘરું બન્યું છે.

આ ટૂંકમાં પરસ્પર જોડાયેલાં ત્રણ મંદિરો છે. શ્રીશામળા પાર્શ્વનાથ ભગવાનના મુખ્ય મંદિર મૂળગભારો ૧૩ ફીટ સમચોરસ છે અને રંગમંડપ ૫૩×૨૯½ ફીટ લાંબો–પહોળો છે. મંદિર એક ઘૂમટવાળું છે છતાં વિવિધ શૃંગ અને ઉરુ શૃંગવાળાં શિખરોથી શોભાયમાન લાગે છે.

ડાબી અને જમણી બાજુએ શ્રીવસ્તુપાલે બંધાવેલાં દેરાસરો અત્યંત રમણીય છે. બંને બાજુના સમવસરણોમાં ચૌમુખજી પધરાવેલા છે. ડાબી બાજુના દેરાસરમાં ચૌમુખની ત્રણ પ્રતિમાઓ શ્રીપાર્શ્વનાથ ભગવાનની છે. તેમાં સં. ૧૫૫૬ ના લેખો છે ને ચોથી શ્રીચંદ્રપ્રભુની મૂર્તિ ઉપર સં ૧૪૮૫ નો લેખ છે. જમણી બાજુના દેરાસરમાં પશ્ચિમમુખી પ્રતિમા શ્રીસુપાર્શ્વનાથની છે, જ્યારે ઉત્તર અને પૂર્વ દિશામાં શ્રીનેમિનાથ ભગવાન છે. એ ત્રણે મૂર્તિઓ ઉપર સં. ૧૫૪૬ ના લેખો છે. દક્ષિણ દિશામાં શ્રીચંદ્રપ્રભુ વિરાજમાન છે. આ બંને મંદિરોના રંગમંડપો ૩૮½ ફીટ સમચોરસ છે. બંને મંડપોમાં લગભગ છજ્જા સુધી ચડતી અને લગભગ ભીંત સુધી પ્રસરેલી સમવસરણ અને મેરુશિખરની રચના પીળા પથ્થરમાં કરેલી છે. આ મંદિરની અંદર અને બહારના ભાગની ત્રણ બાજુની દીવાલમાં ખૂબ ઊંચા અને વિશાળ ત્રણ ગવાક્ષો છે ને ત્યાં જવા માટે ત્રણે સ્થળે એકસરખી નિસરણી મૂકેલી છે.

આ મંદિરોની કોરણી, સપ્રમાણતા, કમાનરહિત અનેક થાંભલાઓ જે બે શિખરવાળા છે અને તેમાં આલેખેલી જિનમૂર્તિઓ, વિવિધ ઘટનાદૃશ્યો, કુંભો વગેરેની આકૃતિઓ ખરેખર, આર્યશૈલીનાં ઉત્તમ પ્રતીકો છે. ઉપર્યુક્ત ત્રણે મંદિરોની શૈલી અત્યંત કળામય અને ગંભીર લાગે છે. જાણે સાક્ષાત્ કળાદેવીએ અહીં જ અવતાર લીધો હોય એવો આભાસ થઈ આવે. ખરું જોતાં આ મંદિરો આખાયે ગિરિશૃંગનાં વિભૂતિમાન આભૂષણો છે.

આ મંદિરની પાછળ વસ્તુપાલ–તેજપાલની માતાનું નાનું ઘૂમટબંધી મંદિર છે, જેમાં શ્રીસંભવનાથ ભગવાન પધરાવેલા છે. આ મંદિરને લોકો 'ગુમાસ્તાનું મંદિર' કહે છે. આ મંદિર કચ્છ–માંડવીના ગુલાબશાહે બંધાવેલું હોવાથી 'ગુલાબ શાહના મંદિર' નામે પણ ઓળખાય છે. વસ્તુતઃ ગુલાબ શાહે જીર્ણોદ્ધાર કરાવ્યો હશે પરંતુ મૂળ મંદિર તો શ્રીવસ્તુપાલે જ તેમની માતાના નામે બંધાવ્યું હશે. આ મંદિરનો જીર્ણોદ્ધાર થતાં પુરાણું કોતરકામ તદ્દન તોડી નાખવામાં આવ્યું છે ને ચારે બાજુએ આધુનિક રંગીન જડાવકામ નજરે પડે છે.

પાસે આવેલા શ્રીશાંતિનાથ ભગવાનના દેરાસરમાં ૨ મૂર્તિઓ છે.

### ૮. શ્રીસંપ્રતિ મહારાજની ટૂંકઃ

વસ્તુપાલની ટૂંકમાંથી બહાર નીકળીને મુખ્ય માર્ગે આગળ જતાં ડાબી બાજુએ શ્રીસંપ્રતિ મહારાજની ટૂંક આવે છે. આ મંદિર પ્રાચીન અને વિશાળ છે. મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાન છે. આ મંદિરમાંથી સં. ૧૨૧૪–૧૫ ના

પ્રાચીન લેખો મળે છે પણ એની રચનાશૈલી અવશ્ય એથીયે પુરાણી છે. મંદિર બે માળનું છે, બબ્બે સ્તંભોની વચ્ચે કમાનો નથી. બહારની ભીંતોમાં ઉત્તમ પ્રકારની કોરણી છે. નીચેનો ભાગ પોલો છે, તેમાં ઘણાં ભોંયરાં છે, જેમાં ઘણી મૂર્તિઓ ભંડારેલી હોવાનું કહેવાય છે. અગાઉ અહીંથી ઘણી મૂર્તિઓ નીકળી આવી હતી, જે આ મંદિરમાં જ પધરાવેલી છે; એ મૂર્તિઓ સંપ્રતિના વખતની નિશાનીઓ ધરાવે છે એવી માન્યતા છે. રંગમંડપમાં ૫૪ આંગળની ઊંચી કાઉસગ્ગિયા મૂર્તિ છે, શ્રીચક્રેશ્વરી દેવી અને બીજા કાઉસગ્ગિયાઓની સુંદરતા અને ગંભીર દેખાવ અસાધારણ છે. શ્રીનેમિનાથ ભગવાનની એક શ્યામ પ્રતિમા ઉપર સં. ૧૫૧૭–૧૮ નો લેખ છે, જેમાં કર્ણુરામ જયરાજે અર્પણ કર્યાનો ઉલ્લેખ છે.

આ પછી ચૌમુખજીની શ્રીસંભવનાથ ભગવાનની ટૂંક, જ્ઞાનવાવ, શ્રીધરમશી હેમચંદની ટૂંક, મલ્લની ટૂંક, રાજિમતીની ગુફા, બીજી ચૌમુખજીની ટૂંક, ચોરીવાળાનું મંદિર, ગોમુખી ગંગા અને ચોવીશ જિનનાં પગલાં વગેરે છે.

ગોમુખી ગંગામાંથી આગળ એક રસ્તો ડાબી બાજુએ સહસાઆવન તરફ જાય છે. આ સ્થળે શ્રીનેમિનાથ ભગવાનના કેવળજ્ઞાન અને નિર્વાણ કલ્યાણકોની ઘટના બનેલી હતી એવી માન્યતા છે; તેથી અહીં શ્રીનેમિનાથ ભગવાનનાં પગલાંની દેરી બનાવેલી છે. રાજિમતી પણ અહીંથી જ મુક્ત થયાં હતાં. તેમની ચરણપાદુકાઓ પણ છે અહીંથી નીચે ઊતરીને સીધા તળેટીએ જવાનો માર્ગ છે.

## ૯. શ્રીઅંબાજીની ટૂંક:—

ગોમુખી ગંગાથી આગળ મુખ્ય રસ્તે જતાં વચ્ચે શ્રીરહનેમિ (શ્રીનેમિનાથ ભગવાનના ભાઈ)નું મંદિર આવે છે અને ત્યાંથી આગળ જતાં અંબિકાદેવીનું મંદિર છે. શ્રીનેમિનાથ ભગવાનની ટૂંકથી અંબિકાદેવીનું મંદિર ૩૦૦ ફીટ ઊંચે કંઈક પહોળા શિખર ઉપર છે અને ત્યાં જવા માટે પગથિયાં છે. હિંદુઓ આ મંદિરને પોતાનું સમજી વૈદિક રીતે પૂજે-માને છે. વસ્તુતઃ જૈન માન્યતા મુજબ અંબિકાદેવી શ્રીનેમિનાથ ભગવાનની અધિષ્ઠાયિકા દેવી છે અને તેથી જ આ મંદિર શ્રીવસ્તુપાલ–તેજપાલે બંધાવેલું હતું એમ જણાય છે. એ વિશે એક શિલાલેખ, તેમણે કરેલી યાત્રાની વિગત આપે છે તેમાં અંબિકાદેવીનું નામ પણ ગણાવ્યું છે:—

"સં૦ ૧૨૪૯ वर्षे संघपतिस्वपितृ ठ. श्रीआशाराजेन समं महं. श्रीवस्तुपालेन श्रीविमलाद्रौ रैवतके च यात्रा कृता । सं० ५० वर्षे तेनैव समं स्थानद्वये यात्रा कृता । सं० ७७ वर्षे स्वयं संघपतिना मूल्या सपरिवारयुतं ९० वर्षे सं० ९१ वर्षे सं० ९३ वर्षे महाविस्तरेण स्थानद्वये यात्रा कृता । श्रीशत्रुंजये अमून्येव पंचवर्षाणि तेन सहित वे सं० ८३ वर्षे सं० ८४ सं० ८६ सं० ८७ सं० ८८ सं० ८९ समयात्रा सपरिवारेण तेन स्तसे.... श्रीनेमी(मि)नाथाम्बिकामासादाद्या.... मूता भविष्यति ॥ "[२७]

આ લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, વસ્તુપાલે શ્રીનેમિનાથ ભગવાન અને અંબિકાદેવીની પણ યાત્રા કરી; અને જિનહર્ષસૂરિના કથન મુજબ: "અંબિકાના મંદિર આગળ એક મોટો મંડપ શ્રીવસ્તુપાલ–તેજપાલે બંધાવ્યો તથા એક તીર્થંકરની દેવકુલિકા પણ ત્યાં બનાવી. આરાસણના ઉજ્જવળ આરસપાષાણનું અંબિકાદેવીની આસપાસનું પરિકર બનાવ્યું. એ આંબાવાળા શિખર ઉપર ઠ. ચંડપના કલ્યાણ માટે શ્રીનેમિનાથની એક મૂર્તિ તથા એક ખુદ ચંડપની મૂર્તિ અને પોતાના ભાઈ મલ્લદેવની એક મૂર્તિ; એમ ત્રણ મૂર્તિઓ સ્થાપન કરી."

આ વર્ણનથી જણાય છે કે શ્રીવસ્તુપાલ–તેજપાલે જે આ શિખર ઉપર બનાવ્યું તે જૈનોની દૃષ્ટિએ બનાવ્યું પણ આજે એમાંનું કશું અહીં વિદ્યમાન નથી. માત્ર આ દેવળ છે અને તે એટલું પ્રાચીન છે એમાં શક નથી. શ્રીદુર્ગાશંકર શાસ્ત્રી પોતાની રીતે આ મંદિર વિશે કહે છે કે, "આ (અંબિકાદેવી)ના મંદિરનું સ્થાન અને તેનું સ્થાપત્ય એ મંદિર જૂનું છે એમ સાબિત કરે છે. જૈનો આ મંદિર વસ્તુપાલનું બંધાવેલું માને છે. આ વાત સાચી હોય કે ન હોય પણ આ મંદિર બારમા–તેરમા શતકનું છે, એમાં શંકા નથી."[૨૮]

આ મંદિરનો સોળમા સૈકામાં જીર્ણોદ્ધાર થયો હોય એમ લાગે છે. "કલ્પસૂત્ર"ની એક સુવર્ણાક્ષરી પ્રતિની અંતે એક ગ્રંથપ્રશસ્તિમાંથી આ પ્રમાણે હકીકત મળે છે:—

---

૨૭. "રાજકોટ વૉટ્સન મ્યુઝિયમ" ક "જૈનયુગ" સં. ૧૯૮૪ કાર્તિક માસના અંક: પૃ. ૭૦

૨૮. "ઐતિહાસિક સંશોધન"માં 'ગિરનાર' શીર્ષક વિભાગમાંથી.

" कुलेऽत्र दक्षो भुवि मामलाख्यो वाग्मी कवी राजसभाभिरामः । असंख्यपरपुण्यविधानसंख्यां कर्तुं क्षमो नैव सुरासुराख्यौ ॥९॥
श्रीअम्बिकामहादेव्या उज्जयन्ताचलोपरि । प्रासादः कारितः प्रौढः सामलेन सुभावतः ॥ १० ॥ "[૨૯]

—આ કુળમાં અને પૃથ્વીમાં વિચક્ષણ, વિદ્વાન, કવિ અને રાજસભામાં શોભે એવો સામલ નામે શાહુકાર થયો. તેની અસંખ્ય પ્રકારની પુણ્ય કરણીની ગણતરી દેવતા અને અસુરો પણ કરવાને શક્તિમાન નથી. એ સામલે ગિરનાર પર્વત ઉપર શ્રીઅંબિકા નામની મહાદેવીનું મોટું ચૈત્ય સદ્ભાવનાપૂર્વક બનાવ્યું

સં. ૧૫૨૪ની આ પ્રશસ્તિથી જણાય છે કે, અંબિકાદેવીનું જીર્ણ થયેલું મંદિર શ્રેષ્ઠી સામલે નવેસર બંધાવ્યું હતું. સામલે આ સ્થાપના કરી એ વિશે સોળમા સૈકાની 'તીર્થમાળા'માંના ઉલ્લેખને આધારે અગાઉ અમે સૂચન કર્યું છે.

## ટૂંકોનો પરિચયઃ—

મુનિરાજ શ્રીધુરંધરવિજયજી ગિરનારની ટૂંકો વિશે આ પ્રકારે માહિતી આપે છે:—

'શ્રીનેમિનાથ પ્રભુના મંદિરને પ્રથમ ટૂંક ગણવામાં આવે છે. ત્યાંથી આગળ વધીને જનતાનો મોટો ભાગ પાંચમી ટૂંક સુધી યાત્રા માટે જાય છે. લગભગ ગિરનારજીના મધ્યમાં એક ઊંચી ટેકરી શ્રીનેમિનાથ પ્રભુ અને શ્રીવરદત્ત ગણધરનાં પગલાંથી સુશોભિત છે, તે પાંચમી ટૂંક કહેવાય છે. આ રીતે પહેલી અને પાંચમી ટૂંક વ્યવસ્થિત છે બાકીની ત્રણ ટૂંકની કલ્પના જનતા જુદી જુદી રીતે કરે છે. તેમાંની એક ગણના આ રીતે કરવામાં આવે છે. બીજી ટૂંક ગોમુખી ગંગાની, ત્રીજી ટૂંક અંબાજીની, ચોથી ટૂંક અંબાજીના મંદિરથી આગળ વધતાં ઓઘડશિખર આવે છે તે. અથવા ત્યાંથી લગભગ ૪૦૦ ફીટ નીચે ઊતરી વળી ચડાવ આવે છે તે, બંને સ્થળે શ્રીનેમિનાથ પ્રભુનાં પગલાં છે. તેમાં ઓઘડશિખર ઉપર એક ઓરડી છે. આજુબાજુનો પ્રદેશ ઘણો જ રમ્ય છે

બીજી રીતે ગણના આ પ્રમાણે છે: પહેલી ટૂંક શ્રીનેમિનાથ પ્રભુની, બીજી ટૂંક શ્રીઅંબાજીની, ત્રીજી ટૂંક ઓઘડશિખર, ચોથી ટૂંક ઓઘડશિખર આગળ ૪૦૦ ફીટ ઊતરી એક એક ટેકરીએ ચડાય છે તે; ત્યાં એક મોટી શ્યામ શિલામાં શ્રીનેમિનાથ પ્રભુની પ્રતિમાજી અને બીજી શિલામાં પગલાં છે. શ્રીનેમિનાથ પ્રભુનું નિર્વાણ અહીં થયાની પણ કેટલાએકની માન્યતા છે. પાંચમી ટૂંક—ચોથી ટૂંકથી આગળ સીધો એક ઊંચી ટેકરી પર ચડવાનો કઠિન માર્ગ છે અથવા ચોથી ટૂંકથી નીચે ઊતરીને પાંચમી ટૂંકે જવાય છે. ત્રીજી ટૂંકથી પાંચમી ટૂંક સુધી જવાનો રસ્તો ઘણો જ કઠિન છે. સાચવીને જવાય તો વિશેષ મુશીબત પડતી નથી. શ્રીનેમિનાથ પ્રભુ પાંચમી ટૂંકે નિર્વાણ પામ્યા છે. તેમનાં તથા શ્રીવરદત્ત ગણધરનાં અહીં પગલાં છે આજુબાજુ ગંભીર અને રમ્ય પહાડી પ્રદેશ છે. ત્યાં બેઠા પછી ઊઠવાનું કે નીચે ઊતરવાનું મન પણ ન થાય એવો આનંદ મળે છે. આ પાંચમી ટૂંકથી આગળ જતાં છઠ્ઠી, સાતમી ટૂંકો આવે છે પણ ત્યાં જવાના માર્ગ ઘણા જ વિકટ અને પ્રદેશ અત્યંત ભયંકર છે. પહેલાં કરતાં હવે સાહસિક માણસો ત્યાં જાય છે. ત્યાં અને આજુબાજુમાં પહાડી ગંભીરતા અને કેટલીક આસુરી રચના સિવાય અન્ય ખાસ દર્શનીય કે પૂજનીય સ્થળો નથી નજીકમાં ભૈરવજંપ વગેરેનાં ભયંકર સ્થળો પણ આવેલાં છે સાંભળવા પ્રમાણે હજુ પણ પાંચમી ટૂંકથી આગળના પ્રદેશમાં અનેક ચમત્કારિક વનસ્પતિઓ ઊગે છે."

## દ્વારકા :

દ્વારવતી એક સમયે સૌરાષ્ટ્રની મુખ્ય નગરી હતી. એનું બીજું નામ કુશસ્થલી હતું.

'મહાભારત' માં દ્વારકા સંબંધે ઘણા ઉલ્લેખો છે. 'પુરાણોમાં ગુજરાત' નામક પુસ્તકમાં પ્રાચીન દ્વારકા માટે આધાર ઉલ્લેખો ટાંકયા છે. અહીં એની ચર્ચામાં ઊતરવું નથી.

દ્વારકાનું વર્ણન જૈન સૂત્રોમાં આવે છે. જરાસંધના ભયથી યાદવો મથુરા છોડીને અહીં આવી વસ્યા હતા. જૈન ગ્રંથોમાં દ્વારકાનો આનર્ત, કુશાર્ત, સૌરાષ્ટ્ર અને શુષ્કરાષ્ટ્રની રાજધાની તરીકેનો ઉલ્લેખ મળે છે. દ્વૈપાયન ઋષિએ

૨૯. "જૈન સત્ય પ્રકાશ" વર્ષ: ૭, અંકઃ ૧૦, પૃ૦ ૪૮૪માં આ પ્રશસ્તિ સંપૂર્ણ આપી છે અને તેનો મારો કરેલો અનુવાદ ઐતિહાસિક ટિપ્પણો સાથે એ જ વર્ષના અંકઃ ૧૧ના પૃ૦ ૫૨૧ થી ૫૩૮માં આપેલો છે.

દ્વારકાનો વિનાશ કર્યો એવો ઉલ્લેખ બ્રાહ્મણ ગ્રંથો અને જૈન ગ્રંથોમાં કરેલો છે. અહીં કાદંબરી નામે એક ગુફા હતી એમ પણ જાણવા મળે છે.

ભગવાન નેમિનાથનો સંબંધ દ્વારકા સાથે હતો એમ તો જૈન કથાગ્રંથો નોંધે છે. એ સમયથી આ સ્થળ જૈનોનું પવિત્ર તીર્થધામ ગણાય છે. મધ્યકાલીન સમયમાં દ્વારકા એક સમયે જૈનપુરી ગણાતું હતું.

એ સમયે અહીં ઘણાં જૈન મંદિરો હતાં. ગિરનારના વર્ણન (પૃ. ૧૧૬)માં અમે નોંધેલા એક તામ્રપત્ર નઃ ઉલ્લેખ મુજબ ઈ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દીમાં નેબુસદનેઝર નામના રેવાનગરના રાજાએ અહીં શ્રીનેમિનાથનું મંદિર બંધાવ્યું હતું એમ જણાય છે.

જ્યારે આદ્ય શંકરાચાર્ય અહીં આવ્યા ત્યારે જૈનોની વસ્તી ઘણી હતી. એ સમય સુધી જૈન મંદિરો મોજુદ હતાં. શ્રીજિનપ્રભસૂરિએ ચૌદમા સૈકામાં રચેલા 'વિવિધતીર્થકલ્પ'માં દ્વારકાને તીર્થ તરીકે નોંધ્યું છે. તેઓ કહે છેઃ "द्वारकायां ..पातालल्लिङ्गाभिधः श्रीनेमिनाथः।"[1] આ ઉપરથી જણાય છે કે, ચૌદમા સૈકામાં અહીં પાતાલલિંગ નામે શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર મોજુદ હતું.

વિ. સં. ૧૨૦૦ પછી આ સ્થાન વૈષ્ણવ તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે. અહીં 'જગત્ દેવાલય' નામે વૈષ્ણવ મંદિર છે. મૂળ એ જૈન મંદિર હોય એવા પુરાવાઓ મંદિરના સ્થાપત્ય અને રચનાશૈલી ઉપરથી સ્પષ્ટ થાય છે.

શ્રીગોકળદાસ નાનજી પોતાના પ્રત્યક્ષ દર્શનથી "ગુજરાતનાં જૈન મંદિરો" નામક લેખમાં[2] આ મંદિરની રચના વિશે જણાવતાં આ પ્રકારે નોંધે છેઃ "જૈન લોકોમાં દેવળ ઉપર બે-ત્રણ એમ માળ ચડાવવાનો રિવાજ છે. જગત દેવળને ઉપરાઉપર આઠ માળ ચડાવેલા છે. આટલી આઠ માળની ઊંચાઇવાળું દેવળ ગુજરાતમાં તો અન્ય સ્થળે જોવામાં આવતું નથી. પરથાર પણ ઘણો વિશાળ અને ઊંચો છે. પરથારનાં પગથિયાં ઠેઠ ગોમતીજીના જળકિનારા સાથે મળી જાય છે. ગોમતીજીથી દેવળમાં આવતાં વૃદ્ધપુરુષ અને આધેડ માણસને થાક ચડે એટલાં પગથિયાં છે. પરથારના મધ્યથી જગતદેવળ શરૂ થાય છે. જેમ દેવળની ઊંચાઇ વિશેષ છે તેમ ઘૂમટ પણ માળબંધી ઊંચો છે. પરથારથી તે ઇંડા સુધી દેવળ અને ઘૂમટ કારીગરીથી પૂર્ણ છે. દેવળની પહેલી ભોંય પૂરી થાય ત્યાં સુધી તો જૈનધર્મને લગતાં જુદાં જુદાં પૂતળાંઓ કોતરેલાં છે. પછી જેમ જેમ ઉપર જવાય છે તેમ તેમ સામાન્ય કોતરણી આવે છે. ઘૂમટના થાંભલાઓ ઉપર માળો પૂર્ણ થતા સુધી જે તાક વાળેલા છે તથા કમાનો અને સ્તંભો છે તેના પથ્થરોમાં તથા વચ્ચે ગોઠવેલી ગેલેરીઓમાં અને બહાર સુંદર કોતરણી જોવામાં આવે છે. ઘૂમટ ઉપરનો બાંધણીનો દેખાવ તો શત્રુંજય તથા ગિરનારનાં જૈન દેવળોને આબેહૂબ મળતો આવે છે. દેવળમાં પથ્થર એવો મજબૂત વાપર્યો છે કે અઢી હજાર વર્ષ પૂર્વે બંધાયેલા દેવળને હજી લૂણો લાગ્યો નથી........અશોકના પૌત્ર સમ્રાટ સંપ્રતિએ અને ત્યાર પછી મહાક્ષત્રપ-વંશના જૈન મહારાજા રુદ્રદામાએ 'જગતદેવળ'નો જીર્ણોદ્ધાર કર્યો હતો.

કાઠિયાવાડનો ઇતિહાસ લખનાર મિ. બેલ સાહેબનો અભિપ્રાય છે કે, આ દેવળ ક્ષત્રપવંશના કોઈ રાજાએ બંધાવેલું છે. જગતદેવલની કારીગરી જૈન કારીગરીનો નમૂનો છે.

વોટ્સન સાહેબ જણાવે છે કે, વિમલવસહી વગેરે જૈન સ્થાનો છે તેમ આ સ્થાન પણ જૈનોનું છે. પાસે વસઈ ગામ છે. મંદિરની રચના જૈનોને મળતી છે. ગુપ્તકાલીન શિલ્પ છે. આ મંદિર પહેલાં જૈનોનું હતું.

શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર નોંધ લે છે કે–"જગત દેવાલય કયા વર્ષમાં કોણે બનાવ્યું તેનો કશો પણ આધાર ઇતિહાસ કે પુરાણોમાંથી મળી શકતો નથી. કેટલાએક એમ કહે છે કે આ મંદિર વજ્રનાભે કરાવ્યું નથી, પણ ત્રણ હજાર વર્ષ ઉપર જૈન લોકોએ કરાવ્યું છે અને તેમાં શ્રીપાર્શ્વનાથની મૂર્તિ સ્થાપન કરી હતી તે મૂર્તિ હાલ નગરમાં છે. વળી, મૂર્તિના ચરણમાં લખ્યું છે કે, આ મૂર્તિ 'જગતદેવાલય'માં સ્થાપન કરી હતી."

ડૉ. જગદીશચંદ્ર જૈન 'ભારતકે પ્રાચીન જૈન તીર્થ' (પૃ. ૫૦)માં જણાવે છે કે, "પટનાના દીવાનબહાદુર

---

૧. "વિવિધતીર્થકલ્પ"માં "ચતુરશીતિમહાતીર્થનામસંગ્રહકલ્પ" પૃષ્ઠ ૮૫

૨. ગુજરાત સાહિત્ય પરિષદ : રિપોર્ટ : છઠ્ઠો

રાધાકૃષ્ણુ જલાનના સંગ્રહમાં એક જૈન સ્તૂપ સુરક્ષિત છે; જે સંગમરમરનો બનેલો છે, તે દ્વારકામાંથી લાવવામાં આવ્યો છે."

આ વિગતો અહીંના જગતદેવળ અને તેની આસપાસની ભૂમિનાં અવશેષો શોધવાની પ્રેરણા આપી રહ્યાં છે.

ઢાંકઃ

જૂનાગઢથી ઉત્તર–પશ્ચિમમાં ૩૦ માઈલ અને ગોંડલના પાનેલી સ્ટેશનથી ૬ માઈલ દૂર 'ઢંકગિરિ' નામે ખડકવાળી પહાડી છે. એ પણ શત્રુંજયની એક ટૂંક મનાય છે. ઢંક નામના મહાત્મા–પુરુષનું સંસ્મરણ એ નામમાં આજ સુધીયે હયાત છે. એ પહાડી પાસે ઢાંક નામે ગામડું છે. પ્રાચીન કાળે એ તિલતિલપટ્ટણ નામે ઓળખાતું હતું એમ કહેવાય છે.

ગર્દભી વિદ્યાના સાધક ગર્દભિલ્લ રાજાને ઉજ્જૈનીની ગાદીથી પદભ્રષ્ટ કરનાર સમર્થ આચાર્ય શ્રીકાલકસૂરિ પારસકુલથી ૯૬ શાહી રાજાઓને લઈને સોરાષ્ટ્રમાં આવ્યા ત્યારે તેઓ સો પહેલાં ઢાંક ગામે આવ્યા હતા અને એ સ્થળે ૯૬ શાહીઓએ પોતાનો પડાવ નાખ્યો હતો.[1]

પાદલિપ્તસૂરિ (વિક્રમની બીજી શતાબ્દી લગભગ) ના શિષ્ય સિદ્ધ નાગાર્જુન ઢંકા નગરના હતા.[2] તેમણે બનાવેલા રસસિદ્ધિના બે કૂંપા આ જ ઢંકગિરિમાં રાખવામાં આવ્યા હતા. ઢંકગિરિમાં રસકૂપીઓ, રત્નની ખાણો, ગુફાઓ અને વિવિધ ઔષધિઓ હોવાનું પણ જાણવા મળે છે. તેના ઉપર ઘણાં દેવસ્થાનો હતાં પણ તે સ્થાનો મિથ્યાદૃષ્ટિઓએ કામબળે હાથ કરી લીધાં હતા[3]

ઢાંકમાં ગામની પાસે એક ખડકવાળી ટેકરી છે. તેની પશ્ચિમે ખડકની ખીણમાં થોડીક નાની ગુફાઓ વિદ્યમાન છે. ગુફાઓની બહાર ખડક ઉપર કેટલાંક શિલ્પો મોજુદ છે; જેની શોધ ડૉ. બર્જેસે ઈ. સ. ૧૮૭૩ માં કરી હતી. એ પછી ઈ. સ. ૧૯૩૫માં ડૉ. હસમુખલાલ સાંકળિયાએ એ શિલ્પો જ્યારે બરાબર તપાસ્યાં ત્યારે તેમને ખાતરી થઈ કે બર્જેસે વર્ણવ્યાં હતાં[4] તેમ આ શિલ્પો બૌદ્ધ નહિ પણ જૈન હોવાનું માલમ પડયું. એ શિલ્પોનું વર્ણન તેમણે જે કર્યું છે[5] તેનો સારભાગ અહીં ઉદ્ધૃત કર્યો છે.

ટેકરીના નીચલા ભાગ પર આવેલી ગુફામાં ત્રણ ગોખલાઓ છે. તે પૈકી બાજુના એક ગોખલામાં પદ્માસન મુદ્રામાં બેઠેલી આકૃતિ છે. માથા પર ત્રણ રેખાઓથી છત્રો દર્શાવ્યાં છે. બાજુ પર એક ચામરધર અને એની ઉપર વિદ્યાધર છે. વચ્ચે–આકૃતિ છે, જેની બંને બાજુએ બે ચામરધરો છે. તેના સિંહાસન ઉપર સિંહની આકૃતિઓ સ્પષ્ટ છે પરંતુ વચ્ચેનું લાંછન જણાતું નથી.

અગાઉ જણાવ્યું છે તેમ ડૉ. બર્જેસને આ મૂર્તિઓ બુદ્ધની લાગી હતી, પણ આવાં લક્ષણોવાળી અને મથુરાનાં જૈન શિલ્પો સાથે મળતી આવતી આ આકૃતિઓ જૈન તીર્થંકરની સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે. સંભવતઃ આ મૂર્તિ આદિનાથ ભગવાનની હશે; એમ લાગે છે.

---

૧. જુઓઃ અમારો સંપાદિત "કાલિકાચાર્ય કથાસંગ્રહ" ગ્રંથની કથા ૨૬; પૃ. ૨૨૦–તેમાં જણાવ્યું છે કે— 'ततो ढङ्कपर्वतपार्श्वे सुराष्ट्रामध्यस्थे ते भूपास्तस्थुः" ॥

૨. "तत्रास्ति विश्रुता ढङ्का नाम्ना महापुरी । श्रीपादलिप्तस्तत्रायाद् विहरन् मतलीलया" ॥ २९८ ॥
तत्र नागार्जुनो नाम रससिद्धिविदां वरः ।"—" પ્રભાવક–ચરિત્ર'માં 'શ્રીપાદલિપ્તસૂરિપ્રબંધ.'

૩. "ढङ्काद्याः पञ्चकूटास्तत्र सन्ति सदैवताः । रसकूपी–रत्नखनिविवरौषधिराजिताः ॥ ९ ॥
ढङ्कः कदम्बो लौहित्यस्तालध्वजकपर्दिनौ । पञ्चेति ते कालवशान्मिथ्यादृग्भिरधीकृताः' ॥ १० ॥—"વિવિધતીર્થકલ્પ"માં 'શત્રુંજયતીર્થ કલ્પ.'

૪. Burgess–' Antiquities of Kachh and Kathiawar "–Archaeological survey of western India Vol. II, P. 150.

૫. "જૈન સત્યપ્રકાશ" વર્ષઃ ૪, અંકઃ ૧–૨ માં 'કાઠિયાવાડમાં પ્રાચીન જૈન શિલ્પોની ઉપલબ્ધિ' શીર્ષક સચિત્ર લેખ; પૃષ્ઠ : ૧૪૮–૧૫૨; આ લેખ અંગ્રેજીમાં Royal Asiatic Societyના જર્નલમાં પણ ચિત્રો સાથે પ્રગટ થયો છે.

બીજુની ઉપર જતાં ખડકની ભીંતમાં આછાં કોરી કાઢેલાં કેટલાંક શિલ્પો છે. નીચલા ખૂણાથી ઉપર આવતાં એક સ્ત્રીનું શિલ્પ દેખાય છે. સ્ત્રીના ડાબા ઘૂંટણ પર એક બાળક બેઠેલું છે. જમણા હાથની કોણી એ જ તરફના ઘૂંટણ ઉપર ટેકવીને હાથ ઊંચો રાખેલો છે. કાનમાં મોટાં કર્ણફૂલ છે અને માથામાં સેંથાની મધ્યમાં એક બીજું આભરણ છે. બર્જેસે આ શિલ્પને ઓળખ્યું નહોતું. વસ્તુતઃ એ શિલ્પ અંબા કે અંબિકા નામે ઓળખાતી શાસનાધિષ્ઠાયિકા દેવીનું છે. આવી દેવીમૂર્તિઓ મથુરાના પ્રાચીન જૈન સ્તૂપ, ઇલોરા અને અંકાઈની ગુફાઓ વગેરેમાંથી અને જૈન ચિત્રોમાંથી મળી આવે છે.

આ અંબિકાની પાસે જ એક કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમા ૨૭ ઇંચની છે. તેના આસનની પાછળથી એક નાગ ઠેઠ મસ્તક સુધી ઊંચે ચડીને પ્રતિમાના મસ્તકે સાત ફણાથી છત્ર વિકુર્વી રહ્યો છે. આથી આ મૂર્તિ શ્રીપાર્શ્વનાથ ભગવાનની જણાય છે.

આ પાર્શ્વનાથ ભગવાનની જમણી બાજુએ એક તીર્થંકરની આકૃતિ છે. તેની પાસે પદ્માસન ઉપર બેઠેલી એક બીજી પ્રતિમા છે. મસ્તક પર ત્રણ રેખાથી છત્ર બતાવ્યું છે. બંને બાજુએ ચામરધર છે. સિંહાસનની મધ્યમાં એક હરણ અને તેની બાજુએ બે સિંહો કોરેલા છે. હરણના લાંછનથી આ મૂર્તિ શ્રીશાંતિનાથની પ્રતીત થાય છે. આ પ્રતિમાની બાજુમાં એક કાઉસગ્ગિયા મૂર્તિ છે. મૂર્તિના કાન ખભા સુધી લાંબા છે અને ખભા ઉપર કેશવલ્લરી–લટો હોવાથી આ મૂર્તિ આદિનાથની જણાય છે. આવી મૂર્તિઓ ઘણા સ્થળેથી મળી આવે છે. મૂર્તિની બંને બાજુએ ચામરધરો છે. આ કાઉસગ્ગિયા મૂર્તિ પછીની બે આકૃતિઓ પણ તીર્થંકર ભગવાનની છે. આ પ્રતિમાની આસપાસ ઊભેલા ચામરધરોનાં અસાધારણ મસ્તકો અને સિંહાસનમાં આલેખેલા ત્રણ સિંહો છે. તેમાંના એક સિંહની નીચે ધર્મચક્ર દર્શાવ્યું છે. આ મૂર્તિ સંભવતઃ મહાવીર ભગવાનની જણાય છે.

આ બધી આકૃતિઓ, ચિહ્નો તેમજ નિઃશસ્ત્ર કે વાહન વિનાનાં યક્ષ–યક્ષિણીઓનાં રૂપો ઘણાં પ્રાચીન હોય એમ જણાય છે. ડૉ. હસમુખલાલ સાંકળિયા આવી કળાનાં શિલ્પોને કુશાન ( અથવા ક્ષત્રપ ) કે આરંભિક ગુપ્ત સમય ( ઈ. સ. ૧૦૦–૩૦૦ )નાં હોવાનું જણાવે છે.

વિક્રમની શરૂઆતના સમયની શ્રીકાલકસૂરિની ઘટના સંબંધે અગાઉ અમે ઉલ્લેખ કર્યો છે. એ ઉપરથી સૂચિત થાય છે કે, કાલકસૂરિ જેવા દીર્ઘદ્રષ્ટા સમર્થ આચાર્યે પસંદ કરેલું આ સ્થળ એ સમયે મોટું નગર હશે અને જૈનોની વસ્તીથી ભરપુર હોવું જોઈએ. એ સમયનાં કે તે પહેલાંનાં જૈન મંદિરો આ નગરમાં હોવાં જ જોઈએ. જૈનોના પ્રાચીન જૈન ગ્રંથો ઢાંકની પવિત્ર તીર્થસ્થળોમાં ગણના કરે છે; જેને આ મળી આવેલા પ્રાચીન શિલ્પો સાધાર અને પ્રામાણિક બનાવે છે.

★

# ૬૪. વંથલી (સોરઠ)

( કોઠા નંબર : ૧૭૫૯ )

પ્રાચીન કાળમાં વંથલી ગામ 'વામનસ્થલી' નામે ઓળખાતું હતું. અહીંના ધનાઢ્ય જૈનોની કીર્તિગાથા જૈન સાહિત્યના પૃષ્ઠો ઉપર નોંધાયેલી છે, જે એનું સ્મરણ આજે અપાવી રહી છે. સિદ્ધરાજ જયસિંહના મંત્રી અને સોરઠના દંડનાયક સજ્જન શ્રેષ્ઠીની આ જન્મભૂમિ છે. સજ્જન મંત્રીએ ગિરનારના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો ત્યારે સોરઠની ઉપજના રાજ્યખજાનાના પૈસા તેમાં કામે લગાડ્યા હતા. આથી અપ્રસન્ન થયેલો સિદ્ધરાજ સજ્જનને શિક્ષા કરવા નિમિત્તે સોરઠ આવ્યો એ પહેલાં વંથલીના એક જૈન શ્રેષ્ઠીએ લાખો રૂપિયા વ્યાજ સાથે આપવાનો નિર્ણય સજ્જન મંત્રી આગળ જાહેર કર્યો હતો. પરંતુ જ્યારે સિદ્ધરાજે ગિરનાર ઉપરનું દિવ્ય મંદિર જોયું અને તે પણ તેના પિતા કર્ણરાજના 'કર્ણવિહાર' નામે પ્રસિદ્ધિ પામેલું સાંભળ્યું ત્યારે સજ્જન મંત્રીએ તેની વધારેલી કીર્તિથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. પ્રસન્ન થયેલા રાજાએ એ તમામ ખર્ચ રાજ્ય ખજાનેથી માંડી વાળ્યું અને સજ્જન મંત્રીએ તૈયાર રખાવેલા એ ખર્ચના પૈસા સિદ્ધરાજે લેવાનું નકાર્યું. કહેવાય છે કે એ રકમ વંથલીમાં જૈન મંદિર કરાવવા માટે વાપરવામાં આવી; પરંતુ એ સમયના મંદિરની આજે શોધ કરવા જેવી છે. અહીં ઊભેલી એક

મસ્જિદ એનો કંઈક પત્તો આપી શકે એવી રચનાનાં ચિહ્નો જોવાય છે.

આ મસ્જિદની રચના તદ્દન આર્યશૈલીની છે. એમાં આવેલા મજબૂત સ્તંભોમાં ઘટપલ્લવના શણગારો અને કીર્તિમુખની પંક્તિઓ જોવાય છે. ત્રણ ઘૂમટવાળું હોવાથી આ મંદિર ત્રણ મંડપવાળું વિશાળ હશે. છજામાં નાટારંભ કરતી પૂતળીઓનું દૃશ્ય અને બીજી કોરણીની નિશાનીઓ ઈરાદાપૂર્વક ઘસી નાખવામાં આવી છે. વળી, બબ્બે સ્તંભોની દેખાતી પંક્તિઓ વચ્ચે ઈંટોથી ભીંત બનાવી લઈ બારીઓ મૂકીને એની રચનામાં અલબત્ત, વિકૃતિ કરી નાખેલી હોવા છતાં તેમાંની આર્યશૈલી અછતી રહેતી નથી. એ બારમી સદીનું આ કળામય મંદિર આજે મસ્જિદરૂપમાં પરિવર્તન પામ્યું છે એમાં શંકા નથી આ મંદિરની જૈન મૂર્તિઓ અગમચેતી વાપરી ભંડારી દેવામાં આવી હતી એમ કહેવાય છે.

અહીં 'ગાંધીનો બગીચો' નામે ઓળખાતી જમીનમાંથી શ્રીશીતલનાથ ભગવાનની પ્રતિમા મળી આવી હતી, તેમજ ગામના દરવાજા પાસેથી શ્રીચંદ્રપ્રભ ભગવાન અને શ્રીપદ્મપ્રભસ્વામીની મૂર્તિઓ જડી હતી.

ગાંધીના બગીચા પાસે એક 'સૂર્યકુંડ' નામે સ્થળ છે, એના સૌથી નીચા પગથિયામાં શિવલિંગની સ્થાપના છે. તેની પાસે કુંડના ત્રણ ગોખલાઓમાં ત્રણ કાયોત્સર્ગસ્થ પ્રતિમાઓ જૈન તીર્થંકરોની ઊભેલી જોવાય છે.

આ બધાં પ્રમાણો આ ગામની પ્રાચીનતા અને જૈનોની એક વખતની આબાદીનું સૂચન કરાવી રહ્યાં છે.

આજે અહીં એક જ સ્થળે પાસે પાસે આવેલાં બે જૈન મંદિરો છે. એની રચનામાં પ્રાચીનતાની કોઈ નિશાની દેખાતી નથી. એ થોડાં વર્ષો પહેલાં બન્યાં હશે એમ લાગે છે પણ તેમાં ઉપર્યુક્ત જડી આવેલી મૂર્તિઓ પધરાવેલી છે તે એ સમયના જૈનોની ભક્તિની સાક્ષી આપી રહી છે.

### ઓસમ પહાડ:

વંથલી સ્ટેશનથી ૭ ગાઉ દૂર આવેલો ઓસમ પહાડ[1] અનેક વૃક્ષરાજિથી સુશોભિત છે. પહાડ ઉપર કેટલાંક દેવસ્થાનો અને કિલ્લો વગેરે છે. એ સ્થાનોને બારીકાઈથી જોતાં એમાં ચણેલા કેટલાયે જૈન સ્થાપત્યના પથ્થરો જણાઈ આવે છે. એ હકીકતને સમર્થન આપતાં કેટલાંક અવશેષો અને જિનમૂર્તિઓ અહીંથી આજે પણ મળી આવે છે અને એ ઉપરથી જણાય છે કે આ પહાડ એક વખત જૈનોનું પવિત્ર તીર્થસ્થળ હતો.

પહાડ ઉપર ચડવા માટે પથ્થરનાં પગથિયાં બાંધેલાં છે, જે આજે જીર્ણ દશામાં વિદ્યમાન છે. પહાડ ઉપર આવેલા એક તળાવથી આગળ માતૃમાતાનું દેવળ આવે છે. આ દેવીને લોકો 'સતરેસરી'ના નામે ઓળખે છે. વસ્તુતઃ સતરેસરી એ ચક્રેશ્વરીનું અપભ્રંશ નામ છે, જે દેવી તીર્થંકરની અધિષ્ઠાયિકાદેવી તરીકે જૈનોમાં જાણીતી છે. આ દેવળની પાસે શિવની દેરીમાં એક શ્યામ પાષાણની નાની ખડ્ગાસનસ્થ ખંડિત જિનપ્રતિમા આજે પણ વિદ્યમાન છે.

અહીંથી આગળ જતાં કેટલાંક શૈવ અને વૈષ્ણવ સ્થળોને વટાવી કિલ્લા નજીક પહોંચાય છે. કિલ્લાની બાંધણીને જોતાં તેમાં જિનમંદિરના પથ્થરોનો ઉપયોગ કરવામાં આવ્યો હોય એમ જણાઈ આવે છે. આ કિલ્લાથી નીચે ઊતરતાં રસ્તામાં પથ્થરનાં બાંધેલાં લગભગ વીશેક પરથારો આવે છે. આ સ્થળે પ્રાચીનકાળે જૈન મંદિરો વિદ્યમાન હતાં, એમ કહેવાય છે.

કિલ્લાની પાસે આવેલા ભીમકુંડમાંથી લગભગ પાંત્રીશ–ચાલીશેક વર્ષ પહેલાં ઘણી જિનપ્રતિમાઓ નીકળી આવી હતી, જે પ્રતિમાઓ અત્યારે ધોરાજી અને જુનાગઢના મંદિરોમાં વિદ્યમાન છે. એ કુંડમાંથી બીજી જિનપ્રતિમાઓ હજી મળી આવવાની સંભાવના છે. તેની શોધ કરવામાં આવે તો આ તીર્થસ્થળની મહત્તાની કંઈક ઝાંખી કરી શકાય.

અહીં કેટલીક ગુફાઓ અને ભોંયરાં છે; એ બધાં સ્થળોને પુરાતત્ત્વની દૃષ્ટિએ શોધવાની જરૂરત છે



1. "જૈન સત્ય પ્રકાશ" વર્ષઃ ૧, અંકઃ ૯

# ૬૫. પ્રભાસપાટણ

(કોઠા નંબર : ૧૮૦૭-૧૮૧૬)

હિંદુ પુરાણોમાં પ્રભાસ માટે ખૂબ ચર્ચા કરેલી છે. એ દૃષ્ટિએ આ નગર ખૂબ પ્રાચીન કાળમાં વસેલું છે. આનું પ્રાચીન નામ દેવપત્તન, પ્રભાસ વગેરે મળે છે. ઈ. સ. ૧૦૨૪ માં મહમ્મુદ ગિઝનીએ અહીંના સોમનાથ મંદિરનો ધ્વંસ કર્યો હતો એ ઐતિહાસિક બીના છે. આ મંદિરની શોભા અને વિશાળતાનું સુંદર વર્ણન અગિયારમી શતાબ્દીના પ્રવાસી અલબેરૂનીએ કર્યું છે. શ્રીહેમચંદ્રસૂરિની પ્રેરણાથી પરમાર્હત કુમારપાલે એ નષ્ટ થયેલા મંદિરનો જીર્ણોદ્ધાર સં. ૧૨૨૫ માં કરાવ્યો હતો. ફરીથી એ મંદિર મુસલમાનોના હાથે તોડી નાખવામાં આવ્યું અને સં. ૨૦૦૭ માં શ્રીકનૈયાલાલ મુનશીની પ્રેરણાથી એનો જીર્ણોદ્ધાર નવેસર થયો છે.

ડૉ. નઝીમ કહે છે કે, મહમ્મુદ ગિઝનીએ જે સોમનાથનું મંદિર તોડ્યું હતું તે હાલના સ્થાન પર નહોતું પણ વેરાવળ અને પાટણ વચ્ચેના સ્થળે ભીડિયા પાસે સમુદ્રતીરે હતું.

જૈનો આ નગરને 'ચંદ્રપ્રભાસ' તીર્થ તરીકે સમ્માન્ય ગણે છે. જૈનોના પ્રાચીન આગમગ્રંથ 'બૃહત્-કલ્પસૂત્ર'માં આ તીર્થનો આ રીતે ઉલ્લેખ કરેલો છેઃ—

"कोहलमेंढ पभासे, अब्बुय ॥ ३१५० ॥"

ચૌદમા સૈકાના શ્રીજિનપ્રભસૂરિએ રચેલા "વિવિધતીર્થકલ્પ"થી જણાય છે કે વલભીપુરના ભંગ (વિ. સં. ૮૪૫) પછીના કોઈ સમયે ચંદ્રપ્રભસ્વામીની પ્રતિમા અને ક્ષેત્રપાલ સહિત શ્રીઅંબિકાદેવીની મૂર્તિઓ વલભીપુરથી દેવપત્તનમાં લાવવામાં આવી હતી.[1] એ પછી તેરમા સૈકામાં શ્રીકુમારપાલ નરેશે અહીં પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું.[2]

શ્રીમેરુતુંગસૂરિએ સં. ૧૩૬૧માં રચેલા 'પ્રબંધચિંતામણિ'થી જણાય છે કે, સોમેશ્વર પાટણમાં ચંદ્રપ્રભુનું જિનાલય અને કુમારપાલ નરેશે બંધાવેલું અષ્ટાપદનું મંદિર છે. અષ્ટાપદના મંદિર ઉપર કુમારપાલે સુવર્ણકળશો ચડાવ્યાનો ઉલ્લેખ પણ તેમાં કરેલો છે.[3] આ ઉપરથી જણાય છે કે, સં. ૧૩૬૧માં આ બંને મંદિરો અહીં મોજુદ હતાં.

આ ઉલ્લેખોથી માનવાને કારણ મળે છે કે, જૈનોએ આ નગરને સૌ પહેલાં તીર્થધામ બનાવ્યું અને તે પછી ચૌલુક્યકાળમાં આ નગર શૈવ તીર્થ તરીકે પણ જાણીતું થયું.

આ નગરની બાંધણી પુરાણી છે. રસ્તાઓ પણ વાંકાચૂકા છે. ઠેર ઠેર જીર્ણ સ્થિતિમાં ઊભેલાં કેટલાંયે દેવાલયો અને દરેક ગલીમાં નાની-મોટી મસ્જિદો પણ છે. મોટા ભાગની મસ્જિદો હિંદુ મંદિરોમાંથી રૂપાંતર કરીને રચેલી હોવાનું તેના સ્થાપત્ય ઉપરથી જણાઈ આવે છે.

અહીંના બજારની વચ્ચે ઊંચી દિવાલોથી ઘેરાયેલી એક મસ્જિદ છે. મૂળ એ પાર્શ્વનાથ ભગવાનનું મંદિર હતું. એક ફારસી ભાષાના ગ્રંથ ઉપરથી પણ એનો પુરાવો મળી આવે છે. આ મસ્જિદની રચનાપદ્ધતિ જોઈને પણ એ હકીકત સ્પષ્ટ થાય છે. એના પ્રવેશમંડપમાં અષ્ટકોણ પટ્ટ અને ભારવટ ઉપરના થરમાં જિનમૂર્તિઓ પર કળશ ઢોળતા હાથીઓની પંક્તિ કંડારેલી જોવાય છે. અંદરની બાજુએ પાટડાઓ સાથેના બે સ્તંભો કીર્તિમુખ રચનાવાળા વિદ્યમાન છે. એ શ્રીધર સ્તંભોના આધારે રહેલા પાંચ વિશાળ ઘૂમટો અને રંગમંડપની અંદરની બાજુએ આલેખેલી કીર્તિમુખની પંક્તિઓ, પુષ્પ અને પાંદડાઓના શૃંગારવાળી કોરણી, દેવદેવીઓની મૂર્તિઓ તેમજ નકશીદાર છજાં વગેરે નજરે ચડે છે, કેટલીક મૂર્તિઓને ઘસી-છૂંદી નાખી વિકૃત બનાવવામાં આવી છે. સંભવતઃ શ્રીકુમારપાલ નરેશે બંધાવેલું શ્રીપાર્શ્વનાથનું બાવન જિનાલય આ જ હશે એવી સંભાવના છે.

---

૧. 'तम्मि अवसरे वलहीओ चंदप्पहसामिपडिमा अंबा-खित्तवालजुत्ता अहिट्ठायगबलेण गयणपहेण देवपट्टणं गया ॥"
—'વિવિધતીર્થકલ્પ'માં 'સત્યપુરતીર્થકલ્પ'

૨. "चैत्यं स्फाटिकपार्श्वबिम्बमहत स्वर्णेन्द्रमौलिर्नृपः ॥" —દ્વયાશ્રય કાવ્ય (પ્રાકૃત) સર્ગઃ ૨૦, શ્લો. ૯૮.

૩. 'પ્રબંધચિંતામણિ' (સિંઘી જૈન ગ્રંથમાળા) પૃષ્ઠઃ ૧૦૧

ઉપર્યુક્ત મસ્જિદની પાસે જ એક દીવાલની વચમાં બે ગાળવાળું એક પ્રાચીન મકાન છે. તેમાં પણ જૈન મંદિરની રચનાશૈલી હુબહૂ નિહાળી શકાય છે. આ સ્થાનને ધૂળ અને ગંદકીથી એવું વિરૂપ બનાવી દીધું છે કે એ પ્રાચીન શિલ્પ તરફ કોઈની નજર જ ન મંડાય

નગર બહાર માઈપુરી નામે ઓળખાતા સ્થાનમાં પણ એવી જ રચના છે. એને જોતાં જૈનમંદિરનો મંડપ તરત ઓળખી શકાય એમ છે.

પ્રાચીનકાળનાં જૈન મંદિરો વિદ્યમાન ન હોવાનું રહસ્ય તો ઉપર્યુક્ત હકીકતને જ આભારી છે. આમ હોવા છતાં અહીં ૧૦ જિનમંદિરો મોજુદ છે; જે મોટે ભાગે બસો–ત્રણસો વર્ષ પહેલાંની રચનાવાળાં છે કે જીર્ણોદ્ધાર કરેલી સ્થિતિમાં મોજુદ છે. આ મંદિરોમાં કેટલાંક શિલ્પો એની પ્રાચીનતાનો ખ્યાલ આપે એવાં તો આજે પણ વિદ્યમાન છે જ. અહીંનાં બધાં મંદિરો ઘૂમટબંધી રચનાવાળાં છે.

૧. બજારમાં આવેલી એક શેરીમાં ચંદ્રપ્રભુ જિનેશ્વરનું મંદિર પ્રાચીન અને દર્શનીય છે. મૂળનાયક ચંદ્રપ્રભ તીર્થંકરની પાષાણુ મૂર્તિ ૦ાા ફૂટ ઊંચી અને પ્રાચીન છે. બીજી પણ સુંદર આકૃતિની પ્રતિમાઓ વિદ્યમાન છે. તેમાં 'ડોકરિયા પાર્શ્વનાથ' પ્રભુની શ્યામવર્ણી રમણીય મૂર્તિ છે. એના ચમત્કાર વિશે કહેવાય છે કે, તેમના હાથમાં કોરી (કચ્છનું ચલણીનાણું) ચોંટેલી છે, તે એમ બતાવે છે કે અગાઉ રોજ તેમના હાથમાંથી એકેક કોરી નીકળતી હતી પણ કોઈ કારણે એ બંધ થતાં છેલ્લી કોરી હાથમાં ચોંટી રહી. આ મંદિરમાંની ધાતુની મૂર્તિઓ અને સુંદર ઘડેલાં પરિકરોનું શિલ્પ તો અવર્ણનીય છે. કળારસિક વિદ્વાનો એ જોઈને ખરેખર આનંદ પામે છે. આ મંદિરમાં સ્ફટિકની બે પ્રતિમાઓ પણ છે.

૨. ઉપર્યુક્ત મંદિરની પાસે આવેલા શ્રીસુવિધિનાથ ભગવાનના મંદિરનું સ્થાપત્ય અને પંચધાતુની વિશાળકાય પ્રતિમાઓ અસાધારણ છે. મૂળનાયકની મૂર્તિ ઉપર સં. ૧૫૨૧નો લેખ છે.

બીજા મોટા કંપાઉંડમાં શ્રીમહાવીરસ્વામી, શ્રીમલ્લિનાથ, શ્રીઆદિનાથ અને શ્રીઅજિતનાથ ભગવાનનાં મંદિરો જીર્ણોદ્ધારથી નવાં જેવાં લાગે છે પણ અંદરની રચના જોતાં એની પ્રાચીનતા છતી થાય છે. આ મંદિરોના સમૂહ વચ્ચે ઊભેલો બારમા સૈકાનો એક સુંદર કારીગરીવાળો મંડપ વિદ્યમાન છે. શિલાલેખો અને પ્રાચીન અવશેષોથી ભરેલાં ભોંયરાં આ નગરમાં જૈનોની પ્રાચીન જાહોજલાલીની પ્રતીતિ કરાવે છે.

આ ઉપરાંત નવા પ્રભાસપાટણમાં ત્રણ નાનાં જૈન મંદિરો છે.

હાલમાં જ એક વ્યવસ્થિત સુંદર ગોઠવણીવાળું ભવ્ય જૈન મંદિર પાંચેક લાખ રૂપિયાના ખરચે બંધાયું છે, જેની સુંદર રચનાની તોલે ગુજરાતનું કોઈ મંદિર આવી શકશે નહિ, એમ કહેવાય છે.[૪] એની પ્રતિષ્ઠા સં. ૨૦૦૮ના મહા સુદિ ૬ના રોજ કરવામાં આવશે એવી હકીકત વર્તમાનપત્રોથી જણાય છે.

સોળમા સૈકાના રાઘવ નામના શ્રેષ્ઠીએ અહીં એક તપાગચ્છીય ધર્મશાળા બંધાવી હતી એવી નોંધ એક પ્રશસ્તિમાંથી મળે છે.[૫]

અહીં ઉપાશ્રય, ધર્મશાળા અને પાઠશાળા વગેરે છે. ૪૦૦ શ્રાવકોની વસ્તી છે.



૪. "અખંડ આનંદ" વર્ષ: ૫, અંક: ૧ માં 'સોમનાથપ્રાસાદ અને પ્રભાસતીર્થ'—લે. પ્રભાશંકર ઓ. સોમપુરા.

૫. "જૈન સત્યપ્રકાશ" ક્રમાંક: ૬૨.

## ૬૬. ઉના

(કોઠા નંબર : ૧૮૧૯–૧૮૨૨)

આજે જેને 'ઉના' નામે ઓળખીએ છીએ તેનું પ્રાચીન નામ 'ઉન્નતપુર' હતું.

ચૌદમા સૈકાના યાત્રી શ્રીવિનયપ્રભ ઉપાધ્યાયે રચેલી 'તીર્થમાળા'માં અહીં વીરપ્રભુનું મંદિર હોવાનું નોંધ્યું છે.[1] એ પછી શ્રીહીરવિજયસૂરિના સં. ૧૬૫૨ના ભાદરવા સુદિ ૧૧ના દિવસે કાળધર્મ પામ્યાથી ઉના ગામ ગુરુ તીર્થરૂપ બનેલું છે. એ સમયે અહીં જૈનોની વસ્તી ખૂબ હતી. ગામથી ૦॥ માઈલ દૂર હાહાવાડી નામે સ્થળ છે તે ૧૦૦ વીઘાની જમીન સમ્રાટ અકબરે જૈન સંઘને ભેટ આપી હતી; જેમાં અત્યારે ૭૬ વીઘા જમીન જૈનોના કબજામાં રહી શકી છે. તેને 'શાહીબાગ' નામે પણ લોકો ઓળખે છે. સૂરીશ્વરનો અગ્નિસંસ્કાર આ જમીન ઉપર કરવામાં આવ્યો હતો. આ સ્થળે એક વિશાળ છત્રીમાં સૂરીશ્વરની પાદુકાઓ પ્રતિષ્ઠિત છે. દેરીમાં સં. ૧૬૫૨ના કાર્તિક સુદિ ૫ને બુધવારનો લેખ ૩ ફીટ લાંબી અને ૧॥ ફીટ પહોળી શિલા ઉપર કોતરેલો છે. એ સિવાય શ્રીવિજયસેનસૂરિ, શ્રીવિજયદેવસૂરિ તથા બીજા સૂરિવરોની કુલ બાર છત્રીઓ ઊભી છે.

આજે અહીં જૈનોની ૨૦૦ જેટલી વસ્તી છે. જૈન ઉપાશ્રય અને એક જૈન ધર્મશાળા છે. અહીં ૬ મંદિરો છે તે બધાં ઘૂમટબંધી રચનાવાળાં છે, અને બધાં મંદિરો કોળીવાડાના નાકે આવેલાં છે.

૧. મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનના મંદિરમાં ૨૫ નાની દેવકુલિકાઓ અને પ્રાચીન સમયનું એક મોટું ભોંયરું વિદ્યમાન છે. આમાંનું વિશાળકાય બિંબ દર્શનીય છે

૨–૩. મૂળનાયક શ્રીસંભવનાથ ભગવાનનાં મંદિરો છે. મૂળનાયકની સપરિકર પ્રતિમાઓ શ્રીવિજયસેનસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી છે. આમાં પ્રતિમાઓનો પરિવાર ઠીક પ્રમાણમાં છે અને કેટલીક મૂર્તિઓ ભવ્ય અને પ્રાચીન જોવાય છે.

૪. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ શ્યામ છે. ગૌતમસ્વામીની બે મૂર્તિઓ પણ વિદ્યમાન છે.

૫. મૂળનાયક શ્રીનેમનાથ ભગવાનનું મંદિર છે.

૬. મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનાં મંદિરમાં ભમતીની ૧૮મી દેરીમાં એક પ્રાચીન પ્રતિમા જોવાય છે.

આ ગામ અજારાની પંચતીર્થમાંનું એક તીર્થસ્થળ ગણાય છે અને અજારા તેમજ દેલવાડા તીર્થોની સંભાળ અહીંનો સંઘ રાખે છે.

★

## ૬૭. દીવ

(કોઠા નંબર : ૧૮૨૩–૧૮૨૫)

ઉનાથી ૮ માઇલ, અજારાથી ૬ માઇલ અને દેલવાડાથી ૫ માઇલ દૂર દીવ નામે ગામ દરિયા કિનારે વસેલું છે. ઘોઘલા થઈને નાવમાં બેસીને સામે કિનારેથી પણ જવાય છે. અહીં પોર્ટુગીઝોનું રાજ્ય છે. આ ગામ પ્રાચીન છે. 'બૃહત્કલ્પસૂત્ર'માં દીવનો ઉલ્લેખ કરેલો છે. ઉત્તરાપથના એક રૂપિયાના અહીં 'સાભરક' નામના બે રૂપિયા મળતા; એમ તેના ટીકાકાર નોંધે છે.

ચૌદમા સૈકાના યાત્રી શ્રીવિનયપ્રભ ઉપાધ્યાય નોંધે છે કે—

"દીવિહીં એ કુમરવિહાર, રિસહજિણુ અદબુદ આદિજિણુ, પાસ એ પાય નમેવિ."[1]

---

૧. "જૈન સત્યપ્રકાશ" વર્ષ: ૧૭, અંક: ૧, પૃષ્ઠ: ૨૦–૨૨.

આ ઉપરથી જણાય છે કે અહીં શ્રીકુમારપાલ નરેશે મંદિર બંધાવ્યું હતું, જેમાં આદિજિનની અદ્ભુત મૂર્તિ હતી, અને બીજું મંદિર પાર્શ્વનાથ જિનનું પણ વિદ્યમાન હતું.

સં. ૧૬૫૦માં શ્રીહીરવિજયસૂરિ શત્રુંજયની યાત્રા કરીને આ સ્થળે ચતુર્માસ માટે પધાર્યા હતા, એ સમયે અહીં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હતી.

અઢારમા સૈકાના યાત્રી પં. શીલવિજયજી આ ગામનું વર્ણન કરતાં કહે છે:—

"દીવ બંદિર છે આથરતીર, તિહાં વ્યવહારી વિવહારી ધીર,
નવલખુ સોરવાડી પાસ, ધનવંત સેવિ લીલ વિલાસ;
ફિરંગી રાજ્ય કરિ કર છોડ, પૂરિ પરજા કેરાં કોડ."

આજે એ વસ્તી ઘટી જતાં જૈનોની વસ્તી નામશેષ બની છે. જૈનોની એક ધર્મશાળા અને ત્રણ જૈન મંદિરો એ પ્રાચીન સમૃદ્ધિના અવશેષ સમાં જોવાય છે. આ ત્રણે મંદિરો બજારમાં આવેલાં છે અને બધાં ઘૂમટબંધી પદ્ધતિએ રચાયાં છે.

[૧] મૂળનાયક શ્રીનવલખા પાર્શ્વનાથ ભગવાનનું મંદિર વિશાળ અને મુખ્ય છે. [૨] મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું અને [૩] શ્રીનેમનાથ ભગવાનનું મંદિર પણ સુંદર છે.

આ ગામ અજારાની પંચતીર્થીમાં તીર્થરૂપ છે.

★

## ૬૮. દેલવાડા

(કોઠા નંબર : ૧૮૨૧)

દેલવાડા સ્ટેશનથી ૦ાા માઈલ અને અજારાથી ૧ાા માઈલ દૂર નાનું ગામ છે. અહીં કપોળોની વસ્તી ઠીક પ્રમાણમાં છે. કહેવાય છે કે, આ કપોલભાઈઓ બસો–અઢીસો વર્ષ પહેલાં જૈનધર્મના ઉપાસક હતા. તેમણે જ અહીંનું જૈન મંદિર બંધાવ્યું હતું. આજે એ ભાઈઓ વૈષ્ણવધર્મી બન્યા છે.

અહીં જૈનોની વસ્તી હવે નથી. એક જૈન ધર્મશાળા અને એક નાનું સરખું ધાબાબંધી જૈન મંદિર છે. તેમાં મૂળનાયક શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા પ્રતિષ્ઠિત છે.

આ ગામ પણ અજારાની પંચતીર્થીમાં ગણાય છે.

★

## ૬૯. અજારા

(કોઠા નંબર : ૧૮૧૭)

ઊનાથી ૧ કોશ દૂર અજારા નામનું તદ્દન નાનું ગામડું છે. એક કાળે આની મોટા નગર તરીકે ભારે ખ્યાતિ હતી. જૈનોનું આ કેન્દ્રધામ હતું. આ આબાદ નગર અનેક જૈન મંદિરોથી શોભી રહ્યું હતું. આ નગરની ઉત્પત્તિ વિશે દંતકથા એવી છે કે—અતિપ્રાચીન કાળમાં રઘુકુળના અજયપાલ નામના રાજાને જ્યારે અનેક રોગોએ ઘેરી લીધા ત્યારે તેનું નિવારણ શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાના ન્હવણજળથી થયું હતું. એ ઉપકારવશ થયેલા રાજાએ આ સ્થળે અજયનગર વસાવી એક મોટું જિનમંદિર બંધાવ્યું અને એ પ્રતિમાની તેમાં સ્થાપના કરી. પાછળથી આ નગર એ રાજા અને આ મંદિરગૃહના સંયુક્ત એવા 'અજાહરા–અજારા' નામે ઓળખાવા લાગ્યું.

મતલબ કે, મધ્યકાળમાં આ નગર ખૂબ આબાદ હતું અને જૈનોની વસ્તી તેમજ મંદિરોની બહુલતાથી આ નગર ઝગીઝગી રહ્યું હશે એમાં શંકા નથી. અહીંના ઉજ્જડ પ્રદેશમાંથી લગભગ ૧૫૦ જેટલી પ્રાચીન જૈન મૂર્તિઓ મળી આવી છે. એ સિવાય આજે પણ શાસનદેવ–દેવીઓની અને તીર્થંકરોની અનેક મૂર્તિઓ ખંડિત–અખંડિત દશામાં મળતી રહે જ છે. ચોરા નીચે પ્રાચીન મૂર્તિઓ દટાયેલી હોવી જોઈએ કેમકે થોડા સમય પહેલાં દેવીની મૂર્તિ નીકળેલી જે આજે પણ એક ભાગમાં ઊભી છે. અહીંથી મળી આવેલી મૂર્તિઓમાંથી એક મૂર્તિ ભાવનગરના દાદાસાહેબના મંદિરમાં આજે પણ પ્રતિષ્ઠિત છે અને બીજી શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ મુંબઈમાં છે. ગામની બહાર અજયપાલ રાજાનું સ્મરણ કરાવતાં દાડમનાં વૃક્ષો જેવાં અજયપાલ નામનાં વૃક્ષો ઊભાં છે. એનાં પાંદડાં કદી કરમાતાં નથી. તે અનેક રોગોના ઉપદ્રવને મટાડે છે એમ કહે છે. વળી, અહીં સોડસો જેટલી પ્રાચીન વાવો છે—આ ઉપરથી આ ગામની પ્રાચીનતા અને જાહોજલાલીની ઝાંખી સ્પષ્ટ થઈ આવે છે. ચૌદમા સૈકાના યાત્રી શ્રીજિનયપ્રભ ઉપાધ્યાયે રચેલી '*તીર્થમાળા*'માં અહીંના પાર્શ્વનાથ મંદિરની નોંધ કરેલી છે.[1] દુર્ભાગ્યે અહીં શ્રાવકનું એકે ઘર આજે વિદ્યમાન નથી.

૧. અહીં એક માત્ર ભવ્ય શિખરબંધી જૈન મંદિર મોજુદ છે. એનો મૂળગભારો, રંગમંડપ અને શિખરની રચના મનોહર છે. તેમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રાચીન મૂર્તિ વેળુની બનેલી છે. તેના ઉપર લાલ લેપ કરેલો હોવાથી મૂર્તિ રમણીય લાગે છે. બંને હાથ તદ્દન સાંકડા દેખાય છે. માથે ભામંડળ આગળ નાગોએ ફણા વિકુર્વી છત્ર બનાવેલું છે. મૂર્તિની ઊંચાઈ લગભગ ૩ ફીટથી વધુ નથી. મૂળગભારામાં બંને પડખે બે કાઉસગ્ગિયા મૂર્તિઓ છે, તે અહીંના અજયપાલ નામના ચોરાની જમીન ખોદતાં મળી આવી હતી. તેના ઉપર સં. ૧૩૨૩ના જેઠ સુદિ ૮ ને ગુરુવારે શ્રીઉદયપ્રભસૂરિના પટ્ટાલંકાર શ્રીમહેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કર્યાનો લેખ કોરેલો છે. વળી, અહીંની ભૂમિમાંથી એકીસાથે ૨૨ મૂર્તિઓ પ્રથમ મળી આવી હતી. તેમાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ હતી. તેમના પરિકરની નીચે નવગ્રહ અને બાજુમાં યક્ષ–યક્ષિણીની મૂર્તિઓ કોતરેલી છે. તેના નીચે સં. ૧૩૪૩ના મહા વદિ ૨ ને શનિવારે પ્રતિષ્ઠા કર્યાનો લેખ મોજુદ છે. અહીંથી એક ૩૫ રતલના વજનવાળો ઘંટ મળી આવ્યો છે; જેમાં—"**श्रीअजारापार्श्वनाथ सं० १०३४ शा. गायचंद जेचंद**" એવા અક્ષરો કોતરેલા કહે છે. વળી, બીજા ઘંટ ઉપર સં. ૧૬૬૨ નો લેખ છે. આ બધી પ્રાચીન મૂર્તિઓ અને ઘંટ વગેરે આ મંદિરમાં પધરાવેલા છે.

મંદિરની જમણી બાજુએ એક છત્રાકાર ગભારો છે ને તેની પાસે રાયણવૃક્ષની રચના કરેલી છે. આ બંનેની વચ્ચેના સ્તૂપ ઉપર સં. ૧૬૭૮ના ફાગણ સુદિ ૯ ને શનિવારનો લેખ ઉત્કીર્ણ છે.

મંદિરના ચારે દિશા અને ખૂણાઓમાં પણ શ્રીઆનંદવિમલસૂરિ, શ્રીવિજયદાનસૂરિ, શ્રીહીરવિજયસૂરિ, શ્રીવિજયસેનસૂરિ, શ્રીમોહનમુનિ, શ્રીતત્ત્વકુશલ મુનિ અને ઉપાધ્યાય શ્રીવિદ્યાસાગર મહારાજની પાદુકાઓ પ્રતિષ્ઠિત છે.

અજારાનો પંચતીર્થીમાં આ સ્થળ મુખ્ય તીર્થધામ છે.



## ૭૦. ભદ્રેશ્વર [કચ્છ]

**(કોઠા નંબર : ૧૯૫૬)**

કચ્છમાં અંજારથી ૧૦ માઈલ દૂર વસઈ ગામ છે, ત્યાં ભદ્રેશ્વર નામે પ્રાચીન સ્થળ છે. એનું પ્રાચીન નામ ભદ્રાવતી હતું. આ નગરી ક્યારે વસી હશે એ જાણવામાં આવ્યું નથી પરંતુ એનો ઇતિહાસ બહુ જૂનો બતાવવામાં આવે છે. '*મહાભારત*'માં વર્ણવેલી યૌવનાશ્વ રાજાની નગરી તે આ જ ભદ્રાવતી હોવાનું કહેવાય છે. આ પૌરાણિક વાતોને જતી કરીએ તોયે ઐતિહાસિક કાળમાં પણ આ ભદ્રાવતી એક પ્રાચીન નગરી હતી. ભદ્રાવતીનો ઇતિહાસ અત્યારના ભદ્રેશ્વરના જૈન મંદિર સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે. આજથી ૨૪૫૫ વર્ષ પહેલાં

૧. "જૈન સત્યપ્રકાશ" વર્ષ: ૧૭, અંક: ૧ પૃ૦ ૨૦–૨૨.

એટલે વીર નિ૦ સં૦ ૨૩માં અહીં દેવચંદ્ર નામના એક ધનાઢ્ય શ્રાવકે આ નગરના આભૂષણસમું નગરના મધ્ય ભાગમાં જ એક સુંદર અને વિશાળ મંદિર બંધાવ્યું હતું. વિ. સં. ૧૯૩૯માં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો ત્યારે એક તામ્રપત્ર મળી આવ્યું હતું. એની પ્રાચીન લિપિને એ. ડબ્લ્યુ. રુડોલ્ફ હોર્નલેએ ઘણી મુશ્કેલીથી ઉકેલી હતી. તેમાં આ પ્રકારે પાઠ હોવાનું તેમણે શ્રીવિજયઆનંદસૂરિને જણાવ્યું હતું:—

"१ देवचंद्रीय श्रीपार्श्वनाथदेवस्यैतो २३ ॥"

આ મંદિરની જૂની નોંધમાં અને કચ્છની ભૂગોળમાં પણ "**वीरात् २३ वर्षे इदं चैत्यं संजातमिति**" એવું લખાણ છે.

આ બધાનો સાર એ કે, વીર નિર્વાણ સં. ૨૩માં શ્રીદેવચંદ્ર નામના શ્રાવકે ભદ્રેશ્વરમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું. એ પછી લગભગ બારમા સૈકા સુધી આ મંદિરના ઇતિહાસ ઉપર કાળચેરો પડદો પડેલો છે. અત્યારના જૈન મંદિરના એક થાંભલા ઉપર "સં. ૧૧૩૪ના વૈશાખ સુદિ ૧૫ના શ્રીમાલીઓએ ઉદ્ધાર કરાવ્યો" એવો લેખ મળે છે. એ સિવાય અહીંના આશાપુરા માતાના મંદિરના એક થાંભલા ઉપર સં. ૧૧૫૮નો લેખ અને ચોખંડા મહાદેવના મંદિરની ડહેલીના ઓટલામાં ચણી લીધેલા એક પથ્થરમાં સં. ૧૧૯૫ના લેખો ઉપલબ્ધ થાય છે,[1] જે આ નગરના સ્થાનિક ઇતિહાસમાં ઉપયોગી થાય એવા છે.

સં. ૧૪૦૫માં શ્રીરાજશેખરસૂરિએ રચેલા 'પ્રબંધકોશ'માં તેરમા સૈકાના ધોળકાના રાજા વીરધવલ અને ભદ્રેશ્વર વેલાકુલના ભીમસિંહ નામના પડિહાર રાજા વચ્ચે યુદ્ધ થયાનો પ્રસંગ આપેલો છે; જેમાં આખરે વીરધવલ રાજાની જીત થાય છે.[2] એ ઉપરથી જણાય છે કે ભદ્રેશ્વર એ વખતે ગુજરાતના રાજાઓને આધીન હતું.

આ મંદિર અને નગરીનો ખરેખરી જાહોજલાલીનો સમય તો વિક્રમના ચૌદમા સૈકાના આરંભમાં થયેલા પ્રસિદ્ધ દાનવીર શેઠ જગડૂશાહના કાળમાં થયો. તેમણે આ ભૂમિ ઉપર અઢળક દ્રવ્ય ખરચ્યાનાં પ્રમાણો ઇતિહાસમાં અંકાયેલાં છે.

જગડૂશાહની મોટા વેપારી તરીકેની ખ્યાતિ બંદર વાટે દૂર સુદૂર દેશોમાં પંકાયેલી હતી. ભદ્રાવતીના કિનારે રોજ અનેક વહાણો લાંગરતાં ને તેમને ત્યાં વેપારીઓની ઠઠ જામેલી રહેતી. પશ્ચિમના ઈરાન, ઈરાક ને તુર્કસ્તાનના, પૂર્વના ચીન, જાવા, સુમાત્રા કે દક્ષિણના લંકા વગેરે દેશોમાં એમનો માલ જતો અને ત્યાંનો માલ ભદ્રેશ્વરના કિનારે ઠલવાતો. જગડૂશાહ સમુદ્રના રાજા ગણાતા. એમને ત્યાં આવતા વેપારીઓમાં કેવળ હિંદુઓ જ નહિ પણ મુસલમાનોયે હતા. એમને માટે જગડૂશાહે ભદ્રાવતીમાં બધી વ્યવસ્થા રાખી હતી. જગડૂશાહ ઉદારદૃષ્ટિના માનવી હતા. હિંદુઓના દર્શન કાજે એમણે હિંદુ મંદિરો અહીં બંધાવ્યાં, તેમ મુસલમાનોને નમાજ પઢવા ખાતર મસ્જિદો પણ બંધાવી હતી; એમ 'જગડૂચરિત' ઉપરથી જણાય છે.

એ સમયે ભદ્રાવતી વાઘેલા રાજાઓના અધિકારમાં હતી. જગડૂશાહે પોતાના સામર્થ્ય વડે તેમની પાસેથી આ નગરીનો કબજો મેળવ્યો. એ જેવા વીર હતા તેવા માનવપ્રેમી દયાળુ હતા, એમના દરવાજે હમેશાં જુદી જુદી જરૂરિયાતવાળાઓની મેદની જામતી. કોઈ પણ માનવી એમના આંગણેથી ખાલી હાથે પાછો ફરતો નહિ. ભૂખ્યાંને ભોજન અને નવસ્ત્રાંને વસ્ત્ર અપાતાં. એ માટે તેમણે અન્નભંડાર અને વસ્ત્રભંડાર બનાવી સત્રશાળા–દાનશાળાઓ ખુલ્લી મૂકી હતી

કોણ જાણે કેમ, જગડૂશાહની કસોટી કરવા કે તેમની કીર્તિ વધારવા સં. ૧૩૧૫ માં ગુજરાતમાં ભારે દુષ્કાળ પડ્યો. આ દુષ્કાળની આગાહી તેમના ગુરુ જૈનાચાર્યે કરી હતી, તેથી તેમણે સાવચેત બની પરદેશમાંથી પુષ્કળ અનાજ સંઘરી લીધું હતું. એ અનાજની વહેંચણી માટે તેમણે જુદા જુદા દેશોમાં અનેક દાનશાળાઓ ચાલુ કરી: રેવાકાંઠા, સોરઠ અને ગુજરાતમાં ૩૩; મારવાડ, ધાટ અને કચ્છમાં ૩૦; મેવાડ, માળવા અને ઢાલમાં ૪૦ અને ઉત્તર

---

૧. રા. સા. મગનલાલ ખખ્ખરે પોતાના સંપાદિત અને અનૂદિત 'જગડૂચરિત'ની પ્રસ્તાવનામાં આ શિલાલેખોનો ઉલ્લેખ કર્યો છે.

૨. "પ્રબંધકોશ" પૃષ્ઠ: ૧૦૪ થી ૧૦૬.

વિભાગમાં ૧૨ એમ એમની સત્રશાળાઓ—દાનશાળાઓ હતી. વળી, તેમણે ૮૦૦૦ મુડા અનાજ વીસલદેવને, ૧૨૦૦૦ મુડા સિંધના હમીરને, ૨૧૦૦૦ મુડા દિલ્હીના સુલતાનને, ૧૮૦૦૦ મુડા માળવાના રાજાને અને ૩૨૦૦૦ મુડા મેવાડના રાજાને અનાજના આપ્યા હતા.

દુષ્કાળમાં એમણે કરેલા આ દાનની સામાન્ય નોંધ પણ અજાયબી પમાડે એવી છે. આ દાનના કારણે તેમણે આખા દેશને દુષ્કાળના કારમા પંજામાંથી ઉગારી લીધો. એક કવિએ એ દુકાળ પાસે સાચું જ કહેવડાવ્યું છે કે—

"જગડૂ જીવતો મેલ, પનરોતેર પડું નહિ."

જે નગરીમાં આવા દાનવીરો મોજુદ હશે એ સમયે આ નગરીની જાહોજલાલી કેવી હશે એ સહેજે કલ્પનામાં આવી જાય છે. એ પછી આ નગરનું પતન થયું હશે એમ લાગે છે. રા. મગનલાલ ખખ્ખરના કથન પ્રમાણે ગુંદી-યાળીવાળા ડુંગરજીએ જૂનું ભદ્રેશ્વર તોડીને નવું વસાવ્યું એ વાતને ૪૦૦ વર્ષ થઈ ગયાં.

કહેવાય છે કે, ભદ્રાવતી ભાંગી પડી ત્યારે અહીંનું જૈન મંદિર એક બાવાના હાથમાં ગયું. બાવાએ પ્રભુની મૂર્તિ ઉપાડીને કોઈ ભોંયરામાં રાખી દીધી. એ પછી સં. ૧૬૨૨માં જૈનોએ આ મંદિરનો કબજો મેળવી શ્રીમહાવીરસ્વામી ભગવાનની મૂર્તિ પ્રતિષ્ઠિત કરી. એ પછી તો પેલા બાવાએ શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ જૈનોને પાછી સોંપી. આ મૂર્તિ હાલ મંદિરની પાછળની એક દેવકુલિકામાં મોજુદ છે સં. ૧૬૮૨ અને સં. ૧૬૮૮ની વચ્ચે શેઠ વર્ધમાન શાહ અને પદમસીએ આ મંદિરનો ઉદ્ધાર કરાવ્યાની હકીકત 'કલ્યાણસૂરિરાસ'માં આ પ્રકારે જણાવી છેઃ—

"ગુરુ ઉપદેશે કરાવીયોજી તેહનો જીર્ણોદ્ધાર, દોઢ લાખ કોરી ખરચીજી, તેઓએ તિહાં મનોહાર." (ઢાલ : ૨૫)

કહેવાય છે કે, બીજી વાર પણ એવો પ્રસંગ આવેલો જેમાં અહીંના ઠાકોરોએ મંદિરનો કબજો કર્યો; પણ પાછળથી ઠાકોર પાસેથી જૈનોએ લઈ ને સં. ૧૯૨૦ માં રાઓ શ્રીપ્રાગ્મલજીના સમયમાં તેનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો એ પછી સં. ૧૯૩૯ ના મહા સુદિ ૧૦ ના દિવસે માંડવીનિવાસી શેઠ મોણસી તેજશીનાં ધર્મપત્ની બાઈ મીઠાંબાઈએ જીર્ણોદ્ધાર કરાવ્યો છે.

આજે અનેક શિખરોથી શોભતું આ વિશાળ મંદિર, કેટલીક ધર્મશાળાઓ, શિવમંદિરના ઘૂમટના થાંભલા, દુદા વાવ અને તેની પાસે બે મસ્જિદોના બાકી રહેલાં ખંડિયેરો વગેરેનું મોટું ધામ, જેને 'વસહી' કહેવામાં આવે છે તે ભદ્રેશ્વર ગામથી પૂર્વમાં લગભગ અડધો માઈલ દૂર છે.

ભદ્રેશ્વરના જૈન મંદિરની રચના આબુ પરનાં મંદિરો જેવી કુશળતાભરી છે. લગભગ ૪૫૦×૩૦૦ ફીટ પહોળા-લાંબા ચોગાનની વચ્ચે આ મંદિર આવેલું છે. ચારે બાજુએ વિશાળ ધર્મશાળાઓ છે. ડાબી બાજુએ ઉપાશ્રય છે.

મંદિરની લંબાઈ-પહોળાઈ ૧૫૦×૮૦ ફીટ છે અને સમતલ ભૂમિથી એની ઊંચાઈ ૩૮ ફીટની છે. મંદિરનો ગભારો ઊંચો હોવાથી દૂરથી પણ મૂર્તિનાં દર્શન થઈ શકે છે. પ્રવેશદ્વાર કળામય નકશીવાળું છે. મૂળગભારામાં આરસની ત્રણ પ્રતિમાઓ છે. મૂળનાયક શ્રીમહાવીર ભગવાનની મૂર્તિ નીચે સં. ૧૬૨૨ નો લેખ હોય એમ જણાય છે. પરિકરમાં બે કાઉસગ્ગિયા મૂર્તિઓ છે. મૂળનાયકની જમણી બાજુએ ફણાવાળી શ્રીપાર્શ્વનાથ ભગવાનની પદ્માસનસ્થ મૂર્તિ છે અને ડાબી બાજુએ શ્રીશાંતિનાથ ભગવાન બિરાજે છે. આ બંને મૂર્તિઓ ઉપર સં. ૧૨૩૨ ની સાલના લેખો છે.

ચાર મોટા અને બે નાના ઘૂમટો છે. ઘૂમટની નીચે વિશાળ રંગમંડપ છે. તેમાં ૨૧૮ મોટા થાંભલાઓની રચના છે. એક સ્તંભ ઉપર 'સં. ૧૧૩૪ વૈશાખ સુદિ ૧૫' એટલું વંચાય છે. બીજા સ્તંભ ઉપર સં. ૧૩૨૩ અને ત્રીજા સ્તંભ ઉપર સં. ૧૩૫૮ના લેખો કોરેલા છે.[3] બંને તરફ અગાશીઓ છે. તેમાં આસપાસની બાવન દેરીઓનાં શિખરો અને મૂળગભારાનું ઊંચું શિખર મળીને કુલ ૫૩ શિખરોની રચના કરેલી છે.

---

૩. "Report on the Antiquities of Kachh and Kathiawar." P. 506–509

મંદિરનો નીચલો ભાગ સૌથી જૂનો લાગે છે, બાકીનો ભાગ હાલની બાંધણી મુજબ છે. જગડૂશાહે આ મંદિરનો ઉદ્ધાર સં. ૧૩૧૨ માં કરાવ્યો હશે એમ લાગે છે. મંદિરના ટેકા માટે કરેલી કમાનોની રચના જૂના સમયની છે. આસપાસની દેરીઓ તેરમા સૈકા પછી બંધાવાઈ હોય એમ જણાય છે.

દેવળના થાંભલા કારીગરીવાળા અને લેખયુક્ત હતા પરંતુ જીર્ણોદ્ધાર સમયે ચૂનામાં આ બધું દબાઈ જવા પામ્યું છે. મંદિરના મંડપમાં દીવાલ પર અને કાચ પર આલખાયેલાં સોનેરી અને બીજા રંગવાળાં ચિત્રોમાં નેમિનાથ ભગવાનની જાન, પ્રભુનો વરઘોડો, તીર્થંકરોના કલ્યાણકો અને ઉપસર્ગની વિવિધ ઘટનાઓ સુંદર રીતે આલેખી છે.

મંદિરની નીચે એક ભોંયરું હોવાનું કહેવાય છે. તેમાં મૂર્તિઓ ભંડારી રાખવામાં આવતી હતી. હાલ એ ભોંયરું પૂરી નાખવામાં આવ્યું છે.

દર વર્ષે ફાગણ સુદિ ૩–૪–૫ નો અહીં મેળો ભરાય છે. પાંચમના રોજ મંદિર પર ધજા ચડાવવામાં આવે છે.

અહીંના જૂના કિલ્લાની દીવાલો સને ૧૭૬૩ માં પાડી નાખવામાં આવી હતી અને સને ૧૮૧૦ માં મુંદ્રા ગામ વસાવવામાં આ મંદિરના પથ્થરોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો એમ કહેવાય છે.

★

## ૭૧. સુથરી

(કોઠા નંબર : ૧૬૧૨)

કચ્છમાં અબડાસા નામે ઓળખાતો તાલુકો જૈનોની દૃષ્ટિએ મહત્ત્વનો છે. આ તાલુકામાં આવેલાં બીજાં ગામોમાં જો કે જૈનમંદિરો છે, છતાં ૧ સુથરી, ૨ કોઠારા, ૩ જખૌ, ૪ નળિયા અને ૫ તેરા; આ પાંચ ગામ તીર્થરૂપે મનાય છે. અબડાસાની આ પંચતીર્થી ગણાય છે. આ પંચતીર્થીમાં પણ સુથરીનું તીર્થ મુખ્ય છે. માંડવી બંદરથી ૨૯ માઈલ દૂર મોટર કે ગાડા (રેંકડા) દ્વારા અહીં અવાય છે.

સુથરીમાં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનાં ૨૦૦ ઘરો છે. ૬ ઉપાશ્રયો, ૪ ધર્મશાળાઓ પૈકી ત્રણ તો સાર્વજનિક ઉપયોગમાં આવે છે, જ્યારે એક ધર્મશાળા જૈન યાત્રાળુઓ માટે છે અને તેમાં બધી સગવડ મળે છે. હસ્તલિખિત પુસ્તક ભંડાર, જૈન પાઠશાળા અને કન્યાશાળા વગેરે છે.

ગામના બજારમાં શિખરબંધી જિનાલય છે. આ મંદિર બહુ મોટું તો નથી પરંતુ આ તીર્થનો મહિમા જાગતી જ્યોતિ જેવો લોકમાં પ્રસિદ્ધ છે. મૂળનાયકની મૂર્તિ 'ઘૃતકલ્લોલ પાર્શ્વનાથ'ના નામે ઓળખાય છે. એ નામમાં જ આ તીર્થનું રહસ્ય છુપાયેલું છે. એ વિશે એક લાંબી કથા છે પણ એનો ભાવ સંક્ષેપમાં એ છે કે, ઉદેશી નામનો એક શ્રાવક પરગામ ભાતુ બાંધીને જઈ રહ્યો હતો, ત્યારે રસ્તામાં એને એક ગરીબ માણસનો ભેટો થયો. એની પાસે એક પોટલામાં જૈન મૂર્તિ બાંધેલી હતી. તેણે ઉદેશી શ્રાવકને એની વાત કરી. ત્યારે ઉદેશીએ એ પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ ખરીદી લીધી. ઉદેશીએ ઘેર આવી એ પોટલામાં બાંધેલી મૂર્તિ તેના ખાદ્યપદાર્થના ભંડારિયામાં મૂકી રાખી. બીજે દિવસે એ ભંડારિયું ખોલતાં અચાનક ખાદ્ય પદાર્થોથી ભરપુર બની ગયેલું જોવાયું. આ દૃશ્યથી એના અચંબાની કોઈ સીમા ન રહી. એ સમયે સુથરીમાં રહેતા એક યતિજીને તેણે આ વાત કરી ત્યારે યતિજીએ એક નાની દેરી બંધાવી એ મૂર્તિની તેમાં પ્રતિષ્ઠા કરી. કહે છે કે પ્રતિષ્ઠા વખતે જે સંઘવાત્સલ્ય થયું ત્યારે જે વાસણમાં ઘી રાખવામાં આવેલું તે ખૂબ વપરાયું તોયે ઘી ઓછું ન થયું. એ વાસણમાં હાથ નાખીને જોયું ત્યારે એ જ પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ એમાં જોવાઈ. એને બહાર કાઢી ફરી પ્રતિષ્ઠિત કરી ને તેનું 'ઘૃતકલ્લોલ પાર્શ્વનાથ' એવું નામ રાખવામાં આવ્યું.

આ અને એવી બીજી ચમત્કારી વાતો અહીં પ્રસિદ્ધ છે. એ ગમે તે હોય પણ આ મૂર્તિ સુંદર અને પ્રાભાવિક છે એમાં શંકા નથી. આ મંદિરની ૧૦૦–૧૧૫ વર્ષ થયાં પ્રતિષ્ઠા થઇ છે અને એ સમયથી આ ગામ દિવસે દિવસે વિકાસ સાધતું સંપન્ન બની રહ્યું છે.

મંદિરની બાંધણી અને નીચેથી લઈને શિખરસુધી કરવામાં આવેલા સોનેરી ભૂરા રંગનું કામ જોવાલાયક છે. આમાં પાષાણની ૪૮, ધાતુની ૨૩, ચાંદીની ૨૬; કુલ મળીને ૯૭ જિનમૂર્તિઓ છે. આ સિવાય ૯૫ ચાંદીના અને ૧૪ સર્વધાતુના સિદ્ધચક્રો છે. દેરાસરના પ્રવેશદ્વારની જમણી બાજુએ ચક્રેશ્વરી દેવી અને ડાબી બાજુએ મહાકાલી દેવીની આરસની મૂર્તિઓ દર્શનીય છે.

એકંદરે આ તીર્થના મહિમાથી આકર્ષાઈ આસપાસના ગામોમાંથી અને દૂરથી પણ યાત્રીઓ દર્શનાર્થે આવે છે અને અહીંના સંઘની સાધર્મિક ભક્તિ જોઈને યાત્રાળુઓ પુલકિત બની જાય છે.



## ૭૨. જખૌ

(કોઠા નંબર : ૧૯૧૯)

**સુથરીથી** લગભગ ૨૦ માઈલના અંતરે જખૌ નામે ગામ આવેલું છે. શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનાં ૨૦૦ ઘરો છે પણ ધંધા અંગે કેટલાક લોકો બહાર ગામ રહે છે. ૧ ઉપાશ્રય, યાત્રાળુઓ માટે વિશાળ ૨ ધર્મશાળાઓ, પાઠશાળા, કન્યાશાળા વગેરે છે.

એક વિશાળ વંડામાં જુદા જુદા ગૃહસ્થોએ નવ દેરાસરોનો ઝૂમખો બાંધી જાણે શત્રુંજય ગિરિની એક ટૂંક જ ઊભી કરી દીધી હોય એવો દેખાવ આ મંદિરો આપી રહ્યાં છે. આ નવ ટૂંક મળીને 'રત્ન ટૂંક' કહેવાય છે. (૧) આમાંનું મુખ્ય મંદિર શેઠ જીવરાજ રતનસીએ સં. ૧૯૦૫માં બંધાવી તેને પોતાના પિતાના નામથી 'રત્ન ટૂંક'નું નામ આપ્યું છે. બાકીનાં મંદિરો તે પછી જ બનેલાં છે.

મુખ્ય મંદિરમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાન છે. આ મંદિર, તેની ઉપરનાં વીશ શિખરોની કળશ–ધજાઓથી સૂર્યના તેજમાં જળાંહળાં થઈ રહ્યું હોય એમ દૂરથી દેખાય છે. આ મંદિરની વિશાળતા અને ઊંચાઈ ઓછી નથી.

બાકીના આઠ દેરાસરોમાં નીચે મુજબ મૂળનાયક ભગવાન બિરાજમાન છે. (૨) શ્રીસુવિધિનાથ, (૩) શ્રીઆદિનાથ, (૪) શ્રીચિંતામણિ પાર્શ્વનાથ, (૫) શ્રીગોડીપાર્શ્વનાથ અને નીચે શ્રીજીરાવલા પાર્શ્વનાથ, (૬) ઉપરના ભાગમાં શ્રીગૌતમસ્વામી અને નીચે (૭) શ્રીશાંતિનાથ ભગવાન અને (૮) શ્રીચંદ્રપ્રભસ્વામી.

અહીં પ્રતિમાનો પરિવાર પણ ઘણો છે. સમગ્ર મંદિરોમાં મળીને પાષાણની ૧૨૬ અને ધાતુની ૮૦ પ્રતિમાઓ છે. સિવાય સ્ફટિકની ૨ અને સુવર્ણની ૧ મૂર્તિ પણ અહીં બિરાજમાન કરેલી છે.



## ૭૩. નળિયા

(કોઠા નંબર : ૧૯૨૩)

**જખૌથી** ૧૬ માઈલ દૂર નળિયા ગામ આવેલું છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજકોનાં ૨૫૦ ઘર છે, ૧ ઉપાશ્રય, યાત્રાળુઓ માટે વિશાળ ધર્મશાળાઓ, જ્ઞાનશાળા, બાલાશ્રમ, પુસ્તક ભંડાર અને દવાખાનું વગેરે છે. એકંદરે ગામ પ્રમાણમાં સારું છે.

ગામની વચ્ચે આવેલા બજારમાં એક વિશાળ મંદિર જોવાય છે. સોળ શિખરો અને ચોદ રંગમંડપોથી શણગારેલું આ મંદિર અનુપમ શોભા ધારી બેઠું છે. તેમાં મૂળનાયક શ્રીચંદ્રપ્રભુ ભગવાન બિરાજમાન છે. આ મંદિરના નિર્માતા શેઠ નરશી નાથાનું નામ, તેમણે પાલીતાણામાં બંધાવેલી વિશાળ ધર્મશાળાથીયે સૌને જાણીતું છે. આ મંદિર સં. ૧૮૯૭માં બંધાયું છે.

આ મુખ્ય મંદિરની બાજુમાં શેઠ ભારમલ તેજશીએ સં. ૧૯૧૦માં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું દેરાસર બંધાવ્યું છે અને તેની જ બાજુમાં શેઠ હુરભમ નરશી નાથાએ સં. ૧૯૧૮માં શ્રીઅષ્ટાપદનું અજોડ દેરાસર બંધાવેલું છે. ત્રણેના ગભારાઓ અલગ છે પણ મંદિર એક જ ગણાય છે. મંદિરની આગળ એક વિશાળ ચોક છે. મંદિર બંધાવનાર શેઠ નરશી નાથા અને તેની પત્નીની આરસની મૂર્તિઓ મંદિરમાં મૂકેલી છે.

આ મંદિરમાં મૂર્તિઓનો પરિવાર ઘણો છે. પાષાણની ૧૧૦, ધાતુની ૨૬, ચાંદીની ૩૯, સ્ફટિકની ૧ મળીને કુલ ૧૭૬ જિનપ્રતિમાઓ છે. ૧૩૨ સિદ્ધચક્ર ચાંદીના, ૪ ધાતુના અને ૨ ચંદન કાષ્ઠના મળીને કુલ ૧૩૮ છે.

દેરાસરનો વહીવટ શેઠ નાગશી કેશવજી, શેઠ શામજી જેઠાભાઈ અને શેઠ રતશી દામજી કરે છે.



## ૭૪. તેરા

( કોઠા નંબર : ૧૯૨૭–૧૯૨૮ )

નળિયાથી ૧૮ માઈલ દૂર તેરા નામે ગામ આવેલું છે. અહીંના મજબૂત કિલ્લાની ખ્યાતિ લોકવિદિત છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજકોનાં ૧૦૦ ઘરો છે. ૧ ઉપાશ્રય, યાત્રાળુઓ માટે ૧ વિશાળ ધર્મશાળા, મહાજનવાડી, વિદ્યાશાળા, કન્યાશાળા, પુસ્તકભંડાર વગેરે છે. અહીં બે જૈન મંદિરો છે.

૧. બજારમાં આવેલું શ્રીજીરાવલા પાર્શ્વનાથ ભગવાનનું મંદિર મુખ્ય છે. મંદિરનાં નવ શિખરોની ધજાઓ દૂરથી યાત્રીઓને આકર્ષી લે છે. ભવ્યતા અને સૌંદર્યમાં આ મંદિર બીજાં નામી મંદિરોથી ઊતરે એવું નથી. મંદિરની આસપાસ એક મોટો ચોક આવેલો છે. અહીં પાષાણની ૫૭, ધાતુની ૨૧, ચાંદીની ૩૨ મળીને કુલ ૧૧૦ જિનપ્રતિમાઓ છે. વળી, ચાંદીના ૬૪, ધાતુના ૮, સોનાના ૨ મળીને કુલ ૭૪ સિદ્ધચક્રો છે.

   શેઠ હીરજી ડોસાભાઇ અને શેઠ પાસવીર રાયમલ નામના બે જૈન શ્રેષ્ઠીઓએ આ મંદિર સં. ૧૯૧૫માં બંધાવેલું છે. આ બંનેની એક મોટી પ્રશસ્તિ રંગમંડપની ભીંતમાં કોતરેલી છે.

૨. ઉપર્યુક્ત મંદિરની સામે શિખરબંધી શ્રીશામળિયા પાર્શ્વનાથ ભગવાનનું સુંદર મંદિર છે મંદિરના રંગમંડપમાં કાચ ઉપર સુંદર ચિત્રકામ કરેલું છે. મંદિરમાં પાષાણની ૪, ધાતુની ૬, સોનાની ૨, ચાંદીની ૧ મળીને કુલ ૧૩ જિનપ્રતિમાઓ છે.

   લગભગ ત્રણસો વર્ષ પહેલાં ગોરજી હીરાચંદ તારાચંદે આ મંદિર બંધાવેલું છે.



## ૭૫. કોઠારા

( કોઠા નંબર : ૧૯૩૦ )

તેરાથી ૧૨ માઈલ દૂર કોઠારા નામે ગામ છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજકોનાં ૭૫ ઘર છે. એક વિશાળ ધર્મશાળા યાત્રાળુઓ માટે છે. શેઠ કેશવજી નાયક, શેઠ વેલજી માલુ અને શેઠ શિવજી નેણશી આ ત્રણ વ્યક્તિઓ તરફથી કન્યાશાળા, પાઠશાળા અને પાંજરાપોળ ચાલે છે.

ગામના મધ્ય ભાગે આવેલા બજારમાં જાણે એક મોટો પહાડ ખડો કર્યો હોય એવી ઘટ્ટ બાંધણીનું જૈન મંદિર આખાયે કચ્છમાં વિશાળતા અને ભવ્યતામાં અજોડ છે. પર્વતની શિખરમાળાનું ભાન કરાવતાં એના ઉપરનાં બાર ઉન્નત શિખરો દૂરથીયે પ્રેક્ષકનું મન હરી લે છે. મંદિરની લંબાઇ–પહોળાઈ ૭૮×૬૪ ફીટની છે અને ઊંચાઈ ૭૪

ફીટની છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનની પ્રતિમા બિરાજમાન છે. આ મંદિરમાં પાષાણની ૧૩૭, ધાતુની ૫૪, ચાંદીની ૨૦, સ્ફટિકની ૧ મળીને કુલ ૨૧૨ મૂર્તિઓ અને સોનાના ૧ સિદ્ધચક્રજી જુદે જુદે સ્થળે પ્રતિષ્ઠિત થયેલ છે. મંદિરમાં કાચનું કામ પ્રેક્ષણીય છે.

સં. ૧૯૧૮માં શેઠ કેશવજી નાયક, શેઠ વેલજી માલુ અને શેઠ શિવજી નેણશીએ આ મંદિર બંધાવી તેની પ્રતિષ્ઠા કરાવી છે. શત્રુંજયગિરિ ઉપરની નવ ટૂંક પૈકીની એક ટૂંક જે 'કેશવજી નાયકની ટૂંક'ના નામે ઓળખાય છે, તેના નિર્માતા આ ગામના વતની અને કોઠારાનું મંદિર બંધાવવામાં પણ ફાળો આપનાર પુણ્યશાળી શેઠ કેશવજી નાયક હતા. તેમણે આવાં મંદિરો બંધાવી પોતાની અનુપમ શ્રદ્ધાનો દાખલો બેસાડ્યો છે અને અનેક સખાવતો કરી શેઠ જગડૂશાહના પગલે દાનવીર તરીકેની ખ્યાતિ પણ પ્રાપ્ત કરી છે.

★

## ૭૬. કટારિયા

### (કોઠા નંબર : ૧૯૮૩)

ભૂજથી ભચાઉ જતી રેલ્વેના ભચાઉ સ્ટેશનથી ૧૮ માઈલ દૂર કટારિયા નામે ગામ છે. તે કોણે વસાવ્યું એ જાણવામાં નથી પરંતુ કટારિયા નામ શાથી પડયું એ વિશેની એક લોકકથા એવી સંભળાય છે કે, મુસલમાનોના અહીં વારંવાર થતા હુમલાથી એક પ્રસંગે એક રમણીના પતિને દુશ્મનોએ મારી નાખ્યો ત્યારે એ વીર રમણીએ હાથમાં કટારી લઈ રણમેદાનમાં ઝંપલાવ્યું. તેણે તેના પતિના ખૂનીને શોધી કાઢી, તેને ઘોડા ઉપરથી નીચે પટકી તેની છાતીમાં કટારી હુલાવી દીધી, ત્યારથી એ કટારીના પ્રસંગની યાદગીરીમાં આ ગામનું 'કટારિયા' એવું નામ લોકવિશ્રુત બન્યું છે પરંતુ એ પહેલાં પ્રાચીન કાળમાં આ એક વિશાળ નગર હતું.

અહીં શેઠ જગડૂશાહના મહેલો હતા એમ પણ સંભળાય છે. એક સમયનું આ ભવ્ય નગર આજે તો એક નાના ગામડામાં રૂપાંતર પામ્યું છે. શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની વસ્તી ત્રણેક ઘરની નામની જ રહેવા પામી છે. ૧ ઉપાશ્રય, યાત્રાળુઓ માટે એક વિશાળ જૈન ધર્મશાળા અને એક પુસ્તકભંડાર પણ છે. અહીં એક વિદ્યાલય સાથેનું જૈન છાત્રાલય પણ મોજુદ છે.

" Archaeological servey of western India "માંથી એવી માહિતી સાંપડે છે કે, અહીં બજારની વચ્ચે જૈન મંદિરનું ખંડિયેર વિદ્યમાન છે. આ ખંડિયેર એક મકાનનો પાયો ખણતાં મળી આવ્યું હતું. દેવકુલિકાઓના પાયા, દીવાલો અને કોરણીભર્યા પથ્થરોથી જણાય છે કે, એક સમયે આ મંદિર ૫૦ ફીટના ઘેરાવામાં હતું.

આ મંદિર લોકોના મકાનોથી ઘેરાયેલું છે. બારેક ફીટ જમીનમાં દટાયેલા આ મંદિરમાં કોરણીભર્યા પાંચ સ્તંભો પર ઘૂમટો છે. ઘૂમટોમાં વિવિધ પ્રકારની કોરણી છે. બીજા ઘૂમટો અને શિખર જમીનમાં દટાયેલાં છે. સભામંડપ અને પાંચ સ્તંભોમાં લટકાવેલાં તોરણોવાળું એક ભોંયરું પણ છે. તેમાં પથ્થરના પગથિયાંવાળી નિસરણી બનેલી છે. આખુંયે મંદિર ૬૪ ફીટનું ઊંચું હશે એમ જણાય છે. સફેદ ખારા પથ્થરો અને ચૂનાથી આ બનાવેલું છે. મંદિર પાંચસો વર્ષ પહેલાંનું જણાય છે.

સં. ૧૯૭૮માં શેઠ વર્ધમાન આણંદજીએ જીર્ણોદ્ધાર કરાવી સુંદર અને ભવ્ય શિખરબંધી મંદિર કરાવ્યું છે. આમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાનની શ્વેતવર્ણી પ્રતિમા બે હાથ ઊંચી છે, જે ભાંડિયાથી લાવીને અહીં સં. ૧૯૮૮ માં પ્રતિષ્ઠિત કરવામાં આવી છે. આ મૂર્તિના પાછળના ભાગમાં પણ ત્રણેક પંક્તિઓનો લેખ છે, જેમાં તે સમયના રાજવી અને પ્રતિષ્ઠાપક આચાર્યનો વિશેષ પરિચય જણાવ્યો હશે પરંતુ મૂર્તિને ભીંત સાથે ચૂનાથી સજ્જડ કરેલી હોવાથી આખો લેખ વાંચી શકાતો નથી પણ પલાંઠી નીચે આટલો લેખ જોવામાં આવે છે:–

" श्रीमहावीरबिंबं कारितं प्र० आचार्यश्रीविजयसिंहसूरिराजैः तपागच्छे कटारियाग्रामे सं० १६८६ वर्षे वैशाखमासे शुक्लपक्षे तृतीयातिथौ ॥ "

સત્તરમા સૈકાની આ મૂર્તિ ખરેખર સુંદર અને દર્શનીય છે પરંતુ કાન, નાકથી ખંડિત હોવાથી જીર્ણોદ્ધાર સમયે તેના ઉપર લેપ કરાવ્યો છે કહેવાય છે કે, કટારિયા ગામની પડતી દશામાં આ મૂર્તિ આંઢિયા લઈ જવામાં આવી હતી જ્યાં લગભગ ૧૦૮ વર્ષ સુધી એ પૂજાતી રહી. આ મૂર્તિના જ કારણે વાગડ પ્રદેશમાં આ ગામ તીર્થરૂપ મનાય છે. હમણાં હમણાં આ તીર્થની સારી નામના થઇ છે.

★

## ૭૭. ગેડી

(કોઠા નંબર : ૧૯૯૧)

કચ્છ—વાગડમાં આવેલું ગેડી ગામ ઘણું પ્રાચીન છે. કૃષ્ણકાળની વિરાટનગરીથી પણ લોકો ઓળખે છે પરંતુ એ હકીકતને ઇતિહાસનો આધાર નથી.

અહીં ૪૦ જૈનોની વસ્તી, ૧ ઉપાશ્રય અને જૈન મંદિર જીર્ણાવસ્થામાં છે. અગાસીબંધ શિખરયુક્ત આ મંદિરને મોટી પરસાલ છે. આગળના ભાગમાં ચાર દેરીઓ શિખરયુક્ત છે. તેમાં પબાસણ વિદ્યમાન છે. મંદિરનો વચલો ઘૂમટ ૧૬ સ્તંભોના આધારે બનાવેલો છે.

મંદિરની લંબાઈ—પહોળાઇ ૨૮ × ૨૦ ફીટ છે. અગાસી સુધીની ઊંચાઈ ૧૪ ફીટ અને ઘૂમટ સુધીની ઊંચાઇ ૨૦ ફીટની છે.

ગર્ભગૃહમાં આરસપાષાણનાં બિંબો પ્રાચીનકાળનાં છે. વચ્ચે મૂળનાયક શ્રીમહાવીર પ્રભુની મૂર્તિ ૩ ફીટ ઊંચી છે. મૂર્તિના નાક, હાથ, કાન ખંડિત થતાં ચૂનાથી જોડીને લેપ કરાવેલો છે. મૂળનાયકની એક બાજુએ શ્રીઆદીશ્વરની મૂર્તિ છે. તેના ઉપર સં. ૧૫૩૪નો લેખ છે અને બીજી બાજુએ શ્રીસુમતિનાથ ભગવાન છે. તેના ઉપર સં. ૧૬૨૫ નો લેખ છે. મંદિર આલાશાહે બંધાવેલું છે. એ વિશે એક દંતકથા પણ પ્રચલિત છે.

અહીં આલવ નામનો ઘીનો વેપારી રહેતો હતો. એક વેળા એની દુકાને ઘી વેચનારી ભરવાડણ ઘીનો પાળિયો એને ત્યાં આપવા આવી. પાળિયાને ખાલી કરી નાખવાનું કહીને એ બાઇ બજારમાં સોદો લેવા ગઈ. આલવે ઘી તોળીને પાળિયો ખાલી કરી રાખ્યો. બાઈએ આવીને જોયું તો ઘીનો પાળિયો ભરેલો જોવાયો. આથી તેણે આલવને તરત ઘી તોલી લેવા જણાવ્યું. ચતુર વેપારી પાળિયા નીચેની ઈંઢોણીમાં કંઈક કરામત હોવાનું સમજી ગયો. બાઈને પેલી જૂની ઈંઢોણીને બદલે નવી ઈંઢોણી સાથે પાળિયો ખાલી કરીને આપ્યો. ઈંઢોણીમાં એવો ગુણ હતો કે તેના ઉપર મૂકેલું ખાલી વાસણ ઘીથી ભરાઈ જતું. એ રીતે આલવ ખૂબ ધનાઢ્ય બની ગયો.

કહે છે કે, એક સમયે અણહિલવાડ પાટણમાં એક ગૃહસ્થને ત્યાં જમણવારનો પ્રસંગ હતો. તેમાં ઘીની જરૂર પડતાં આલવે આ કરામતથી તેને ઘી પૂરું પાડ્યું. એ ગૃહસ્થે આલવને ઘીના જે પૈસા આપ્યા તે દ્વારા આલવે આ મહાવીરસ્વામી ભગવાનનું મંદિર બંધાવ્યું. એ સિવાય આલવ વાવ અને આલસર તળાવ પણ એણે જ બંધાવ્યાં છે.

કંથકોટ:—

આ ગામથી ઉત્તર—પૂર્વ ૩૬ માઇલ કંથકોટ નામે સ્થળ છે. કંથડનાથ યોગીના નામ ઉપરથી અહીં પુરાતન કિલ્લો કંથકોટ નામે પ્રસિદ્ધિમાં આવ્યો. જામ લાખા ધૂરારાના પૌત્ર જામ સાડે આ કિલ્લો બંધાવેલો છે અને તેમાં કંથડનાથ યોગીનું મંદિર પણ ચણાવ્યું છે. કિલ્લો મજબૂત પથ્થરોથી બાંધવામાં આવ્યો છે. કચ્છ બહારના રાજાઓ જ્યારે શત્રુઓના હુમલાથી ભયગ્રસ્ત સ્થિતિમાં આવી પડતા ત્યારે આ કિલ્લાનો આશ્રય લેતા. મૂલરાજ સોલંકી અને ભીમદેવ પોતાની જાત બચાવવા આ કિલ્લામાં છુપાયા હતા. એક વખતનો આ અજોડ કિલ્લો આજે તો જીર્ણશીર્ણ અવસ્થામાં જોવાય છે.

અહીં સોળ થાંભલાવાળું ભગવાન મહાવીરસ્વામીના પુરાતન મંદિરનું ખંડિયેર છે. આ મંદિર કોણે બંધાવ્યું

એ વિશે શ્રીદલપતરામ પ્રાણજીવન ખખ્ખરે " Archaeological Survey of Western India "માં આ મંદિરમાંથી મળી આવેલા શિલાલેખો ઉપરથી માહિતી આપી છે. મંડપના સ્તંભ ઉપર કોરેલા એક ત્રુટિત શિલાલેખ ઉપરથી સં. ૧૩૪૦માં આ મંદિરના બંધાવનાર તરીકે આમ્રદેવના પુત્રો નામે લાખા અને સોલ્હાનાં નામો જાણી શકાય છે. ચૂનાના પ્લાસ્ટર ઉપર આમ્રદેવના પુત્ર પાસિલનું નામ જણાવેલું છે. મંડપના એક સ્તંભ ઉપરના લેખનો અંશ વંચાય છે એ મુજબ સં. ૧૩૨–(?) શ્રાવણ સુદિ પને સોમવારે શ્રીમાળી જ્ઞાતિના આમ્રદેવ એટલું વંચાય છે. લેખ તૂટેલો હોવાથી તેના પુત્રોનાં નામ જાણી શકાતાં નથી.

ચૌદમા સૈકામાં શ્રીસર્વાનંદસૂરિએ 'જગડૂચરિત' રચ્યું તેના ઉપરથી જણાય છે કે જગડૂશાહના પૂર્વજોની પાંચ પેઢીઓ કંથકોટમાં નિવાસ કરતી હતી. છેવટે જગડૂશાહના પિતા સોલ્હા ભદ્રેશ્વરમાં સં. ૧૨૭૦માં રહેવા માટે ગયા અને ત્યાં સ્થિર થયા. જગડૂશાહના કાકાઓ વગેરે અહીં ૧૪મા સૈકા સુધી નિવાસ કરતા હતા; જેમણે આ મંદિર બંધાવેલું શિલાલેખથી પુરવાર થાય છે

**સીકરાઃ—**

કચ્છમાં આવેલું સીકરા ગામ ક્યારે વસાયું એ જાણવામાં નથી. અહીં ઘણા પાળિયાઓ મૌજુદ છે તેમાંના એક પાળિયા ઉપર સં. ૧૦૬૦ની સાલ વંચાય છે.

અહીં એક કળામય જૈન મંદિરનું ખંડિયેર વિદ્યમાન છે. આ મંદિર સં. ૧૭૭૩માં બંધાવાયું હતું. સં. ૧૮૪૨માં જ્યારે માળિયાના મિયાણાઓ ઘણો ઉપદ્રવ કરી રહ્યા હતા ત્યારે આ મંદિરના મૂળનાયક શ્રીવાસુપૂજ્યસ્વામીની મૂર્તિ અધોઈ ગામે લઈ જવામાં આવી. મંદિરમાં એક શિલાલેખ પણ જોવામાં આવે છે.



## ૭૮. તારંગા (ગુજરાત)

(કોઠા નંબર : ૨૦૧૩–૨૦૨૦)

ગુજરાતમાં પહાડ પરનાં તીર્થોમાં તારંગા વિશિષ્ટ તીર્થસ્થળ છે. વિ. સં. ૧૨૪૧ માં શ્રીસોમપ્રભાચાર્યે રચેલા 'કુમારપાલ પ્રતિબોધ' થી જાણવા મળે છે કે, વેણી વત્સરાજ નામના બૌદ્ધધર્મી રાજાએ અહીં તારાદેવીનું મંદિર બંધાવેલું ત્યારથી આ સ્થળ 'તારાપુર' નામે પ્રસિદ્ધિ પામ્યું. એ પછી આર્ય ખપુટાચાર્ય (વિક્રમની પહેલી શતાબ્દી)ના[1] ઉપદેશથી તે રાજા જૈનધર્મી બન્યો ત્યારે તેણે જ અહીં જિનેશ્વરદેવની શાસનાધિષ્ઠાત્રી સિદ્ધાયિકાદેવીનું મંદિર બંધાવી જૈનોના તીર્થ તરીકે પ્રસિદ્ધિ આપી.[2] એ પછીનો લગભગ તેરમા સૈકા સુધીનો આ તીર્થનો ઇતિહાસ અંધકારમાં છે.

તેરમા સૈકામાં તારંગાગિરિ ઉપર બંધાયેલો બાવન દેવકુલિકાવાળો ઉત્તુંગ દેવપ્રાસાદ આજે પણ જૈનાચાર્ય શ્રીહેમચંદ્રસૂરિ અને ગૂર્જરનરેશ કુમારપાલની લગભગ ૮૦૦ વર્ષ પહેલાંની કીર્તિગાથા સંભળાવતો અડગ ઊભો છે તેને આજ સુધી આવો ગરવો અને સુરક્ષિત બનાવી રાખવા માટે કેટલાયે દાનવીર જૈન શ્રેષ્ઠીઓએ તેમાં સંસ્કારો–ઉદ્ધારો કરીને વિસ્તાર્યો પણ છે. આ રીતે જોતાં અહીં બૌદ્ધ અને જૈન સંસ્કૃતિનો સુભગ સંગમ થયેલો જોવાય છે. આમાં કેટલાયે યોગીઓ, મુનિઓ અને ભાવુકોની સ્મૃતિઓ જડાયેલી પડી છે એથી જ એ વંદનીય તીર્થરૂપ બન્યો છે.

પ્રાચીન જૈન પ્રબંધો અને તીર્થમાળાઓમાં તારંગાને તારઉર, તારાવરનગર, તારણગિરિ, તારણગઢ વગેરે નામોથી ઉલ્લેખવામાં આવ્યો છે. આ નામો ઉપરથી તારંગા નામ કેમ બન્યું એ સમજાતું નથી. સંભવ છે કે,

---

૧. " श्रीवीरमुक्तितः शतचतुष्ये चतुरशीतिसंयुक्ते । वर्षाणां समजायत, श्रीमानाचार्यखपटगुरुः ॥७९॥ "

—' પ્રભાવકચરિત્ર 'માં ' શ્રીવિજયસિંહસૂરિ પ્રબંધ '

૨. " ताराए बुद्धदेवीए मंदिरं तेण कारियं पुव्वं । आसन्नगिरिम्मि तओ भण्णइ ताराउरं ति इमो ॥
तेणेव तत्थ पच्छा भवणं सिद्धाइयाए कारवियं ।

—" કુમારપાલ પ્રતિબોધ "માં " આર્યખપુટાચાર્ય કથા " પ ૪૪૩

તારાગામ ઉપરથી અપભ્રષ્ટ થઈને તારંગા થયું હશે.

મહેસાણાથી આવતી રેલ્વે લાઈનમાં તારંગા હીલ છેલ્લું સ્ટેશન છે. પહેલાં આ સ્ટેશન પર વસ્તી જેવું નહોતું પરંતુ હાલમાં ધર્મશાળાઓ અને મોદીઓની દુકાનો થઈ છે. સ્ટેશન સામે જ શ્વેતાંબર અને દિગંબર યાત્રાળુઓ માટે અલગ અલગ બે ધર્મશાળાઓ છે.

તારંગા ઉપર ચડવાના ત્રણ માર્ગો છે. એક ધુડિયા ધક્કાનો, બીજો ધારણ માતા તરફનો અને ત્રીજો ટીંબા ગામ બાજુનો. પહેલો માર્ગ ટૂંકો પણ ચડવામાં કઠણ છે જ્યારે બીજા માર્ગો તદ્દન સરળ છે. આ બંને માર્ગો કિલ્લાના દ્વારની ટેકરી નીચે ભેગા થાય છે. ત્યાંથી પગથિયાં ગોઠવેલાં છે. દ્વારમાં પ્રવેશ કર્યા પછી તદ્દન સપાટ ભૂમિ છે. ધુડિયા ધક્કાવાળો આખો માર્ગ દક્ષિણની ટેકરીઓની તળેટીમાં જ છે, જે પાણીના પ્રવાહનું વહન કરી રહ્યો છે. આ પહાડની રચના લગભગ ઈડરના પહાડ જેવી છે.

સ્ટેશનથી તારંગાની તળેટી લગભગ ૨ માઈલ દૂર છે. રસ્તો કાચો હોવા છતાં ધોરી ગાડામાર્ગ છે, જેને ધુડિયા ધક્કાનો માર્ગ કહે છે. તળેટીમાં વિશ્રાંતિ લઈ શકાય એવી શ્વેતાંબર અને દિગંબરની બે નાની ધર્મશાળાઓ છે. તળેટીથી તારંગા પહાડનો ચડાવ એક માઈલનો છે.

પહાડ પર શ્વેતાંબરોનાં ૫ મંદિરો અને ૫ દેરીઓની ટૂંકો છે. એક ધર્મશાળા અને તેમાં પુસ્તકાલય છે. દિગંબરોનાં પણ ૫ મંદિરો, ૭ દેરીઓ અને ધર્મશાળા છે.

પૂર્વ દ્વારથી પ્રવેશ કરતાં ડાબી બાજુએ શ્રીઅજિતનાથ મંદિરની સન્મુખ આશરે ત્રણ ફીટ ઊંચાઈવાળી એક દેરીમાં કીર્તિસ્થંભ વિદ્યમાન છે. તેના ઉપર કુમારપાલના છેલ્લા વર્ષ સમયનો લેખ આ પ્રકારે વંચાય છે:—

"सं. १२३० वर्षे फागण वदि ३ ववेण मे अमल( मये )न ॥"

શ્વેતાંબરોનાં પાંચ મંદિરોમાં શ્રીઅજિતનાથ ભગવાનનું મંદિર કોટથી ઘેરાયેલું ઉન્નત અને વિશાળ છે.

૧. પગદંડીથી ઊંચે પહોંચતાં જ 'અજિતનાથ વિહાર' નામે ઓળખાતું મંદિર દૃષ્ટિગોચર થાય છે. આ મંદિર બંધાવવા માટે કુમારપાલ નરેશે યશોદેવના પુત્ર દંડનાયક અભયને આદેશ કર્યો હતો.[3]

'પ્રભાવક ચરિત્ર'માં ઉલ્લેખ છે કે, કુમારપાલ રાજાએ અર્ણોરાજ ઉપરની ચડાઈ વખતે ભગવાન અજિતનાથની જે માનતા માની હતી તેની પૂર્તિ રૂપે તેણે તારંગા ઉપર ૨૪ ગજ ઊંચું મંદિર બંધાવ્યું અને તેમાં ૧૦૧ આંગળ (ઈંચ) પ્રમાણની પ્રતિમા સ્થાપન કરી હતી.[4]

'પુરાતન પ્રબંધસંગ્રહ'ના ઉલ્લેખથી જણાય છે કે, જ્યારે અજયપાલે જૈનમંદિરોને ધરાશાયી કરવા માંડયાં ત્યારે વસાહ અને આભડ નામના મુખ્ય શ્રેષ્ઠીઓએ સંઘને એકત્રિત કરી કુમારપાલે બંધાવેલાં મંદિરોને અજયપાલથી બચાવવા માટે શો ઉપાય કરવો તેની વિચારણા કરતાં એ સમયના સીલનાગ નામના અધિકારીને મળીને બાકી રહેલા તારંગાના મંદિરને બચાવવા માટે નિવેદન કર્યું. સીલનાગે યુક્તિ વાપરીને તારણગઢનું મંદિર અને બીજાં મળીને ચારેક મંદિરો બચાવી લીધાં હતાં.[5]

આ મંદિર બત્રીશ માળનું ઊંચું બંધાવેલું હતું એમ પણ કહેવાય છે. આજે તો ત્રણ–ચાર માળનું જ વિદ્યમાન છે. મંદિરને પહેલી નજરે નિહાળતો કલાભ્યાસી શિલ્પીએ યોજેલી શિલ્પશાસ્ત્ર મુજબની સર્વાંગ સુંદર રચનાની પ્રમાણસરતા પામી જાય છે. શિલ્પીએ આલેખેલી જગતીની ઊંચાઈ, જાડંબો, પદ્મો, કણી, અંતરણી, આસપટ્ટી, કુંભો,

૩. "तत्थ ममाएसेणं अजियजिणिंदस्स मंदिरं तुंगं । दंडाहिवअभयेणं जसदेवसुएण निम्मवियं ॥"
—"કુમારપાલ પ્રતિબોધ"માં "શ્રીઆર્યખપુટાચાર્ય કથા" પૃ. ૪૪૩

૪. "પ્રભાવકચરિત"માં "શ્રીહેમચંદ્રસૂરિ પ્રબંધ" શ્લોકઃ ૭૨૦ થી ૭૨૪.

૫. "પુરાતન પ્રબંધસંગ્રહ"માં 'અજયપાલ પ્રબંધ' પૃષ્ઠઃ ૪૭.

કળશો વગેરે સ્વરૂપો શિલ્પીય નિયમ મુજબ બરાબર યોજાયા છે. મંદિરમાં પાથરેલું કલાલેખન સાદું છતાં સુઘડ અને વિવિધતાવાળું હોવાથી મનોહર લાગે છે. સોલંકીકાળની સૌંદર્યકળાનો આ ઉત્તમ નમૂનો શિલ્પીય યોજનાનો આદર્શ અભ્યાસી આગળ ખડો કરે છે. અલબત્ત, એમાં પાછળથી થયેલાં સંસ્કરણો પણ અભ્યાસીની નજરે આછતાં રહેતાં નથી. સત્તરમા સૈકામાં થયેલા શ્રીઋષભદાસ કવિ 'કુમારપાલરાસ'માં કહે છે કે, આ મંદિરના શિખરને કોઈ ક્ષતિ પહોંચી નથી એટલે એ પ્રાચીન કાળનું હોવાનું કહે છે; પરંતુ મંદિરનું શિખર બારમી સદી જેટલું પ્રાચીન જણાતું નથી. દેવળની આજુબાજુએ બાંધેલી દેવકુલિકાઓ કોઈ વિનાશને ભોગ બનેલી પ્રતીત થાય છે. એનો નાશ કરતાં બચી ગયેલી એક દેવકુલિકા જમીનનું માપ કરતાં દિગંબરોના કબજામાં ગયેલી દેવકુલિકા સુધી જાય છે. આજે તે દિગંબરોના કબજામાં હોવાથી વચ્ચે ભીંત ચણી લીધેલી છે

પ્રાસાદનો મંડોવર અને શિખર ભાતભાતની કોરણીથી ભરેલાં છે. મંદિરની પાછળ ૬૪ દીવાલમાર્ગો છે, જેમાંની એકે દીવાલ નકશી વિનાની નથી. એમાં યક્ષો, ગંધર્વો અને નર્તિકાઓની ભાવનાત્મક સૃષ્ટિ ઊભી કરી મૂર્તરૂપ આપવામાં મણા રાખી નથી. આબુનાં મંદિરો જેવી ઝીણી કોરણી ન હોવા છતાં એની ભવ્યતા આંખને આંજી દે એવી તો છે જ. ખરેખર, આ મંદિરની ઊંચાઈ અજોડ છે.

મંદિરને ૨૩૦ ફીટ જેવડો લાંબો-પહોળો ચોક મળી ગયો છે. ચોકની બહાર મધ્યમાં ૧૪૨ ફીટ ઊંચું, ૧૫૦ ફીટ લાંબુ અને ૧૦૦ ફીટ પહોળું ભવ્ય મંદિર ગોઠવાયેલું છે. લગભગ ૬૩૯ ફીટનો ઘેરાવો આ મંદિરે રોકી લીધો છે. સમગ્ર મંદિર ખારા પથ્થરથી બાંધવામાં આવ્યું છે. ઈંટ અને ચૂનાનું મિશ્રણ એવું સપ્રમાણ શાસ્ત્રીય દૃષ્ટિએ કરવામાં આવ્યું છે કે આજે ૮૦૦ વર્ષ વીત્યાં છતાંયે મંદિરની કોઈ સામગ્રીને આંચ આવવા પામી નથી.

મંદિરનું મુખ અને દરવાજો પૂર્વાભિમુખ છે. દરવાજામાં પ્રવેશ કરતાં અંબિકા માતા અને દ્વારપાલની મૂર્તિઓનાં દર્શન થાય છે. મંદિરમાં પ્રવેશ કરવાના ત્રણે દિશાએ ત્રણ પ્રચંડ દરવાજાઓ છે. દરેક દરવાજાને ત્રિશાખા-દ્વાર છે અને પ્રવેશદ્વારના ઉંબરમાં બંને બાજુએ ગ્રાસમુખ છે. પગથિયાં આરસનાં પણ સાદાં છે.

મંદિરના સિંહદ્વાર પાસે એક વિશાળ અગ્રમંડપ મંત્રી વસ્તુપાલે બંધાવ્યો હતો અને તેમાં બે બાજુએ બે વિશાળ ગવાક્ષો બનાવી ભગવાનની મૂર્તિઓ સ્થાપી હતી પરંતુ એ સ્થાપના અત્યારે વિદ્યમાન નથી. માત્ર લેખ સાથેનાં આસનો મોજુદ છે. એ લેખ આ પ્રકારે છે:—

" ॐ स्वस्ति श्रीविक्रम संवत् १२८४ वर्षे फागुण शुदि २ रवौ श्रीमदणहिल्लपुरवास्तव्यप्राग्वाटान्वयप्रसू(सू)त ठ० श्रीचंडपात्मज ठ० श्रीचंडप्रसादांगज ठ० श्रीसोमतनुज ठ० श्रीआशाराजनंदनेन ठ० श्रीकुमारदेवीकुक्षिसंभूतेन महं श्रीलूणिग महं श्रीमालदेवयोरनुजेन महं० श्रीतेजःपालाग्रजन्मना संघपतिमहामात्यश्रीवस्तुपालेन आत्मनः पुण्याभिवृद्धये इह श्रीतारंगपर्वतश्रीअजितस्वामी(मि)देवचैत्ये **श्रीआदिनाथ**देवजिनबिंबालंकृतखत्तकमिदं कारितं ॥ प्रतिष्ठितं श्रीनागेन्द्रगच्छे भट्टारकश्रीविजयसेनसूरिभिः ॥ "

બીજો લેખ **શ્રીઆદિનાથ** ને બદલે **શ્રીનેમિનાથ** ભગવાનના નામ સિવાય બધો અક્ષરશઃ ઉપર મુજબ છે.

મંદિરમાં મૂળગભારો, ગૂઢમંડપ, રંગમંડપ અને છ ચોકીઓની વિભાગરચના કરવામાં આવી છે. રંગમંડપમાંથી મૂળગભારામાં જવા માટે બે નાના દરવાજાઓ મૂકેલા છે. તે પછી જ મૂળગભારાનું પ્રવેશદ્વાર આવે છે. મૂળગભારો ૧૮ ફીટ લાંબો અને ૨૩ ફીટ પહોળો છે. આખોયે ગભારો મકરાણાના આરસથી મઢેલો છે.

મૂળગભારામાં મૂળનાયક તરીકે શ્રીઅજિતનાથ ભગવાનની મૂર્તિ બિરાજમાન છે. આ મૂર્તિ ૧૫ હાથની ઉન્નત અને મનોહર છે. તેની બંને બાજુએ લાકડાની નિસરણી મૂકેલી છે. તે પર ચડીને મસ્તકે પૂજા થઈ શકે છે. આસપાસ પંચતીર્થીનું ભવ્ય પરિકર છે. મૂળનાયકની પલાંઠી ઉપર ટૂંકો લેખ છે પણ તેનો ઘણોખરો ભાગ અત્યારે ઘસાઈ ગયો છે. કહેવાય છે કે, થોડાં વર્ષો ઉપર લેપ ઉતરાવ્યો ત્યારે લેપ ઉતારનારે એ લેખને બેદરકારીથી ઘણો ઘસી નાખ્યો છે. મુનિરાજ શ્રીજયંતવિજયજીએ એ લેખ આ પ્રમાણે વાંચ્યો છે:—

" ...पोमदेवभार्या जीमण....श्रेयोर्थं........सूरिभिः जीयात् ॥ " [1]

---

૧. " જૈન સત્યપ્રકાશ " વર્ષ: ૨, અંક: ૨, લેખાંક: ૮

પરંતુ મને એ લેખ આ પ્રકારે મળ્યો છેઃ—

"....सं० गोविंदेन भार्या जाय....स्वकुटुंबयुतेन श्रेयोर्थं....सूरिभिः ॥ आचंद्रार्कं जीयात्....॥"

મને પ્રાપ્ત થયેલા આ શિલાલેખને સમર્થન કરતી આ લેખ વિશેની નોંધ એક હસ્તલિખિત પોથીમાં[૭] આ પ્રકારે મળી આવે છેઃ—

"सं० १४७९ श्री ज....सं. (सं) गोइंदेन भार्या जायलदे....प्रमुख कुटुंबयुतेन श्रेया(यो)र्थं...सूरिभिः ॥"

—સં. ૧૪૭૯માં સંઘવી ગોવિંદે, પોતાની ભાર્યા જાયલદે વગેરે કુટુંબની સાથે કલ્યાણ માટે શ્રીઅજિતનાથ ભગવાનની મૂર્તિ ભરાવી અને તેની [ શ્રીસોમસુંદર ]સૂરિના હાથે [ પ્રતિષ્ઠા કરી. ]

આ ઉલ્લેખને પં. પ્રતિષ્ઠાસોમે સં. ૧૫૫૪માં રચેલા 'સોમસૌભાગ્યકાવ્ય'ના સાતમા સર્ગના વિસ્તૃત વર્ણનથી સમર્થન મળે છે. એ વર્ણનના આદિ—અંતના ઉપયોગી શ્લોકો અહીં નોંધીએ છીએ, જેથી ઉપર્યુક્ત હકીકતનો ખ્યાલ આવી શકે.

"चित्तेऽन्यदेति विममर्श स दीर्घदर्शी, श्रीतारणेऽसुरचमूविनिवारणेऽद्रौ ।
संस्थापयामि गुरुबिम्बमहं विलम्बमुत्सृज्य नव्यमजितस्य जिनेश्वरस्य ॥ ४२ ॥
प्राप्तेऽथ लग्नसमये तपगच्छसूरिः, श्रीसूरिमन्त्रपदसंस्मरणैकतानः ।
बिम्बे व्यधादजिततीर्थकृतः शिलाकान्यासेन नाशितरजाः प्रवरप्रतिष्ठाम् ॥ ४३ ॥"

—એક દિવસે તે દીર્ઘદર્શી [ગોવિંદ શ્રેષ્ઠી]એ વિચાર કર્યો કે, અસુરોના સૈન્યને નિવારણ કરનારા તારણગિરિ ઉપર શ્રીઅજિતનાથ પ્રભુનું નવીન મોટું બિંબ વિલંબ કર્યા વિના સ્થાપન કરું.

—જ્યારે લગ્નવેળા આવી ત્યારે જેમનો રજોગુણ નાશ પામ્યો છે એવા તપગચ્છના શ્રીસોમસુંદરસૂરિએ શ્રીસૂરિમંત્રના પદ—ધ્યાનમાં એકતાન બની જઈ શ્રીઅજિતનાથ પ્રભુના બિંબની અંજનશલાકા વડે પ્રતિષ્ઠા કરી.

ગ્રંથોના આ ઉલ્લેખો શિલાલેખને સમર્થક અને પૂરક બને છે. આ ઉપરથી આપણને એ હકીકત સાંપડે છે કે, ઈડરના રહેવાસી શ્રેષ્ઠી ગોવિંદે આ તીર્થનો ઉદ્ધાર સં. ૧૪૭૯માં કરાવ્યો હતો. એ ઉપરાંત તેમણે નવ બારપદ (બારવટ) ચડાવ્યા અને સ્તંભો પણ કરાવ્યા હતા.

શ્રીવિજયસેનસૂરિએ કેટલાંક તીર્થોના ઉદ્ધારો કરાવ્યા તેમાં તારંગાના મંદિરનો પણ ઉલ્લેખ છે અને એ ઉદ્ધારનો સં. ૧૬૪૨ના અષાડ સુદિ ૧૦નો લેખ મૂળ દેવળના દક્ષિણ દ્વારની ભીંત ઉપર વિદ્યમાન છે. મૂળનાયકની બંને બાજુએ ખૂણામાં એકેક મૂર્તિ છે. એ બંને મૂર્તિઓના પરિકર ઉપર આ પ્રકારે લેખો ઉત્કીર્ણ છેઃ—

(૧) "ॐ संवत १३०४ द्वितीय ज्येष्ठ सु० ९ सोमे सा० धणचन्द्रसुत सा० वर्द्धमान तत्सुत सा० लोह्रदेव सा० आसधर सा० येहडसुत सा० भुवनचंद्रपद्मचंद्रप्रभृतिकुटुंबसमुदायश्रेयोर्थं श्रीअजितनाथबिंबं कारितं । प्रतिष्ठितं वादी श्रीधर्म्मघोषसूरिपट्टक्रमागतैः श्रीजिनचंद्रसूरिशिष्यैः भुवनचंद्रसूरिभिः ॥

(२) ॐ सं० १३०५ आषाढ वदि ७ शुक्रे सा० वर्द्धमानसुत सा० लोह्रदेव सा० आसधर तथा सा० भुवनचंद्र पद्मचंद्रैः समस्तकुटुंबश्रेयोर्थं श्रीअजितनाथबिंबं (बिंबं) कारितं । प्रतिष्ठितं वादींद्रश्रीधर्मघोषसूरिपट्टप्रतिष्ठितश्रीदेवेंद्रसूरिपट्टक्रमायात-श्रीजिनचंद्रसूरिशिष्यैः श्रीभुवनचंद्रसूरिभिः ॥"

આ બંને લેખો પૈકી પહેલો સં. ૧૩૦૪ના બીજા જેઠ સુદિ ૯ ને સોમવારનો છે અને બીજો લેખ સં. ૧૩૦૫ના

---

૭. 'ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુ૦ સં. નામાવલીઃ" પૃ. ૨૩૪

અષાડ વદિ ૭ ને શુક્રવારનો છે. બંને મૂર્તિઓ ભુવનચંદ અને પદ્મચંદ્ર વગેરે કુટુંબ સમુદાયે મળીને ભરાવી છે. બીજા લેખમાં શ્રીધર્મઘોષસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિનું નામ વધારે છે. બંનેના પ્રતિષ્ઠાપક આચાર્ય શ્રીભુવનચંદ્રસૂરિ છે.

આ પ્રાચીન પરિકરોમાં ગોઠવેલી મૂર્તિઓ પાછળથી સ્થાપન કરી હોય એવી સંભાવના થાય છે.

નીચેના ભાગમાં બંને બાજુએ ખૂણામાં એકેક મોટી સુંદર કાઉસગ્ગિયા પ્રતિમાઓ છે. તે બંને ઉપર આ પ્રમાણે લેખો વંચાય છેઃ—

(૧) " ॐ ॥ स्वस्ति श्रीकोरंटकगच्छे श्रीपार्श्वनाथचैत्ये संवत् १३५४ वर्षे वैशाष शुदि २ सोमे प्राग्वाटज्ञाति(तीय)व्य० लक्ष्मणान्वये व्य० यशोराजपौत्रेण व्य० यशोवीरपुत्रेण जगसीहजोलानुजे[न देवसिंहसहितसंघपतियापनेन]....श्रेयोर्थं श्रीमहावीरमुख्य द्वादशबिंबपट्टकं कारितं प्रतिष्ठितं.... ॥

(२) ॐ ॥ स्वस्ति श्रीकोरंटकगच्छे श्रीपार्श्वनाथचैत्ये संवत् १३५४ वर्षे वैशाष शुदि २ सोमे प्राग्वाटज्ञाति(तीय)व्य० लक्ष्मण । यशोराजपौत्रेण यशोवीरपुत्रेण जगसीहजोलानुजेन देवसीह ...त व्य० संघपतियापनेन भगिनी हीरू श्रेयोर्थं श्रीआदिनाथादिद्वादश[बिंबपट्टकं कारितं प्रतिष्ठितं]..........॥ "

આ બંને લેખો એક જ વ્યક્તિના છે. બંનેમાં મૂળનાયકનાં નામ ભિન્ન ભિન્ન છે અને જેના શ્રેય માટે તે ભરાવામાં આવી છે તે વ્યક્તિઓનાં નામ જુદાં જુદાં હોવાનું જણાય છે.

આ બંને કાઉસગ્ગિયા ખેરાલુ અને પાલનપુરની વચ્ચે (પાલનપુરથી ૧૪॥ માઈલ અને ખેરાલુથી ૧૦॥ માઈલ દૂર) આવેલા સલમકોટ નામના ગામથી ૦॥ માઇલ દૂર રહેલા જૂના સલમકોટથી અથવા તેની આસપાસની જમીનમાંથી થોડાં વર્ષો પહેલાં નીકળી આવ્યા હતા. ત્યાંથી લાવીને અહીં પધરાવવામાં આવ્યા છે. આ બંને કાઉસગ્ગિયાની વચ્ચે મૂળનાયકના સ્થાને એકેક મોટી ઊભી જિનમૂર્તિ બનેલી છે અને તે બંનેમાં મૂળ મૂર્તિની બંને બાજુએ તથા ઉપર થઈને બીજી નાની નાની અગિયાર—અગિયાર જિનમૂર્તિઓ બનેલી હોવાથી લેખમાં આને द्वादशबिंबपट्टक નામે ઉલ્લેખ કરેલો છે.

મૂળગભારાની આસપાસ પ્રદક્ષિણાપથ છે. તેમાં હવા—ઉજાશ માટે ત્રણ બારીઓ મૂકેલી છે. મૂળગભારા પછી ગૂઢમંડપ છે. આમાં એક ગોખલામાં મૂર્તિ છે. એ ગોખલો કોણે કરાવ્યો એ સંબંધે આપણને આબુના દેલવાડાના મંદિરના એક શિલાલેખનો પુરાવો મળે છે.

વિ. સં. ૧૨૯૬ના વૈશાખ સુદ ૩ને દિવસે ઉત્કીર્ણ થયેલા આબુના લૂણવસહી—શિલાલેખમાં વરહુડીયાવંશીય શેઠ નેમડના કુટુંબના માણસોએ આબુ અને એ સિવાયનાં બીજાં તીર્થો અને ગામોમાં પણ મંદિરો, મૂર્તિઓ, ગોખલા, દેરીઓ તથા જીર્ણોદ્ધાર વગેરે જે જે કરાવ્યું હતું તેનો ઉલ્લેખ કરેલો છે. તેમાં તારંગા વિશે આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—

" श्रीतारणगढे श्रीअजितनाथगूढमंडपे श्रीआदिनाथ बिंबं खत्तकं च ॥ "

—તારણગઢ ઉપર શ્રીઅજિતનાથ (મંદિર)ના ગૂઢમંડપમાં શ્રીઆદિનાથના બિંબથી યુક્ત ગોખલો કરાવ્યો.

આ શિલાલેખીય પુરાવો ઉક્ત સાલથી પૂર્વે મંદિર બંધાવ્યાની હકીકતને પણ પ્રમાણિક ઠરાવે છે.

મંદિરનો રંગમંડપ ૧૯૦ ફૂટના ઘેરાવામાં છે અને ઘૂમટ અષ્ટભદ્ર અને ષોડશભદ્રવાળા આઠ સ્તંભો ઉપર ઊભો છે. આ સ્તંભોની ઊંચાઈ ૧૫ ફીટ અને જાડાઇ ૮ ફીટની છે. પાછળથી કાળજીપૂર્વક મુકાયેલા બીજા ૧૬ સ્તંભો એને સહારો આપે છે. સમગ્ર મંદિરને સુરક્ષિત ટકાવી રાખવા માટે મંદિરની અંદર અને બહાર સો કરતાંયે વધુ સ્તંભોની હારમાળા ઊભી કરેલી છે. સ્તંભોની રચના સાવ સાદી છે. તેના નીચલા છેડે કુંભીઓ અને ઉપરના છેડે શિર મૂકેલાં છે. ઘૂમટમાં વિદ્યાધરો અને દેવદેવીઓની નૃત્યપૂતળીઓ વિવિધ રંગોમાં નાટ્યની વાદ્યસામગ્રી સાથે અંગમરોડનો

અભિનય દર્શાવતી ઊભી છે. નૃત્યના આ ભક્તિપ્રકારો ભારતીય કળાના સંસ્કારનું સ્મરણ કરાવે છે. આમાં બીજી શિલ્પકોરણી નથી. બીજી રીતે ઘૂમટ તદ્દન સાદો છે. વિશાળતા એ જ એનું ગૌરવ છે.

સભામંડપના એક ગોખલામાં આચાર્યની એક મૂર્તિ બિરાજમાન છે. તેનો નીચે નામ કે લેખ નથી પરંતુ સંભવ છે કે તે શ્રીહેમચંદ્રાચાર્યની મૂર્તિ હશે.

છચોકીના ઘૂમટનો દેખાવ મનોહર છે. તેની છતમાં સાદું પણ સુરેખ અંકન છે. શૃંગારચોકીની છતમાં પણ બારીક કોતરણી ભરી છે. આ બધી શિલ્પીય કળા જોઈને ઘડીભર તો મુગ્ધ થઈ જવાય છે.

મંદિરને ત્રણ માળ છે ને માળની રચના ઘડીભર ભુલાવામાં નાખી દે એવી છે. મંદિરને સુરક્ષિત રાખવા માટે આ માળમાં 'કેગર' નામના લાકડાનો ઉપયોગ કરેલો છે. આવા લાકડાનો ઉપયોગ બીજાં મંદિરોમાં જવલ્લે જ જોવા મળે છે. આ લાકડું આગથી નાશ પામતું નથી, ઊલટું આગ લાગતાં તેમાંથી પાણી છૂટવા માંડે છે.

શિખર સુધી પહોંચવા માટે દીવાલ માર્ગ છે, અને વચ્ચે રહેલા ગોળાકાર વિશાળ મંડપમાં ૧૧ પ્રતિમાઓ અને એક ધ્વજાદંડ પુરુષની આકૃતિનાં દર્શન થાય છે. આ ભવ્ય મંડપની કારીગરી અદ્દભુત છે.

મંદિરના પૂર્વ દિશાના દરવાજા પાસે ડાબા હાથ તરફ એક દેરીમાં શ્રીઅજિતનાથ ભગવાનની મોટી પાદુકા જોડી ૧ છે. તથા વીસ વિહરમાન જિનની પાદુકા જોડી ૨૦ છે. તેની પાસેની એક દેરીમાં શ્રીવિજયસિંહસૂરિ તથા શ્રીસત્યવિજય પંન્યાસ આદિનાં પગલાં જોડી ૯ છે. બીજી એક દેરીમાં પ્રાચીન પાષાણના ઘડેલા ચૌમુખજી છે.

૨. તેની પાસે ચૌમુખજીનું શિખરબંધી મંદિર છે. તેમાં પીળા રંગની ચાર ચૌમુખ મૂર્તિઓ છે.

૩. તેની પાસે સહસ્રકૂટનું એક મોટું દેરાસર છે. મંદિરના મધ્યભાગમાં જ આરસમાં કોતરેલી સહસ્રકૂટની રચના છે. જેમાં ૧૦૨૪ ભગવાનની મૂર્તિઓ કોતરેલી છે.

આ મંદિરના ચારે ખૂણામાં આ પ્રમાણે આરસમાં રચના કરેલી છે: (૧) સમવસરણની રચનામાં ચૌમુખજીની ચાર મૂર્તિઓ બિરાજે છે. (૨) બીજા ખૂણામાં પગલાં જોડી ૧૫૦૦ છે. તેની વચ્ચે ચાર નાના કદના થાંભલા મૂકીને તેના ઉપર એક સ્તૂપ જેવો આકાર ખડો કર્યો છે. એ સ્તૂપમાં એક બાજુએ વીશ સ્થાનક યંત્રનો પટ્ટ કોતરેલો છે. તેની એક બાજુએ મધુબિંદુનો ભાવ આલેખેલો છે ને બીજી બાજુએ સિદ્ધચક્ર ભગવાનનું યંત્ર ઉત્કીર્ણ છે તેમજ ચૌદ રાજલોકનો ભાવ અંકિત કર્યો છે. (૩) ત્રીજા ખૂણામાં અષ્ટાપદની રચના છે, અને (૪) ચોથા ખૂણામાં સમેતશિખરનો ભાવ કોતરેલો છે.

૪. સહસ્રકૂટ મંદિરની પાસે જ નંદીશ્વરદ્વીપની રચનાનું શિખરબંધી મોટું મંદિર છે. મંદિરના મધ્યભાગમાં આરસમાં કોતરેલી જંબૂદ્વીપ આદિ સાત સમુદ્રોની રચના કરી છે. નંદીશ્વરદ્વીપના બાવન જિનાલયના બાવન પર્વતોનો દેખાવ કરી તેના ઉપર બાવન ચૌમુખજી ગોઠવેલા છે.

સહસ્રકૂટનું સં. ૧૮૭૩ માં અને નંદીશ્વરદ્વીપનું મંદિર સં. ૧૮૮૦ માં શ્રીસંઘે બંધાવ્યાં છે. એ સંબંધી શિલાલેખો વિદ્યમાન છે.

૫. મુખ્ય મંદિરની પાછળ શ્રીસંભવનાથજીનું શિખરબંધી દેરાસર છે. પાસેના ખૂણામાં એક વિશાળ ચોતરા ઉપર નાની નાની બે દેરીઓમાં યતિઓનાં પગલાં સ્થાપન કર્યાં છે.

**કોટિશિલા:** (ટૂંક: ૧) મુખ્ય મંદિરથી દક્ષિણ દિશામાં ૦॥ માઈલ દૂર જતાં કોટિશિલા નામનું સ્થળ આવે છે. એ માર્ગે જતાં વચ્ચે એક તળાવ આવે છે તેને 'લાડુસર' કહેવામાં આવે છે. પહાડની ઊંચી ટેકરી ઉપર એક વિશાળ શિલા ઉપર આ સ્થાન બનેલું છે. અહીં કરોડો મુનિઓ સાધના કરી મુક્ત થયા હતા, તેથી તેનું નામ ક્રોડ શિલા–કોટિશિલા કહેવામાં આવે છે. આ ટેકરી બહુ ઊંચી છે.

એક મોટા ચોતરા ઉપર વચ્ચે મોટી દેરીમાં ચૌમુખજી અને વીશ વિહમાન જિનનાં પગલાં છે. પગલાં ઉપર સં. ૧૮૨૨ ના જેઠ સુદિ ૧૧ ને બુધવારે તપાગચ્છીય શ્રીવિજયધર્મસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ છે.

પાસેની એક દિગંબરીય દેરીમાં એક શ્રીસિદ્ધચક્રનો આરસપટ્ટ છે; જેના ઉપર તપાગચ્છીય શ્રીજિતસાગરજીએ પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ ઉત્કીર્ણ છે.

**મોક્ષબારી:** ( ટૂંક : ૨ )—મુખ્ય મંદિરથી પૂર્વ દિશામાં ૦ાા માઈલના અંતરે એક શિખરની ટોચ ઉપર દેરી બનાવેલી છે. આ સ્થાનને 'પુણ્યબારી' પણ કહેવામાં આવે છે. દેરીમાં શ્રીઅજિતનાથ ભગવાન વગેરેનાં પગલાં છે. પ્રાચીન મોટાં પગલાં ઉપર બીજાં ગોઠવેલાં પગલાં છે, જેના પર સં. ૧૮૬૬નો લેખ છે. અહીં એક ખંડિત મૂર્તિનાં પણ દર્શન થાય છે. આ દેરીના ઉપલા ભાગે સાદા પરિકરવાળી ભગવાનની મૂર્તિ છે. પરિકર પ્રાચીન છે. ગાદી નીચે સં. ૧૨૭૫ વૈશાખ સુદિ ૩ નો લેખ છે.

**સિદ્ધશિલા:** ( ટૂંક : ૩ ) મુખ્ય મંદિરથી વાયવ્યખૂણામાં ૦ાા માઈલના અંતરે એક વિશાળ શિલા ઉપર શ્વેતાંબરીય દેરી છે. તેમાં વચ્ચે ચૌમુખજીની ચાર મૂર્તિઓ બિરાજમાન છે અને પાસે શ્રીઅજિતનાથનાં પગલાં પ્રતિષ્ઠિત છે. તેના ઉપર સં. ૧૮૩૬નો લેખ છે.

મુખ્ય મંદિરથી ટીંબા તરફના રસ્તામાં બે દરવાજાવાળી ગુફાઓ બાંધેલી છે

આસપાસની ભૂમિ ઉપર કેટલાંયે અવશેષો નજરે ચડે છે. તળેટી અને ટીંબાના રસ્તે કિલ્લાની પ્રાચીન ભીંતો ધ્વસ્ત હાલતમાં દેખાય છે.

તળેટીની ઉત્તર દિશામાં દોઢેક માઈલના અંતરે તારણ માતાનું મંદિર છે. તારાદેવીની મૂર્તિ સફેદ પાષાણમાંથી બનાવેલી છે. તેના ઉપર **યે ધર્મા હેતુપ્રભવા** વાળો શ્લોક કોતરાયેલો જોવાય છે. આ મંદિર અતિપ્રાચીન છે.

આ મંદિર પાસે ધારણ દેવીનું મંદિર પણ એક ગુફામાં છે, મંદિરમાં આઠેક બૌદ્ધ મૂર્તિઓ છે.

મુખ્ય મંદિરથી વાયવ્યખૂણામાં એક ગુફા છે. તેને લોકો 'જોગીડાની ગુફા' કહે છે. આ ગુફામાં એક લાલવર્ણી પથ્થરમાં બોધિવૃક્ષ નીચે ચાર બુદ્ધ મૂર્તિઓ કંડારેલી જોવાય છે.

શ્વેતાંબરોની વિશાળ ધર્મશાળામાં યાત્રાળુને બધી સગવડ મળે છે. દર વર્ષે કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમાએ અહીં મેળો ભરાય છે.

★

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઑફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ | સારંગપુર તળિયાની પોળ દેરાવાળો ખાંચો | અમદાવાદ | અમદાવાદ | ઘુમટબંધ | પાર્શ્વનાથજી | પાષાણ–ધાતુ ૪૩–૨૧૧ |
| ૨ | ,, | ,, | ,, | ,, | ,, | સુમતિનાથજી | નં. ૧માં સમાયા |
| ૩ | ,, | રસ્તા પર | ,, | ,, | ધાબાબંધ | પદ્મપ્રભુજી | ૯—૨૧ |
| ૪ | ,, | તળિયાની પોળ લાલભાઈ મણિલાલના મકાનમાં | ,, | ,, | ઘર | ,, | — ૮ |
| ૫ | ,, | ખાડિયા ગોલવાડ | ,, | ,, | ધાબાબંધ | મહાવીરસ્વામી | ૩—૧૨ |
| ૬ | ,, | રાયપુર કામેશ્વરની પોળ | ,, | ,, | ઘુમટબંધ | સંભવનાથજી | ૧૯—૬૬ |
| ૭ | ,, | વાઘેશ્વરની પોળ | , | ,, | ઘુમટબંધ | આદિનાથજી | ૧૭—૯૧ |
| ૮ | ,, | શામળાની પોળ શામળાજીનો ખાંચો | ,, | ,, | ઘર | શામળા પાર્શ્વનાથજી | ૬૫–૧ ૬ |
| ૯ | ,, | ,, વચલો ખાંચો | ,, | ,, | શિખરબંધ | શ્રેયાંસનાથજી | ૨૨- ૧૮ |
| ૧૦ | ,, | ,, | ,, | ,, | ,, | મહાવીરસ્વામી | ૨૯— ૧૨ |
| ૧૧ | ,, | શેઠ ચૂનીલાલ દીપચંદના મકાનમાં | ,, | ,, | ઘર | વાસુપૂજ્યજી | — ૫ |
| ૧૨ | ,, | ઢાલની પોળ ખારાકુવાની પોળ | ,, | ,, | શિખરબંધ | મુનિસુવ્રતસ્વામી | ૧૪—૨૯ |
| ૧૩ | ,, | શેઠ રતનચંદ ઝવેરચંદના મકાનમાં | ,, | ,, | ઘર | આદિનાથજી | — ૧ |
| ૧૪ | ,, | ધનપીપળીની ખડકી | ,, | ,, | ધાબાબંધ | વાસુપૂજ્યજી | ૬—૧૨ |
| ૧૫ | ,, | ગુસાપારેખની પોળ | ,, | ,, | ,, | ધર્મનાથજી | ૬—૧૫ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ | શેઠ રતિલાલ નાથાલાલ | | સારી | | ૨ | | આ બન્ને દેરાસરો અલગ ગણવામાં આવે છે. |
| ,, | ,, | | ,, | | | | ૧ વીસવિહરમાનનો પટ છે. |
| શેઠ મણિલાલ સાંકળચંદ ૧૯૧૮ | શેઠ લાલભાઈ મણિલાલ | ૧૯૦૩ | ,, | | | | |
| ,, | ,, | | ,, | | | | |
| શ્રીસંઘ | રતિલાલ મોહનલાલ કાજદાર | ૧૭૧૦ | ,, | | ૧ | | |
| શેઠ મગનલાલ કરમચંદ ૧૯૧૬ | જેશીંગભાઈ નથુભાઇ | | ,, | | ૧ | | |
| શ્રીસંઘ | શેઠ બુધાભાઈ જસરાજ | | ,, | | ૧ | | |
| શ્રીસંઘ ૧૬૫૩ | શેઠ ચીમનલાલ બાલાભાઈ | | ,, | | ૫ | | |
| શ્રીસંઘ | શેઠ મનસુખભાઇ લલ્લુભાઈ | | ,, | | | | ૧ ગૌતમસ્વામી ૧ શેઠ શેઠાણીની મૂર્તિ છે. |
| ,, | શેઠ નરોત્તમદાસ મોકમચંદ પુરી | | ,, | | | | ૧ ગૌતમસ્વામી ૬ ગુરુમૂર્તિ ૧ સ્ફટિકની મૂર્તિ છે. |
| શેઠ ચુનીલાલ દીપચંદ | શેઠ ભોગીલાલ ચુનીલાલ | | ,, | | | | ત્રીજે માળ છે. ૧ સ્ફટિકની પ્રતિમા છે. |
| શ્રીસંઘ | શેઠ સારાભાઈ હરિલાલ | | ,, | | ૧ | | |
| શેઠ રતનચંદ ઝવેરચંદ | શેઠ રતનચંદ ઝવેરચંદ | | ,, | | | | બીજે માળ છે. |
| શ્રીસંઘ | નેમચંદ ન્યાલચંદ | | ,, | | | | કાચનું કામ સારું છે. |
| શેઠ પરસોતમ પૂંજાભાઇ | શેઠ ભગુભાઈ ચુનીલાલ સુતરિયા | ૧૯૦૩ | ,, | | ૧ | | ૧ સ્ફટિકના પ્રતિમાજી છે. |

| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મુળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | અમદાવાદ | શેઠ વાડીલાલ મગનલાલ હપા-ના મકાનમાં | અમદાવાદ | અમદાવાદ | ઘર | | પાષાણ-ધાતુ —૧૩ |
| ૧૭ | ,, | મણિલાલ ડાહ્યાભાઈના મકાનમાં | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | — ૧ |
| ૧૮ | ,, | લવારની પોળ | ,, | ,, | ,, | અજીતનાથજી | ૩—૧૧ |
| ૧૯ | ,, | રૂપાસુરચંદની પોળ | ,, | ,, | સામરણવાળું | વાસુપૂજ્યજી | ૪૨—૧૪૩ |
| ૨૦ | ,, | ચીમનલાલ લલ્લુભાઈના મકાનમાં | ,, | ,, | ઘર | આદિનાથજી | — ૫ |
| ૨૧ | ,, | કેશવલાલ ત્રીકમલાલના મકાનમાં | ,, | ,, | ,, | વાસુપૂજ્યજી | — ૮ |
| ૨૨ | ,, | ચીમનલાલ પ્રેમચંદને ત્યાં | ,, | ,, | ,, | ચંદ્રપ્રભુજી | — ૭ |
| ૨૩ | ,, | ડાહીની ખડકી | ,, | ,, | ઘૂમટબંધ | વિમળનાથજી | ૧૩—૨૧ |
| ૨૪ | ,, | શેઠ રતનચંદ મગનલાલના મકાનમાં | ,, | ,, | ઘર | આદિનાથજી | ૮—૧૫ |
| ૨૫ | ,, | ઘાંચીની પોળ | ,, | ,, | ધાબાબંધ | સંભવનાથજી | ૩૧—૨૪ |
| ૨૬ | ,, | ,, | ,, | ,, | ,, | શાંતિનાથ | ૧૦—૯૧ |
| ૨૭ | ,, | મનસુખરામ પ્રેમચંદના મકાનમાં | ,, | ,, | ઘર | આદિનાથજી | — ૧ |
| ૨૮ | ,, | ચંદુલાલ ચુનીલાલને ત્યાં | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | — ૧ |
| ૨૯ | ,, | મોહનલાલ હઠીસીંગના મકાનમાં | ,, | ,, | ,, | આદિનાથજી | — ૫ |
| ૩૦ | ,, | વાડીલાલ પૂંજાલાલના મકાનમાં | ,, | ,, | ,, | ચંદ્રપ્રભુજી | — ૪ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપા-શ્રય | ધર્મ-શાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શેઠ વાડીલાલ મગનલાલ હડપા | શેઠ વાડીલાલ મગનલાલ હડપા | | સારી | | | | ત્રીજે માળ છે. |
| મણિલાલ ડાહ્યાભાઈ | મણિલાલ ડાહ્યાભાઈ | | ,, | | | | ત્રીજે માળ છે. |
| શ્રીસંઘ | મફતલાલ જોઇતારામ | | ,, | | ૧ | | |
| ,, | બલાભાઈ માણેકચંદ | | ,, | | ૧ | | બે ગુરુમૂર્તિઓ છે. |
| શેઠ ચીમનલાલ લલ્લુભાઈ | ચીમનલાલ લલ્લુભાઈ | | ,, | | | | ત્રીજે માળ છે. |
| શેઠ કેશવલાલ ત્રીકમલાલ | શેઠ કેશવલાલ ત્રીકમલાલ | | ,, | | | | |
| શેઠ ચીમનલાલ પ્રેમચંદ | શેઠ ચીમનલાલ પ્રેમચંદ | ૧૫૭૧ | ,, | | | | ત્રીજે માળ છે. |
| શ્રીસંઘ | ભીખાભાઈ વાડીલાલ | | ,, | | ૧ | | ૧ ગૌતમસ્વામી. |
| શેઠ રતનચંદ મગનલાલ ગાજર | શેઠ રતનચંદ મગનલાલ | | ,, | | | | બીજે માળ છે. |
| શ્રીસંઘ | ચમનલાલ મણિલાલ | મૂળનાયક ૧૪૯૩ | ,, | | ૧ | | |
| ,, | ,, | | ,, | | | | ૧ સ્ફટિકના પ્રતિમાજી છે<br>૧ ગૌતમસ્વામી આરસના છે |
| શેઠ મનસુખલાલ પ્રેમચંદ પ્રાચીન | શેઠ રમણલાલ ડાહ્યાભાઈ | મૂળનાયક ૧૫૮૪ | ,, | | | | ત્રીજે માળ છે. |
| શેઠ નગીનદાસ બેચરદાસ | શેઠ ચંદુલાલ નગીનદાસ | મૂળનાયક ૧૫૫૪ | ,, | | | | ત્રીજે માળ છે. |
| શેઠ મોહનલાલ હઠીસીંગ | જયંતિલાલ મોહનલાલ | ૧૫૩૧ | ,, | | | | ત્રીજે માળ છે. |
| શેઠ વાડીલાલ પૂંજાલાલ | શેઠ મણિલાલ ડાહ્યાભાઈ | | ,, | | | | ત્રીજે માળ છે. |

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મુળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૩૧ | અમદાવાદ | મયાભાઈ ત્રીકમલાલના મકાનમાં | અમદાવાદ | અમદાવાદ | ઘર | પાર્શ્વનાથજી | પાષાણ—ધાતુ — ૧ |
| ૩૨ | ,, | ખેતરપાળની પોળ | ,, | ,, | ઘુમટબંધ | સંભવનાથજી | ૨૮—૧૧૨ |
| ૩૩ | ,, | મહુરત પોળ | ,, | ,, | ,, | શીતળનાથજી | ૮—૧૯ |
| ૩૪ | ,, | નાગજી ભુદરની પોળ રવચંદ નાનચંદના મકાનમાં | ,, | ,, | ઘર | ધર્મનાથ | — ૩ |
| ૩૫ | ,, | નાગજીભુદરની પોળ, કચરાભાઈ અમૃતલાલના મકાનમાં | ,, | ,, | ,, | પદ્મપ્રભુજી | — ૨ |
| ૩૬ | ,, | લખુભાઈ ભાયચંદના મકાનમાં | ,, | ,, | ,, | અજીતનાથજી | — ૩ |
| ૩૭ | ,, | સકરચંદ મનસુખરામ નવાબના મકાનમાં | ,, | ,, | ,, | સુમતિનાથજી | — ૧ |
| ૩૮ | ,, | નાગજી ભુદરની પોળ | ,, | ,, | ઘુમટબંધ | સંભવનાથજી | ૭૩—૩૧૦ |
| ૩૯ | ,, | ,, | ,, | ,, | ,, | શાંતિનાથજી | નં. ૩૮માં સમાયા |
| ૪૦ | ,, | લાલાભાઈની પોળ દેરાવાળો ખાંચો | ,, | ,, | ઘર | વિમલનાથજી | ૯—૧૫ |
| ૪૧ | ,, | સુરદાસ શેઠની પોળ | ,, | ,, | ઘુમટબંધ | આદિનાથજી | ૩૪—૧૨૪ |
| ૪૨ | ,, | સમેતશિખરની પોળ | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | ૩૦—૩૫ |
| ૪૩ | ,, | ચકાપકાની ખડકી | ,, | ,, | ઘર | આદિનાથજી | — ૭ |
| ૪૪ | ,, | હરકીશનદાસ શેઠની પોળ | ,, | ,, | ધાબાબંધ | શાંતિનાથજી | ૧૦—૪૨ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| મયાભાઇ ત્રીકમલાલ | મયાભાઈ ત્રીકમલાલ | | સારો | | | | ત્રીજે માળ છે. |
| શ્રીસંઘ | નાનાલાલ છોટાલાલ | | ,, | | ૧ | | ૧ ગૌતમસ્વામી |
| ,, | બાલાભાઈ છગનલાલ | | ,, | | | | વિજયશેઠ અને વિજયાશેઠાણી-ની આરસની મૂર્તિ છે. |
| રવચંદ નાનચંદ નવાબ | કેશવલાલ હેમચંદ નવાબ | મૂ. ના. ૧૫૬૧ | ,, | | ૩ | | નાગજીભુદર પુસ્તકાલય છે. ચોથે માળ છે. |
| શેઠ અમૃતલાલ મોકમચંદ | શેઠ કચરાભાઈ અમૃતલાલ | મૂ. ના. ૧૪૮૬ | ,, | | | | ત્રીજે માળ છે. |
| લખુભાઈ બાયચંદ | શેઠ ચંદુલાલ લખુભાઈ | મૂ. ના. ૧૫૬૧ | ,, | | | | ,, |
| સકરચંદ મનસુખરામ નવાબ | સકરચંદ મનસુખરામ નવાબ | મૂ. ના. ૧૫૨૨ | ,, | | | | ,, |
| શ્રીસંઘ | કચરાભાઈ અમૃતલાલ | | ,, | | | | ૨ ગુરુમૂર્તિ |
| ,, | અમૃતલાલ | | ,, | | | | ૧ ગૌતમસ્વામીની મૂર્તિ |
| ,, | હીરાચંદ લાલચંદ | | ,, | | ૧ | | |
| ,, | લાલભાઈ બીખાભાઈ | મૂ. ના. ૧૫૦૬ | ,, | | ૧ | | ૫ સ્ફટિકના પ્રતિમાજી છે ૧ ગૌતમસ્વામીની મૂર્તિ છે |
| ,, | જીવાભાઈ ચુનીલાલ | મૂ. ના. ૧૭૬૧ | ,, | | | | ૧ શેઠની આરસની મૂર્તિ છે ૧ ગૌતમસ્વામીની મૂર્તિ છે |
| | | | | | | | લાકડાનો સમેતશિખરનો ડુંગર છે |
| શેઠ સુરચંદ દોલતરામ | શેઠ ભુલાભાઈ સુરચંદ | | ,, | | | | બીજે માળ છે |
| શ્રીસંઘ | ભલાભાઈ મગનલાલ | | ,, | | ૧ | | |

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૪૫ | અમદાવાદ | કાકાબળિયાની પોળ | અમદાવાદ | અમદાવાદ | ઘુમટબંધ | સુવિધિનાથજી | પાષાણુ—ધાતુ<br>૨૫—૫૮ |
| ૪૬ | ,, | સકરચંદ પાનાચંદને ત્યાં | ,, | ,, | ઘર | વિમલનાથજી | — ૮ |
| ૪૭ | ,, | ભગુભાઈ પ્રેમચંદનો વંડો | ,, | ,, | ,, | શાંતિનાથજી | — ૫ |
| ૪૮ | ,, | શાહપુર કૂવાવાળી પોળ | ,, | ,, | ધાબાબંધ | સંભવનાથજી | ૧૭—૧૭ |
| ૪૯ | ,, | શાહપુર દરવાજાનો ખાંચો | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | ૫— ૧૭ |
| ૫૦ | ,, | શાહપુર દરવાજાનો ખાંચો | ,, | ,, | ધાબાબંધ | કુંથુનાથજી | ૩— ૮ |
| ૫૧ | ,, | શાહપુર ચૂનારાનો ખાંચો | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | ૬—૧૪ |
| ૫૨ | ,, | રમણલાલ જેચંદના મકાનમાં | ,, | ,, | ઘર | શાંતિનાથજી | — ૫ |
| ૫૩ | ,, | મંગળપારેખનો ખાંચો | ,, | ,, | ઘુમટબંધ | ,, | ૩—૨૦ |
| ૫૪ | ,, | ,, | ,, | ,, | શિખરબંધ | ગોડી પાર્શ્વનાથજી | ૯— ૭ |
| ૫૫ | ,, | ,, | ,, | ,, | ઘુમટબંધ | પાર્શ્વનાથજી | ૩— ૧ |
| | | | | | | | |
| ૫૬ | ,, | શેઠ મનસુખભાઈ ભગુભાઇનો બંગલો | ,, | ,, | ઘર | સંભવનાથજી | — ૭ |
| ૫૭ | ,, | લાલદરવાજા શેઠ કસ્તુરભાઈ મયાભાઈના બંગલામાં | ,, | ,, | ,, | શાંતિનાથજી | — ૧ |
| ૫૮ | ,, | ઝુણસાવાડા મોટીપોળ | ,, | ,, | ધાબાબંધ | ,, | ૭—૩૫ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ | શેઠ હીરાલાલ ઉમેદરામ | | સારી | | ૧ | | મેડાપર પ્રતિમા છે |
| શેઠ સકરચંદ પાનાચંદ | વીરેન્દ્રભાઈ સકરચંદ | મૂ. ના. ૧૫૧૬ | ,, | | | | ત્રીજે માળ છે |
| શેઠ જમનાભાઈ ભગુભાઈ | શેઠ જમનાભાઈ ભગુભાઈ | | ,, | | | ૧ | બીજે માળ છે |
| શ્રીસંઘ ૧૯૩૦ | શેઠ વાડીલાલ નાથાલાલ | | ,, | | ૧ | | ચિત્રકામ સારું છે |
| શ્રીસંઘ ૧૯૪૮ | છનાલાલ ચૂનીલાલ | | ,, | | ૧ | | ધાર્મિક ચિત્રો છે |
| શેઠ સોભાગચંદ દોલતચંદ ૧૯૫૧ | શેઠ છનાલાલ ચૂનીલાલ | મૂ. ના. ૧૯૦૩ | ,, | | | | જૈનધાર્મિકચિત્રો ભીંત પર છે |
| શ્રીસંઘ | નકરચંદ ફતેહચંદ | | ,, | | | | |
| રમણલાલ જેચંદ | રમણલાલ જેચંદ | મૂ. ના. ૧૫૭૯ | ,, | | | | ત્રીજે માળ છે |
| શ્રીસંઘ | ડાહ્યાભાઈ સાંકળચંદ | મૂ. ના. ૧૯૨૧ | ,, | | ૪ | | ચિત્રકામ સારું છે ૧ જ્ઞાનભંડાર |
| શેઠ દોલતરામ ઘેલાભાઈ ૧૯૪૪ | ,, | | ,, | | | | |
| ડાહ્યાભાઈ દોલતરામની વિધવા બાઈ સમરત ૧૯૮૮ | ,, | | ,, | | | | ચિત્રકામ સારું છે |
| શેઠ મનસુખભાઈ ભગુભાઈ ૧૯૫૭ | શેઠ માણેકલાલ મનસુખભાઈ | | ,, | | | | |
| શેઠ કસ્તુરભાઈ મયાભાઈ ૧૯૭૦ | શેઠ કસ્તુરભાઈ મયાભાઈ | | ,, | | | | |
| શ્રીસંઘ | શેઠ હરિલાલ ઉગરચંદ | | ,, | | ૧ | | મેડા ઉપર પણ દેરાસર છે |

| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઑફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | પાષાણુ-ધાતુ |
| ૫૯ | અમદાવાદ | ફીકાભટની પોળ | અમદાવાદ | અમદાવાદ | ધાબાબંધ | પાર્શ્વનાથજી | ૧૧—૨૩ |
| ૬૦ | ,, | ,, મેડા ઉપર | ,, | ,, | ,, | વિમલનાથજી | ૭— ૬ |
| ૬૧ | ,, | પંચભાઈની પોળ | ,, | ,, | ઘર | શાંતિનાથજી | ૯—૪૨ |
| ૬૨ | ,, | ,, | ,, | ,, | ,, | આદિનાથજી | ૧૯—૬૦ |
| ૬૩ | ,, | નરોતમદાસ છોટાલાલના મકાનમાં | ,, | ,, | ,, | શીતળનાથજી | — ૬ |
| ૬૪ | ,, | ઘીકાંટા મગનભાઈ કરમચંદની વાડી | ,, | ,, | ,, | શંખેશ્વર પાર્શ્વનાથજી | ૧—૧૩ |
| ૬૫ | ,, | જેશીંગભાઈની વાડી | ,, | ,, | સામરણવાળું | આદિનાથજી | ૧૦—૨૫ |
| ૬૬ | ,, | જૂના મહાજનવાડો | ,, | ,, | ઘુમટબંધ | સુમતિનાથજી | ૭—૧૫ |
| ૬૭ | ,, | નગરશેઠનો વંડો | ,, | ,, | ઘર | શાંતિનાથજી | — ૩ |
| ૬૮ | ,, | ,, | ,, | ,, | ઘુમટબંધ | પાર્શ્વનાથજી | ૩—૨૩ |
| ૬૯ | ,, | દેવસાનો પાડો | ,, | ,, | ,, | ચિંતામણિ પાર્શ્વનાથજી | ૧૪—૫૦ |
| ૭૦ | ,, | ,, | ,, | ,, | ઘર | ધર્મનાથજી | ૧૫—૨૫ |
| ૭૧ | ,, | દેવસાના અંદરનો પાડો | ,, | ,, | ઘુમટબંધ | શાંતિનાથજી | ૨૭—૬૬ |
| ૭૨ | ,, | ,, | ,, | ,, | ,, | સામળા પાર્શ્વનાથજી | ૮—૨૦ |
| ૭૩ | ,, | દાદાસાહેબની પોળ | ,, | ,, | ઘર | શાંતિનાથજી | ૨૦—૨૪ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ | શેઠ ડાહ્યાભાઈ મણિલાલ | | સારી | | | | અલગ ભમારા છે. |
| પૂંજાભાઈ દીપચંદના વડીલો | શેઠ પૂંજાભાઈ દીપચંદ | | ,, | | | | |
| શ્રીસંઘ | શેઠ પૂંજાભાઈ છોટાલાલ | | ,, | | ૧ | | |
| ,, | ,, | | ,, | | | | ચિત્રકામ છે |
| શેઠ નરોતમદાસ છોટાલાલના વડીલો | શેઠ નરોતમદાસ છોટાલાલ | | ,, | | | | ત્રીજે માળે છે |
| મગનલાલ કરમચંદ | અંબાલાલ સારાભાઈ | | ,, | | | | |
| શેઠ જેશીંગભાઈ ઘેલાભાઈ ૧૯૬૧ | શેઠ હઠીસીંગ કેસરીસીંગના પુત્રો | ૧૯૬૧ | ,, | | | | ૨ સ્ફટિકની પ્રતિમાઓ છે |
| શ્રીસંઘ | લાલભાઈ સાંકળચંદ | | ,, | | ૧ | | |
| મહાલક્ષ્મીબેન ૨૦૦૦ લગભગ | મહાલક્ષ્મીબેન | ૧૯૦૪ | ,, | | | | |
| કસ્તુરભાઈ મણિભાઈ ૧૯૭૧ લગભગ | કસ્તુરભાઈ મણિલાલ | | ,, | | | | ૨ સ્ફટિકની મૂર્તિઓ છે |
| શ્રીસંઘ | વાડીલાલ ચકુભાઈ | | ,, | | ૧ | | ૧ આરસની શેઠની પ્રાચીન મૂર્તિ છે |
| ,, | ,, | | ,, | | | | મેડા ઉપર દહેરાસર છે |
| ,, લગભગ ૧૭૦૦ | શેઠ રતિલાલ ડાહ્યાભાઈ | સુ. ના. ૧૬૬૧ | ,, | | | | ભોંયરામાં પ્રતિમાજી છે |
| શ્રીસંઘ | પુનમચંદ દામોદરદાસ | | ,, | | | | ભોંયરામાં પ્રતિમાજી છે |
| ,, લગભગ ૧૭૦૦ | ચંદુલાલ મોહનલાલ | | ,, | | | | ચોવીશ જિનમતાનો પટ ૧ આરસનો |

| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી | મુળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૭૪ | અમદાવાદ | દાદાસાહેબની પોળ | અમદાવાદ | અમદાવાદ | ઘર | આદિનાથજી | પાષાણ-ધાતુ ૩૨ — ૩ |
| ૭૫ | ,, | પાંજરાપોળ | ,, | ,, | ઘુમટબંધ | શીતળનાથજી | ૨૨—૧૦ |
| ૭૬ | ,, | પાંજરા પોળ | ,, | ,, | ઘુમટબંધ | શાંતિનાથજી | ૯—૧૦ |
| ૭૭ | ,, | ,, | ,, | ,, | ધાબાબંધ | વાસુપૂજ્યજી | ૧૨—૫૮ |
| ૭૮ | ,, | ,, | ,, | ,, | ઘુમટબંધ | શાશ્વતા વર્ધમાનસ્વામી | ૧૪—૧૭ |
| ૭૯ | ,, | મોરૈયા પાર્શ્વનાથની ખડકી | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | ૧૪—૨૨ |
| ૮૦ | ,, | ,, | ,, | ,, | ,, | ધર્મનાથજી | ૯—૧૭ |
| ૮૧ | ,, | શેખનો પાડો | ,, | ,, | ઘર | અજીતનાથજી | ૨૬—૩૮ |
| ૮૨ | ,, | ,, | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૨૩—૧૦ |
| ૮૩ | ,, | ,, | ,, | ,, | ,, | શીતળનાથજી | ૧૮—૩૮ |
| ૮૪ | ,, | ,, | ,, | ,, | ,, | વાસુપૂજ્યજી | ૧[illegible]—૩૩ |
| ૮૫ | ,, | ઝવેરીવાડ નીશાપોળ | ,, | ,, | ,, | ચિંતામણિ પાર્શ્વનાથજી | ૩૮—૫૯ |
| ૮૬ | ,, | ,, ભોંયરામાં | ,, | ,, | ,, | જગવલ્લભ પાર્શ્વનાથજી | ૧૮—૧૦ |
| ૮૭ | ,, | નીશાપોળ | ,, | ,, | શિખરબંધ | વાસુપૂજ્યજી | ૪— ૮ |
| ૮૮ | ,, | ,, શેઠ બાપાલાલ ચુનીલાલના મકાનમાં | ,, | ,, | ઘર | આદિનાથજી | — ૮ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખના સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ લગભગ ૧૭૦૦ | ચંદુલાલ મોહનલાલ | | સારી | | | | આ બન્ને દેરાસર એક સાથે છે |
| શેઠ હઠીસીંગ કેસરીસીંગ લગભગ ૧૮૭૫ | શેઠ હઠીસીંગ ટ્રસ્ટ— સુરેન્દ્રભાઈ સારાભાઈ | મૂ. ના. ૧૭૬૧ | ,, | | ૨ | | |
| શેઠ મગનલાલ હઠીસીંગની વિધવા મુક્તા ૧૯૬૬ | શેઠ હઠીસીંગ ટ્રસ્ટ— સુરેંદ્રભાઈ સારાભાઈ | | ,, | | | | |
| શેઠ હઠીસીંગ કેસરીસીંગ | ,, | મૂ. ના. ૧૬૫૯ | ,, | | | | ભોંયરામાં પ્રતિમાજી છે |
| ,, | છગનલાલ લક્ષ્મીચંદ | મૂ. ના. ૧૬૮૨ | ,, | | | | |
| શેઠ હઠીસીંગ કેસરીસીંગ ટ્રસ્ટ | સુરેન્દ્રભાઈ સારાભાઈ | | ,, | | | | |
| ડાહ્યાભાઈ કપુરચંદ | કેશવલાલ લલ્લુભાઈ ઝવેરી | | ,, | | | | બે ગુરુમૂર્તિ છે |
| શ્રીસંઘ | શેઠ કલ્યાણભાઈ મણિલાલ રાવ | | ,, | | ૧ | | લાકડાની ગભારાની બારસાખમાં લાકડાનું કોતરકામ છે |
| અંચલગચ્છ શ્રીસંઘ ૧૮૦૦ લગભગ | શેઠ ચીમનલાલ બાપાલાલ | | ,, | | ૧ | | ચોવીશ જિનમૂર્તિનો આરસનો પટ ૧ છે. |
| લાલા હરખચંદ ૧૮૫૦ લગભગ | ,, | | ,, | | | | ત્રણ દેવીઓના પ્રાચીન અવશેષો છે. |
| શેઠ મોતીશા કડીઆ | હરિભાઈ ગોકલદાસ | | ,, | | | | ૧ આરસની ગુરુમૂર્તિ છે. |
| શ્રીસંઘ ૧૯૦૦ લગભગ | શેઠ મોહનલાલ છગનલાલ | | ,, | | | | ૩ ગુરુમૂર્તિ છે. ૧ શેઠ–શેઠાણીની મૂર્તિ છે. |
| ,, | શેઠ અમૃતલાલ દલસુખભાઈ હાજી | મૂ. ના. ૧૬૫૯ | ,, | | | | |
| શ્રીસંઘ | ,, | | ,, | | | | |
| શેઠ બાપાલાલ ચૂનીલાલના વડીલો | શેઠ બાપાલાલ ચૂનીલાલ | મૂ. ના. ૧૫૭૨ | ,, | | | | ત્રીજે માળ છે. |

| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મુળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | પાષાણ—ધાતુ |
| ૮૯ | અમદાવાદ | નીશાપોળ | અમદાવાદ | અમદાવાદ | ઘર | શાંતિનાથજી | ૧૭—૫૦ |
| ૯૦ | ,, | ,, | ,, | ,, | ધાબાબંધ | ,, | ૨૬—૨૯ |
| ૯૧ | ,, | લહેરીઆ પોળ | ,, | ,, | ઘુમટબંધ | મહાવીરસ્વામી | ૧૯—૬૩ |
| ૯૨ | ,, | ઝવેરી પોળ | ,, | ,, | ધાબાબંધ | ,, | ૧૫—૨૨ |
| ૯૩ | ,, | શેઠ બબાભાઈ ઘેલીદાસના મકાનમાં | ,, | ,, | ઘર | પાર્શ્વનાથજી | — ૩ |
| ૯૪ | ,, | ખરતરની ખડકી | ,, | ,, | ,, | ,, | —૧૫ |
| ૯૫ | ,, | સોદાગરની પોળ | ,, | ,, | ઘુમટબંધ | શાંતિનાથજી | ૨૯—૪૯ |
| ૯૬ | ,, | સંભવનાથની ખડકી | ,, | ,, | ધાબાબંધ | ધર્મનાથ | ૧૭—૪૫ |
| ૯૭ | ,, | ,, | ,, | ,, | ,, | મહાવીરસ્વામી | ૧૮—૧૦૩ |
| ૯૮ | ,, | ,, | ,, | ,, | ઘુમટબંધ | સુપાર્શ્વનાથજી | ૨૩— ૫ |
| ૯૯ | ,, | ,, | ,, | ,, | ,, | સંભવનાથજી | ૧૦— ૨ |
| ૧૦૦ | ,, | ચૌમુખજીની ખડકી | ,, | ,, | ,, | શાંતિનાથ | ૫૯—૬૮ |
| ૧૦૧ | ,, | સુતારની ખડકી | ,, | ,, | ,, | અજીતનાથજી | ૨૧—૪૯ |
| ૧૦૨ | ,, | કોઠારી પોળ, કલ્યાણભાઈ મોહનલાલના મકાનમાં | ,, | ,, | ઘર | આદિનાથજી | —૧૨ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપા- શ્રય | ધર્મ- શાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ | શેઠ કેશવલાલ બાપુજી | | સારી | | | | લાકડાનું કોતરકામ સારું છે. |
| શ્રીસંઘ પ્રાચીન | શેઠ મોહનલાલ છોટાલાલ | | ,, | | | | ૧ ગુરુમૂર્તિ છે. |
| ,, | શેઠ જીવણલાલ છોટાલાલ | | ,, | | | | ૧ ગુરુમૂર્તિ ધાતુની છે. ૧ શેઠ—શેઠાણીની મૂર્તિ છે. |
| શ્રીસંઘ | શેઠ બબાભાઈ ધોળીદાસ | મૂ. ના. ૧૯૦૩ | ,, | | | | |
| શેઠ બબાભાઈ ધોળીદાસ | ,, | | ,, | | | | ત્રીજે માળ છે. |
| શેઠ રમણલાલ મણિલાલના વડીલો | શેઠ રમણલાલ મણિલાલ | | ,, | | | | ત્રીજે માળ છે. એક સુખડની પ્રતિમા છે. |
| શ્રીસંઘ | મંગળદાસ ડાહ્યાભાઈ પટવા | | ,, | | | | સં. ૧૧૧૬ની સાલની ધાતુમૂર્તિ પ્રાચીન છે. |
| | | | | | | | શેઠ—શેઠાણીની આરસની મૂર્તિ છે. |
| શ્રીસંઘ | કેશવલાલ લલ્લુભાઈ ઝવેરી | મૂ. ના. ૧૬૮૨ | ,, | | ૧ | | |
| ,, | ,, | મૂ. ના. ૧૬૮૨ | ,, | | | | ૪ ગુરૂ મૂર્તિ છે. |
| ,, | ,, | | ,, | | | | ૨ ,, ,, ,, |
| ,, | ,, | મૂ. ના. ૧૬૫૯ | ,, | | | | |
| શેઠ મગનભાઈ દણુવાળા | મણિભાઈ મોહનલાલ | મૂ. ના. ૧૬૩૨ | ,, | | | | ૧ ગુરૂ મૂર્તિ છે. ૧ સ્ફટિક તથા ૧ પરવાળાની મૂર્તિ છે. |
| શ્રીસંઘ | હરખચંદ મોહનલાલ | | ,, | | | | |
| શેઠ મોહનલાલ હેમચંદ | શેઠ કલ્યાણભાઈ મોહનલાલ ચોકશી | | ,, | | | | બીજે માળે છે. |

| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઑફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ૧૦૩ | અમદાવાદ | ઝવેરીવાડ વાઘણપોળ | અમદાવાદ | અમદાવાદ | ધાબાબંધ | અજીતનાથજી | પાષાણ–ધાતુ<br>૧૩૭—૧૬૯ |
| ૧૦૪ | ,, | ,, | ,, | ,, | ઘુમટબંધ | ચિંતામણિ પાર્શ્વનાથજી | ૬૦—૩૭ |
| ૧૦૫ | ,, | ,, | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૧૩— ૩ |
| ૧૦૬ | ,, | ,, | ,, | ,, | ,, | સંભવનાથજી | ૧૩—૫૭ |
| ૧૦૭ | ,, | ,, | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૪— ૪ |
| ૧૦૮ | ,, | ,, | ,, | ,, | ,, | સુવિધિનાથજી | ૪૦—૩૮ |
| ૧૦૯ | ,, | ભોંયરામાં | ,, | ,, | ,, | આદિનાથજી | ૧૦—૧૧૬ |
| ૧૧૦ | ,, | વાઘણપોળ | ,, | ,, | ધાબાબંધ | મહાવીર સ્વામી | ૮૨—૯૬ |
| ૧૧૧ | ,, | રતનપોળ ગોલવાડ | ,, | , | ઘર | મુનિસુવ્રત સ્વામી | ૩ — ૬ |
| ૧૧૨ | ,, | ફતેહભાઈની હવેલી શેઠ છગનલાલ બાપાલાલના મકાનમાં | ,, | ,, | ,, | શાંતિનાથજી | — ૫ |
| ૧૧૩ | ,, | રતનપોળ શેઠનીપોળ | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | — ૬ |
| ૧૧૪ | ,, | રતનપોળ નગીનાપોળ | ,, | ,, | ઘુમટબંધ | આદિનાથજી | ૧૧—૬૯ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ | શેઠ આ. ક.ની પેઢી | મૂ. ના. ૧૮૫૪ | સારી | | | | ભમતીમાં ધાતુની કાઉસ્સગીઆ મૂર્તિ પર સં. ૧૧૧૦ સાલનો લેખ છે. શેઠ–શેઠાણીની ત્રણ આરસની મૂર્તિઓ છે. |
| શેઠ સુરજમલ વખતચંદ | વાઘણપોળ શ્રીસંઘ | | ,, | | | | પાવાપુરી તથા શત્રુંજયનો પટ છે. |
| શ્રીસંઘ | ,, | મૂ. ના. ૧૮૫૪ | ,, | | | | |
| શેઠ ઈચ્છાચંદ વખતચંદ | ,, | | ,, | | | | આ ત્રણે દેરાસરો ચિંતામણિના દેરાસરની અંદર છે. |
| શેઠાણી ઉજમબાઈ વખતચંદ પાનાચંદના પુત્રી | શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી | મૂ. ના. ૧૯૦૩ | ,, | | | | ૧ આરસની ગુરુમૂર્તિ છે. |
| શ્રીસંઘ | ,, | | ,, | | | | શેઠ શેઠાણીની આરસની મૂર્તિ છે. |
| ,, | ,, | મૂ. ના. ૧૮૦૦ | ,, | | | | ૧ ગુરુમૂર્તિ છે. |
| ,, | ,, | | ,, | | | | ૬ સ્ફટિકની મૂર્તિઓ છે. ૧ ગુરુમૂર્તિ છે. |
| શેઠ લાલચંદ બેચરદાસની દીકરી જમનાબાઈ | શેઠ ચીમનલાલ લાલભાઈ | | ,, | | | ૧ | |
| શેઠ ફતેહભાઈ ગોકલદાસ | શેઠ છનાલાલ બાપાલાલ | | ,, | | | | ત્રીજે માળ છે. |
| લક્ષ્મણદાસ ખુશાલદાસ | શેઠ કેશરલાલ ઘેલાભાઈ | | ,, | | | | |
| શ્રીસંઘ | મંગળદાસ છોટાલાલ | | ,, | | | | ૧ સોનાના સિદ્ધચક્ર છે. |

| નંબર. | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧૫ | અમદાવાદ | રીચીરોડ | અમદાવાદ | અમદાવાદ | ઘૂમટબંધ | મહાવીરસ્વામી | પાષાણ—ધાતુ ૯૩—૧૧૫ |
| ૧૧૬ | ,, | પતાસાનીપોળમાં નવીપોળ | ,, | ,, | ઘર | આદિનાથજી | — ૭ |
| ૧૧૭ | ,, | શેઠ બાલાભાઈ મૂળચંદના મકાનમાં | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | —૧૦ |
| ૧૧૮ | ,, | બ્રહ્મપુરી ચંદુલાલ બેચરદાસના મકાનમાં | ,, | ,, | ,, | આદિનાથજી | — ૫ |
| ૧૧૯ | ,, | અદાસાની ખડકી શેઠ ભીખાભાઈ દલીચંદના મકાનમાં | ,, | ,, | ,, | શીતળનાથજી | — ૫ |
| ૧૨૦ | ,, | હીગભાઈની ખડકી મનુભાઈ સારાભાઈના મકાનમાં | ,, | ,, | ,, | આદિનાથજી | —૧૬ |
| ૧૨૧ | ,, | રતિલાલ મોહનલાલના મકાનમાં | ,, | ,, | ,, | ધર્મનાથજી | — ૬ |
| ૧૨૨ | ,, | પતાસાનીપોળ લાલાનો ખાંચો મોહનલાલ હીરાચંદના મકાનમાં | ,, | ,, | ,, | વાસુપૂજ્યજી | — ૫ |
| ૧૨૩ | ,, | મણિલાલ ગોકળદાસના મકાનમાં | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી (ચાંદીના) | — ૩ |
| ૧૨૪ | ,, | પતાસાની પોળ | ,, | ,, | ઘૂમટબંધ | શ્રેયાંસનાથજી | ૪૨—૧૬૩ |
| ૧૨૫ | ,, | ,, | ,, | ,, | ,, | વાસુપૂજ્યજી | ૧૬—૭૧ |
| ૧૨૬ | ,, | ,, | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | ૨૩—૧૧૦ |
| ૧૨૭ | ,, | ઢંઢીની બારી | ,, | ,, | ,, | અજીતનાથજી | ૧— ૯ |
| ૧૨૮ | ,, | પતાસાની પોળ હરકોર શેઠાણીની હવેલી | ,, | ,, | ઘર | ધર્મનાથજી | — ૮ |
| ૧૨૯ | ,, | ડોશીવાડાની પોળ અષ્ટાપદજીનું દેરાસર | ,, | ,, | સામરણવાળું | આદિનાથજી | ૨૮૫— ૩૧ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખના સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ | ભોગીલાલ સાંકળચંદ | | સારી | | | | ૧ સ્ફટિકની મૂર્તિ છે ૧ શેઠ શેઠાણીની મૂર્તિ છે. ભવ્ય દેરાસર છે. |
| પ્રાચીન | શેઠ ડાહ્યાભાઈ મગનલાલ | | ,, | | | | બીજે માળ છે |
| ,, | શેઠ બાલાભાઈ મૂળચંદ | | ,, | | | | ત્રીજે માળ છે |
| શેઠ ચંદુલાલ બેચરદાસ | શેઠ ચંદુલાલના પૌત્રો | | ,, | | | | ,, |
| પ્રાચીન | શેઠ ભીખાભાઈ દલીચંદ | મૂ. ના. ૧૫૨૯ | ,, | | | | ,, |
| શેઠ સારાભાઈ હરિભાઈ | શેઠ મનુભાઈ સારાભાઈ | મૂ. ના. ૧૪૬૬ | ,, | | | | ,, |
| પ્રાચીન | શેઠ રતિલાલ મોહનલાલ | | ,, | | | | |
| શેઠ મગનલાલ હીરાચંદ | બાઈ જાસુદ | | ,, | | | | ત્રીજે માળ છે. |
| પ્રાચીન | મણિલાલ ગોકળચંદ | મૂ. ના. ૧૭૧૯ | ,, | | | | ,, |
| શેઠ હઠીભાઈ હેમાભાઈ | શેઠ મોહનલાલ હરિલાલ | | ,, | | | | સમેતશિખર અને શત્રુંજયનો પટ છે. ૩ ગુરુમૂર્તિ છે |
| શેઠ માણેકચંદ કપુરચંદ | લાલાના ખાંચાનું પંચ | ૧૮૫૪ | ,, | | | | |
| શ્રીસંઘ | શેઠ છોટાલાલ મંગળદાસ | | ,, | | | | |
| ,, | મણિલાલ ગોકળચંદ | | ,, | | | | |
| પન્નાલાલ ઉમાભાઈના વડીલો | શેઠ પન્નાલાલ ઉમાભાઈ | | ,, | | | | ૧ સ્ફટિકની મૂર્તિ છે |
| શેઠ મગનલાલ કરમચંદ ૧૯૧૨ | શેઠ અંબાલાલ સારાભાઈ | | ,, | | | | ૧ ગુરુમૂર્તિ ૧ શેઠ શેઠાણીની મૂર્તિ |

| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મુળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | પાષાણુ—ધાતુ |
| ૧૩૦ | અમદાવાદ | ડોશીવાડાની પોળ વિદ્યાશાળા | અમદાવાદ | અમદાવાદ | ઘુમટબંધ | પાર્શ્વનાથજી | ૩— ૮ |
| ૧૩૧ | ,, | કસુંબાવાડ શેઠ પૂંજાભાઈ હઠીસીંગના મકાનમાં | ,, | ,, | ઘર | સંભવનાથજી | — ૬ |
| ૧૩૨ | ,, | શેઠ ડાહ્યાભાઈ ચુનીલાલના મકાનમાં | ,, | ,, | ,, | પદ્મપ્રભુજી | — ૩ |
| ૧૩૩ | ,, | કસુંબાવાડ | ,, | ,, | સામરણવાળું | આદિનાથજી | ૪૮—૧૬૦ |
| ૧૩૪ | ,, | ડોશીવાડાની પોળ તંબોળીનો ખાંચો ભોગીલાલ તારાચંદ ઝવેરીના મકાનમાં | ,, | ,, | ઘર | પાર્શ્વનાથજી (સ્ફટિકના) | ૧—૧૦ |
| ૧૩૫ | ,, | ,, બાબાપાર્શ્વનાથનો ખાંચો | ,, | ,, | ઘુમટબંધ | બાબા પાર્શ્વનાથજી | ૨૮—૧૦૨ |
| ૧૩૬ | ,, | ગોસાંઈજીની પોળ | ,, | ,, | ઘર | સીમંધર સ્વામી | ૪૯—૧૪૦ |
| ૧૩૭ | ,, | સીમંધરનો ખાંચો શેઠ રમણલાલ ડાહ્યાભાઈ ઝવેરીને ત્યાં | ,, | ,, | ,, | શાંતિનાથજી | — ૯ |
| ૧૩૮ | ,, | ઈંદ્રિકોટ બાલાભાઈ સવચંદના મકાનમાં | ,, | ,, | ,, | ચંદ્રપ્રભુજી | ૩—૩૬ |
| ૧૩૯ | ,, | હાજાપટેલની પોળમાં શાંતિનાથની પોળ | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૪૬—૯૪ |
| ૧૪૦ | ,, | , | ,, | ,, | ,, | પદ્મનાભિનંદન | ૫૭—૧૦૪ |
| ૧૪૧ | ,, | ,, | ,, | ,, | ,, | ચંદ્રપ્રભુજી | ૩૭—૮૯ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખના સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| વિદ્યાશાળાના ટ્રસ્ટીઓ ૧૯૫૦ | વિદ્યાશાળાના ટ્રસ્ટીઓ | ૧૯૦૩ | સારી | | | | ચિત્રકામ સારું છે |
| શેઠ રતિલાલ પુંજાભાઈના વડવાઓ | શેઠ રતિલાલ પુંજાભાઈ | | ,, | | | | ત્રીજે માળ છે. |
| ચુનીલાલ કેવળચંદ લક્ષ્મીચંદવાળા ૧૯૩૦ લગભગ | ડાહ્યાભાઈ ચુનીલાલના પુત્રો | | ,, | | | | ,, |
| શ્રીસંઘ | શેઠ ત્રીકમલાલ ડાહ્યાભાઈ | | ,, | | | | ૧ નીલમ, ૧ પરવાળા તથા ૧ સ્ફટિકની મૂર્તિ છે ૧ ગુરુમૂર્તિ છે. બીજે માળ પ્રતિમાજી છે. |
| શેઠ ભોગીલાલ તારાચંદના વડીલો | શેઠ ભોગીલાલ તારાચંદ ઝવેરી | | ,, | | | | ૧ સ્ફટિકની મૂર્તિ છે. ત્રીજે માળ છે |
| શ્રીસંઘ | મણિલાલ મહાસુખલાલ | | ,, | | | | |
| શ્રીસંઘ | શેઠ જીવણલાલ છોટાલાલ | | ,, | | | | બીજે માળે પ્રતિમાજી છે ધાતુમૂર્તિ પ્રાચીન છે |
| શેઠ રમણલાલ ડાહ્યાભાઈ ઝવેરી | શેઠ રમણલાલ ડાહ્યાભાઈ ઝવેરી | | ,, | | | | |
| શ્રીસંઘ | શેઠ કેશવલાલ મોહનલાલ ઝવેરી | | ,, | | | | ૩ સ્ફટિકની મૂર્તિઓ છે ત્રીજે માળ છે |
| ,, | શેઠ મયાભાઈ સાંકળચંદ | | ,, | | | | ભવ્ય દેરાસર છે. લાકડાનું સુંદર કોતરકામ છે |
| ,, | ,, | | ,, | | | | ૨ સ્ફટિકની મૂર્તિઓ છે ભોંયરામાં મૂર્તિ છે |
| ,, | ,, | | ,, | | | | ભોંયરામાં પ્રતિમાઓ છે |

| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | પાષાણ—ધાતુ. |
| ૧૪૨ | અમદાવાદ | શાંતિનાથની પોળ વાડીલાલ માણેકચંદના મકાનમાં | અમદાવાદ | અમદાવાદ | ઘર | આદિનાથજી | — ૫ |
| ૧૪૩ | ,, | શેઠ મયાભાઈ સાંકળચંદના મકાનમાં | ,, | ,, | ,, | શાંતિનાથજી | — ૪ |
| ૧૪૪ | ,, | ટંકશાળ | ,, | ,, | શિખરબંધ | ધર્મનાથજી | ૯—૨૧ |
| ૧૪૫ | ,, | રામજી મંદિરની પોળ | ,, | ,, | ધાબાબંધ | મહાવીરસ્વામી | ૧૪—૨૧ |
| ૧૪૬ | ,, | ,, | ,, | ,, | ,, | સુપાર્શ્વનાથજી | ૧૩—૪૯ |
| ૧૪૭ | ,, | પાછીઆની પોળ | ,, | ,, | ઘૂમટબંધ | આદિનાથજી | ૧૨—૪૦ |
| ૧૪૮ | ,, | ,, | ,, | ,, | ધાબાબંધ | ધર્મનાથજી | ૯—૧૨ |
| ૧૪૯ | ,, | ,, | ,, | ,, | ઘૂમટબંધ | અજીતનાથજી | ૨૪—૭૮ |
| ૧૫૦ | ,, | ,, | ,, | ,, | ધાબાબંધ | વાસુપૂજ્યજી | ૭—૭ |
| ૧૫૧ | ,, | શેઠ ડાહ્યાભાઈ કરમચંદના મકાનમાં | ,, | ,, | ઘર | શાંતિનાથજી | — ૮ |
| ૧૫૨ | ,, | રૂપચંદ હકમચંદના મકાનમાં | ,, | ,, | ,, | અજીતનાથજી | — ૪ |
| ૧૫૩ | ,, | અમથાલાલ હકમચંદના મકાનમાં | ,, | ,, | ,, | મહાવીરસ્વામી | ૧— ૩ |
| ૧૫૪ | ,, | મંગળદાસ નગીનદાસના મકાનમાં | ,, | ,, | ,, | શાંતિનાથજી | — ૧ |
| ૧૫૫ | ,, | નંદલાલ મોતીલાલના મકાનમાં | ,, | ,, | ,, | વાસુપૂજ્યજી | —૧૧ |
| ૧૫૬ | ,, | પીપરડીની પોળ | ,, | ,, | ઘૂમટબંધ | સુમતિનાથજી | ૨૩—૫૭ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખના સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શેઠ ચમનલાલ વાડીલાલ ના વડીલો | શેઠ ચમનલાલ વાડીલાલ | મૂ. ના. ૧૫૧૪ | સારો | | | | ત્રીજે માળ છે. |
| શેઠ સોમકરણ મણિયા | શેઠ મયાભાઈ સાંકળચંદ | | ,, | | | | ૨ સ્ફટિકના પ્રતિમાઓ છે ત્રીજે માળ છે. |
| હઠીસીંગ કેસરીસીંગ હા. હરકોર શેઠાણી | શેઠ ચમનલાલ છગનલાલ | મૂ. ના. ૧૯૦૩ | ,, | | | | |
| શેઠ મનસુખભાઈ ભગુભાઈ | શેઠ જમનાભાઈ ભગુભાઈ | | ,, | | | | ૧ શેઠ–શેઠાણીની મૂર્તિ છે |
| શ્રીસંઘ | શેઠ માણેકચંદ વાડીલાલ | | ,, | | | | ૧ સ્ફટિકની મૂર્તિ છે. લાકડાનું સુંદર કોતરકામ છે |
| .. | શેઠ મોહનલાલ જમનાદાસ | | ,, | | | | |
| .. | .. | | ,, | | | | ૧ શેઠ-શેઠાણીની મૂર્તિ છે |
| ,, | ,, | | ,, | | | | |
| ,, | ,, | | ,, | | | | આ ચારે દેરાસરો એક જ કંપાઉન્ડમાં છે |
| શેઠ ડાહ્યાભાઈ કરમચંદ ના વડીલો | શેઠ ભાઈલાલ ડાહ્યાભાઈ | | ,, | | | | ત્રીજે માળ છે. |
| શેઠ રવચંદ હકમચંદ ના વડીલો | શેઠ પરસોતમદાસ રવચંદ | મૂ. ના. ૧૭૦૫ | ,, | | | | ૨ સ્ફટિકની મૂર્તિ ત્રીજે માળ છે. |
| શેઠ અમથાલાલ હકમચંદ | શેઠ અમથાલાલ હકમચંદ | | ,, | | | | ,, |
| પ્રાચીન | શેઠ મંગળદાસ નબીનદાસ | | ,, | | | | ત્રીજે મ.ળ છે. |
| નંદલાલ મોતીલાલના વડીલો | શેઠ નંદલાલ મોતીલાલ | મૂ. ના. ૧૮૯૩ | ,, | | | | ,, |
| શ્રીસંઘ | શેઠ ત્રીકમલાલ છોટાલાલ | | ,, | | | | ૧ સ્ફટિકની મૂર્તિ છે. બીજે માળ તથા ભોંયરામાં પ્રતિમાજી છે |

| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઑફિસ. | બાંધણી | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | પાષાણ-ધાતુ. |
| ૧૫૭ | અમદાવાદ | ખારાકુવાની પોળ | અમદાવાદ | અમદાવાદ | ઘૂમટબંધ | સંભવનાથજી | ૧૬—૫૦ |
| ૧૫૮ | ,, | લાંબેસર | ,, | ,, | ,, | શામળા પાર્શ્વનાથજી | ૨૪—૧૮ |
| ૧૫૯ | ,, | ,, | ,, | ,, | ઘર | સહસ્રફણા પાર્શ્વનાથજી | ૭—૧૮ |
| ૧૬૦ | ,, | ,, | ,, | ,, | ,, | ચિંતામણિ પાર્શ્વનાથજી | ૭—૨૮ |
| ૧૬૧ | ,, | ધનાસુતારની પોળ દેરાસરવાળી પોળ | ,, | ,, | ઘૂમટબંધ | શાંતિનાથજી | ૨૯—૭૯ |
| ૧૬૨ | ,, | ,, ભોંયરામાં | ,, | ,, | ,, | આદિનાથજી | ૮— |
| ૧૬૩ | ,, | ધનાસુતારની પોળ વાડીલાલ મુનસફના મકાનમાં | ,, | ,, | ઘર | મહાવીરસ્વામી | ૨—૧૨ |
| ૧૬૪ | ,, | લાવરીની પોળ | ,, | ,, | ,, | વાસુપૂજ્યજી | ૭— ૮ |
| ૧૬૫ | ,, | હાંલ્લાની પોળ | ,, | ,, | ઘૂમટબંધ | શાંતિનાથજી | ૪૪—૧૦૧ |
| ૧૬૬ | ,, | ,, | ,, | ,, | ઘર | કુંથુનાથજી | ૮—૧૪ |
| ૧૬૭ | ,, | ભંડેરી પોળ વાણીઆની શેરી | ,, | ,, | ,, | સુમતિનાથજી | ૧૩—૩૫ |
| ૧૬૮ | ,, | કાળુશીની પોળ | ,, | ,, | ઘૂમટબંધ | સંભવનાથજી | ૩૬—૯૪ |
| ૧૬૯ | ,, | ,, | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૫—૫૯ |
| ૧૭૦ | ,, | ,, | ,, | ,, | ,, | વિજયચિંતામણિ પાર્શ્વનાથજી | ૧૧—૨૮ |
| ૧૭૧ | ,, | ,, | ,, | ,, | ,, | અજીતનાથજી | ૫—૧૭ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ | શેઠ મણિલાલ લલ્લુભાઇ તેલી | | સારી | | | | |
| ,, | શેઠ ચીનુભાઈ ચૂનીલાલ | | ,, | | | | ૧ ગુરુ મૂર્તિ છે |
| ,, | ,, | મૂ. ના. ૧૮૦૪ | ,, | | | | પદ્મપ્રભુના ગભારામાં લાકડાનું સુંદર કોતરકામ છે |
| ,, | ,, | મૂ. ના. ૧૬૬૩ | ,, | | | | |
| શેઠ સદાસોમજી ૧૬૦૦ લગભગ | શેઠ બાલાભાઈ મુળચંદ | લેખ ૧૬૫૩ | ,, | | | | ૧ ગુરુ મૂર્તિ ૧ શેઠની મૂર્તિ લાકડાનું કામ સારું છે |
| ,, | ,, | ૧૬૫૩ | ,, | | | | ૧ શેઠની આરસની મૂર્તિ ૧ ગુરુ મૂર્તિ આ. એક ગુરુ મૂર્તિ ધાતુ |
| શેઠ વાડોલાલ તારાચંદ | શેઠ મોતીલાલ છગનલાલ | ૧૬૮૨ | ,, | | | | ૧ ગુરુ મૂર્તિ આરસ |
| શેઠ ગોકળદાસ લલ્લુભાઇ | શેઠ ગિરધરલાલ કાળિદાસ | | ,, | | | | બીજે માળ છે. |
| શ્રીસંઘ | શેઠ મણિલાલ કાળિદાસ | | ,, | | | | ૧ ગુરુ મૂર્તિ આરસ ભોંયરામાં પ્રતિમાજી છે |
| ,, | ,, | | ,, | | | | |
| ,, | શેઠ વાડીલાલ છગનલાલ | | ,, | | | | |
| ,, | શેઠ મણિલાલ છનાભાઇ તથા શેઠ પોપટલાલ મનસુખરામ | ૧૫૨૭ | ,, | | ૨ | | ૩ ગુરુ મૂર્તિઓ છે. ભોંયરામાં પ્રતિમાજી છે |
| ,, | ,, | ૧૬૭૦ | ,, | | | | ૧ સ્ફટિકની મૂર્તિ છે |
| ,, | ,, | | ,, | | | | ૧ ગુરુ મૂર્તિ ધાતુ આ ત્રણે દેરાસરો એકી સાથે આવેલા છે |
| ,, | ,, | | ,, | | | | ૨ ગુરુ મૂર્તિઓ છે |

| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઑફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | પાષાણ–ધાતુ |
| ૧૭૨ | અમદાવાદ | ઝાંપડાની પોળ | અમદાવાદ | અમદાવાદ | ધાબાબંધ | આદિનાથજી | ૭—૧૨૦ |
| ૧૭૩ | ,, | મનસુખભાઈ શેઠની પોળ | ,, | ,, | ,, | નેમનાથજી | ૪૨—૯૩ |
| ૧૭૪ | ,, | શેઠ જમનાભાઈ ભગુભાઈના મકાનમાં | ,, | ,, | ઘર | શાંતિનાથજી | — ૩ |
| ૧૭૫ | , | રાજામહેતાની પોળ શાંતિનાથનો ખાંચો શેઠ દોલતરામ રવચંદના મકાનમાં | ,, | ,, | ,, | ,, | ૧—૧૩ |
| ૧૭૬ | ,, | રાજામહેતાની પોળમાં તોડાજીની પોળ | ,, | ,, | ઘુમટબંધ | આદિનાથજી | ૧૪—૬૬ |
| ૧૭૭ | ,, | ધનજી કાશીની ખડકી સોમચંદ દોલતચંદના મકાનમાં | ,, | ,, | ઘર | મુનિસુવ્રત સ્વામી | ૩— ૫ |
| ૧૭૮ | ,, | લક્ષ્મીનારાયણની પોળ | ,, | ,, | ઘુમટબંધ | કુંથુનાથજી | ૧૮—૩૩ |
| ૧૭૯ | ,, | પાડાપોળ | ,, | ,, | શિખરબંધ | નમિનાથજી | ૩૮— ૭૯ |
| ૧૮૦ | ,, | ખાડિયા ચાર રસ્તા | | ,, | ઘુમટબંધ | સંભવનાથજી | ૫—૧૪ |
| ૧૮૧ | ,, | સ્ટેશન સામે કંસારાનું ડહેલું | ૧ મા. દૂર | રેલ્વેપુરા | ધાબાબંધ | અભિનંદનજી | ૭— ૫ |
| ૧૮૨ | ,, | હરિપુરા | ,, | ઇદિગા | ,, | વાસુપૂજ્ય | ૨૪— |
| ૧૮૩ | ,, | સરસપુર વાસણશેરી | ,, | સરસપુર | ,, | સુમતિનાથજી | ૫— ૧૪ |
| ૧૮૪ | ,, | જમાલપુર ટોકરશાની પોળ | અમદાવાદ | અમદાવાદ | ,, | પાર્શ્વનાથજી | ૫૧—૯૨ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ | શેઠ ગિરધરલાલ છોટાલાલ | | સારી | | ૨ | | ૧ ગુરુ મૂર્તિ ચાંદીની છે |
| શેઠ મનસુખભાઈ ભગુભાઈ | શેઠ માણેકલાલ મનસુખભાઈ | ૧૬૬૩ | ,, | | | | મેડાપર તથા ભોંયરામાં પ્રતિમાજી છે |
| શેઠ જમનાભાઈ ભગુભાઈ | શેઠ જમનાભાઈ ભગુભાઈ | | ,, | | | | ત્રીજે માળ છે. |
| શેઠ દોલતરામ રવચંદ ના વડીલો | શેઠ ચંદુલાલ દોલતરામ | | ,, | | | | |
| શ્રીસંઘ | શેઠ હીરાલાલ મોતીલાલ | | ,, | | | | ૧ સ્ફટિકની મૂર્તિ છે. |
| શેઠ સોમચંદ દોલતચંદ ના વડીલો | શેઠ રમણલાલ સોમચંદ | | ,, | | | | બીજે માળ છે |
| શ્રીસંઘ | વકીલ મણિલાલ મોહનલાલ | | | | | | ૧ સ્ફટિકની મૂર્તિ તથા ૧ સોનાની મૂર્તિ છે. |
| ,, | શેઠ ડાહ્યાભાઈ મણિલાલ | | ,, | | ૧ | | ૧ સ્ફટિકની મૂર્તિ છે. ૧ ગુરુમૂર્તિ છે. મેડાપર તથા ભોંયરામાં મૂર્તિ છે. |
| | શેઠ ગેલાભાઈ મૂળચંદ | | ,, | | | | |
| શેઠ અમુલખ છનાલાલ રાયજી | શેઠ મૂળચંદ ડાહ્યાભાઈ | ૧૯૭૯ | ,, | | | ૧ | જૈન યાત્રાળુઓને ઉતરવાની સગવડ છે. |
| શ્રીસંઘ | શેઠ જમનાભાઈ ભગુભાઈ | મૂ. ના. ૧૬૮૨ | ,, | | ૧ | ૧ | ભોંયરામાં પ્રતિમાજી છે |
| શ્રીસંઘ ૧૯૮૭ મહા સુદ ૧૦ | શેઠ કેશવલાલ છોટાલાલ | | ,, | | ૨ | | |
| નગરશેઠ મણિભાઈ પ્રેમાભાઈ | શેઠ વીરચંદ મોહમચંદ કુહી | | ,, | | | | ભોંયરામાં પ્રતિમાજી છે |

| નંબર | ગામનું નામ | ઠેકાણું | રેલ્વે સ્ટેશન | પોસ્ટ ઓફિસ | બાંધણી | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૫ | અમદાવાદ | રાજપુર દેરાસરનો ખાંચો | અમદાવાદ ૧।। મા. દૂર | ગોમતીપુર | ઘૂમટબંધ | ચિંતામણિ પાર્શ્વનાથજી | પાષાણ–ધાતુ ૨૩ – ૨૦ |
| ૧૮૬ | ,, | હઠીભાઈ શેઠની વાડી | ,, | અમદાવાદ | શિખરબંધ | ધર્મનાથજી | ૨૭૪—૧૧૭ |
| ૧૮૭ | ,, | શાહીબાગ જમનાભાઈ શેઠનો બંગલો | ,, | ,, | ધાબાબંધ | શાંતિનાથજી | — ૬ |
| ૧૮૮ | ,, | શાહીબાગ | ,, | ,, | ઘર | ,, | — ૨ |
| ૧૮૯ | ,, | શેઠ મગનલાલ ઠાકરશીનો બંગલો | ,, | ,, | ,, | પાર્શ્વનાથજી | — ૩ |
| ૧૯૦ | ,, | શેઠ કસ્તુરભાઈ લાલભાઈનો બંગલો | ,, | ,, | ,, | શાંતિનાથજી | — ૩ |
| ૧૯૧ | ,, | એલીસબ્રીજ બરફના કારખાના પાસે | ,, | એલીસબ્રીજ | સામરણવાળું | આદિનાથજી | ૩— ૩ |
| ૧૯૨ | ,, | એલીસબ્રીજ કલ્યાણ સોસાયટી | ,, | ,, | ઘર | સંભવનાથજી | — ૧ |
| ૧૯૩ | ,, | એલીસબ્રીજ સરખેજ રોડ | ,, | ,, | ,, | આદિનાથજી | — ૩ |
| ૧૯૪ | ,, | ,, | ,, | ,, | ,, | ધર્મનાથજી | — ૧ |
| ૧૯૫ | ,, | જૈન સોસાયટી એલીસબ્રીજ | ,, | ,, | ,, | સુમતિનાથજી | ૨— ૩ |
| ૧૯૬ | ,, | ,, | ,, | ,, | શિખરબંધ | શાંતિનાથજી | —૧૦ |
| ૧૯૭ | ,, | આંબાવાડિયુ શેઠ ચી. ન. વિદ્યાવિહાર | ,, | ,, | ઘર | સુવિધિનાથજી | — ૧ |
| ૧૯૮ | ,, | લક્ષ્મીનિવાસ સોસાયટી પાલડી | ,, | ,, | ,, | કુંથુનાથજી | — ૩ |
| ૧૯૯ | ,, | દશાપોરવાડ જૈન સોસાયટી | ,, | ,, | ધાબાબંધ | શીતળનાથજી | ૩— ૧ |

